શ્રી

શ્રીમતી સુવર્ણકુમારી દેવી ( મીસીસ ઘોસલ )ના
'ધી ફેટલ ગાર્લેન્ડ' ઉપરથી
( તેમની ખાસ અનુમતિથી )

# પ્રેમ પ્રભાવ

( એક રસમય ઐતિહાસિક નવલકથા )


લેખક અને પ્રકાશકઃ

તારાચંદ્ર પોપટલાલ અડાલજા.

એલ. ટી. એમ.

'વીરની વાતો', 'અજામિલ' કિંવા 'ગરીબનું નસીબ ગરીબ', 'હાથવણાટ' વિ. ના લેખક.

કોઠી પાસે, વડોદરા.




'હર્ષ શું ઝિન્દગીમાં ને હર્ષ શું હોત મૃત્યુમાં,
પ્રેમના રંગથી જો ના રંગાયું વિશ્વ હોત આ !'




સચિત્ર આવૃત્તિ પહેલી

[વિ. સં. ૧૯૮૬] પ્રત ૧૧૦૦. [ઇ. સ. ૧૯૩૦

મૂલ્ય રૂ. ૨-૮-૦



સોલ એજન્ટસ:

આર. આર. શેઠની કું. બુકસેલર્સ,

કેશવબાગ, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ.






बन्धनानि खलु सन्ति बहूनि
प्रेमरज्जुकृतबन्धनमन्यत् ॥
दारुभेदनिपुणोऽपि षडङ्घ्रि
र्निष्क्रियो भवति पङ्कजकोषे ॥

महाकवि.

**અર્થાત**:—દુનિયામાં બંધનો અનેક પ્રકારનાં હોય છે, પણ પ્રેમરૂપ દોરીનું બંધન કોઈ જુદાજ પ્રકારનું છે. લાકડાનો ભેદ કરી બહાર નિકળવાને માટે ચતુર એવો ભમરો (પ્રેમ બંધનમાં બંધાઈ ગયેલો) કમળની કળીમાંથી બહાર નિકળવાને ક્રિયારહિત બની જાય છે. મતલબ કે પ્રેમનું બંધન અને તેનો પ્રભાવ સર્વ કરતાં જબરાં છે.



અમદાવાદ-ધી ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# નિવેદન

પ્રભુકૃપાથી 'પ્રેમ-પ્રભાવ' અમારા સુજ્ઞ વાંચકોને લાંબો વખત સુધી રાહ જોવરાવીને પણ અંતે પ્રગટ થવા પામે છે.

સચિત્ર 'પ્રેમ-પ્રભાવ' પ્રગટ કરવાનું અમે જાહેર કર્યું ત્યારે 'વીરની વાતો'ના અમારા અનેક કદરદાન ગ્રાહકોએ અગાઉથી થનાર ગ્રાહક તરીકે નામ નોંધાવી અમારા પ્રયાસની કદર કરી હતી. એ પુસ્તક તરતજ પ્રગટ કરવાની અમારી ઉમેદ હતી, છતાં 'વીરની વાતો'ની લોકપ્રિયતાને લીધે તેના ત્રણ ભાગો અને ઉપરાઉપર આવૃત્તિઓ પ્રગટ કરવી પડી તેથી 'પ્રેમ-પ્રભાવ' માટેની તૈયારી કરવાનો સમય મળી ન શક્યો, અને મનમાન્યા ચિત્રો મેળવવાની મુશ્કેલીએ એ વિલંબમાં વૃદ્ધિ કરી. આમ ગ્રાહક બંધુઓની ધીરજને કસોટીએ ચડાવવા જેવું બન્યું છે, છતાં છેવટે સારામાં સારાં ચિત્રો, સ્વચ્છ છાપકામ અને અનુપમ રૂપરંગ સાથે પુસ્તક બહાર પડે છે તેથી તેનો ખંગ વળી રહેશે એવી અમને શ્રદ્ધા છે.

પ્રેમ-પ્રભાવ એક ઐતિહાસિક નવલકથા છે. બંગાળાનો ઇતિહાસ એમાં ગુંથી લેવામાં આવ્યો છે. એની ફૂલગુંથણી એક કુશળ કલાકારને હાથે થઇ છે. એ કલાકાર તે શ્રીમતી સુવર્ણકુમારી દેવી. સાહિત્ય અને કળા જે કુટુંબને વરી છે એવા ટાગોર કુટુંબના એ પનોતા પુત્રી. વિશ્વવિખ્યાત કવિવર શ્રી. રવિન્દ્રનાથ ટાગોરના એ સગાં બ્હેન. બંગાળી સાહિત્યની સેવામાં એ સંસ્કારી લેખિકાએ સુંદર ફાળો આપ્યો છે. આ પુસ્તકમાં આપેલા 'પરિચય' ઉપરથી તેમની વિદ્વતા, સાહિત્યસેવા અને લેખિકા તરીકેની તેમની લોકપ્રિયતાની પ્રતીતિ થાય છે.

'ધી ફેટલ ગાર્લેન્ડ' નામની બંગદેશના ઇતિહાસની તેમની

નવલકથા એટલી બધી લોકપ્રિય નીવડી છે કે તેની એક કરતાં વધુ આવૃત્તિ બહાર પડી છે, એટલુંજ નહિં, પરંતુ પરદેશમાં પણ તે અત્યંત આદરને પાત્ર થઇ પડી છે. આવી સુંદર નવલકથાનો લાભ ગુજરાતી વાંચકોને મળે એ અભિલાષા અમારા અંતરમાં જાગી, એ માટે અમે શ્રીમતીની પરવાનગી માગી અને તેમણે હર્ષપૂર્વક તે આપી. શ્રીમતીની આ ઉદાર ભાવના માટે અમે તેમના ઓશિંગણ છીએ.

મૂળ પુસ્તકનો અક્ષરસઃ અનુવાદ કરવો એ અમને ઉચિત ન લાગતાં ભાષા રસમય બને અને મૂળ પુસ્તકના ભાવમાં ન્યૂનતા ન આવે એવી વર્ણન શૈલી અમે ગ્રહણ કરી છે, એટલુંજ નહિ, પરંતુ નવલકથાને વિશેષ રસમય બનાવવા માટે કોઇ કોઇ સ્થળે ફેર-ફાર અને વિસ્તાર કરવામાં આવ્યો છે, જે વાંચકોને વિશેષ રૂચિકર થઇ પડશે.

આ ઐતિહાસિક નવલકથામાં શ્રીમતિએ પ્રેમના અલૌકિક પ્રભાવનું દિગ્દર્શન કરાવ્યું છે. પ્રેમને માટે પ્રાણાર્પણ કરતાં પણ મનુષ્યો પાછી પાની કરતા નથી એ પ્રેમના સનાતન સિદ્ધાંતનું પ્રતિ-પાદન કરતાં વાર્તામાં ગુંથી લીધેલા પ્રસંગોનું હૃદયંગમ વર્ણન કરીને, પાને પાને અવનવી રસિકતા રેડીને તેમણે નવલકથામાં વીર શ્રૃંગાર કરૂણ અને હાસ્યરસની અદ્‌ભુત જમાવટ કરી છે. તેથીજ અમે તે અમારા વાંચક બંધુઓના કરકમળમાં મુકવાનો પ્રયાસ કર્યો છે.

સચિત્ર સાહિત્યનો શોખ દિવસે દિવસે વધતો જાય છે. દૂધ અને સાકરના મીઠા મેળની પેઠે સાહિત્ય અને કલાનો સુંદર મેળ વાંચકોના અતિ આદરને પાત્ર નીવડે છે અને સાહિત્યની અભિવૃદ્ધિમાં કારણરૂપ બને છે. પ્રેમ–પ્રભાવને સચિત્ર બનાવવામાં અમારા ચિત્રકાર બંધુઓએ કરેલા સહકારની નોંધ લેતાં અમને અતિ આનંદ થાય છે.

લલિતકળાના પરમ ઉપાસક ગર્ભશ્રીમંત કલાકાર શ્રીમાન પુરૂષો-ત્તમની પીંછી ભાવભર્યાં ચિત્રો માટે મશહુર છે. અમારી લેખન શૈલી માટે તેમને પક્ષપાત છે અને એ માટે ચિત્રો બનાવવામાં તેઓ મોજ માને છે.

'પ્રેમ–પ્રભાવ'જોઇને તેમણે જણાવેલું કે 'આમાં તો પાને પાને ચિત્ર દોરી શકાય તેવા પ્રસંગો છે !' અનેકવિધ પ્રવૃત્તિઓમાંથી પણ સમય મેળ-વીને તેમણે **પ્રેમ**–પ્રભાવ માટે બે ત્રિરંગી અને બીજા ત્રણ અતિ આકર્ષક ચિત્રો ખાસ તૈયાર કરી આપ્યા તે માટે અમે અંતઃકરણ પૂર્વક તેમના આભારી છીએ.

કળામંદિરના અનન્ય ઉપાસક અને છાયાચિત્રોમાં પારંગત થયેલા શ્રી. કનુ દેસાઇએ પણ **પ્રેમ**–પ્રભાવના પુંઠા ઉપરનું બેરંગી ચિત્ર તૈયાર કરીને પોતાની સર્વગ્રાહી શક્તિનો પરિચય કરાવ્યો છે. તેમનાં બીજા બેરંગી અને એકરંગી ચિત્રો પણ એટલાંજ આકર્ષક છે.

અને જેમના કલાકૃતિના સુંદર નમુનાઓ '**કાઠિયાવાડની દંત-કથાઓ**'માં અમે આપ્યા હતા તે ચિત્રકળાના ક્ષેત્રમાં અજબ ઉત્સા-હથી ઘુમનાર યુવાન ચિત્રકાર શ્રી. **કલાબ્ધિએ** ખાસ મમતાપૂર્વક **પ્રેમ**–પ્રભાવને પોતાની સુંદર ચિત્રકળાથી શણગારવામાં કશી મણા રાખી નથી. એમના ચિત્રો એ વાતની સાક્ષી પૂરે છે.

આમ પૂરતી તૈયારી સાથે **પ્રેમ**–પ્રભાવને સુંદર સ્વરૂપમાં પ્રગટ કરવાના અમારા પ્રયાસને અમારા સુજ્ઞ ગ્રાહકો સત્કારશે એવી અમારી દૃઢ શ્રદ્ધા છે.

'**અમારી વીરાંગનાની વાતો**' માટે અધીરા બનેલા ગ્રાહકો જાણીને ખુશી થશે કે તેને માટે બધી તૈયારી થઇ ચૂકી છે. '**વીરની** વાતો' ને પણ ભૂલાવી દે તેવી વીરરસથી ભરપૂર એ '**વીરાંગનાની વાતો**' હવે થોડાજ સમયમાં પ્રગટ થશે એવી અમે ખાત્રી આ-પીએ છીએ.

પરમ કૃપાળુ પરમાત્મા અમારા કદરદાન ગ્રાહકોનો સદ્‌ભાવ ચાલુ રાખે અને અમને વધુ ને વધુ સાહિત્યસેવા કરવાનું બળ આપે એજ અભ્યર્થના !

દેવશયની એકાદશી
**વડોદરાઃ** વિ. સં. ૧૯૮૬      લેખક.

# પરિચય.

## શ્રીમતિ સુવર્ણકુમારી દેવી.

આર્યભૂમિના સુપુત્ર તરીકે—એક બાહોશ કવિરત્ન તરીકે વિખ્યાતી પામી 'નોબલ પ્રાઇઝ' નો અલભ્ય લાભ ખાટી જનારા શ્રી. રવિન્દ્રનાથ ટાગોર જેવા બંધુનાં ભગિની શ્રીમતિ સુવર્ણકુમારી દેવી તેમના જેવાંજ સંસ્કારી હોય તેમાં શું આશ્ચર્ય?

શ્રીમતિ, કવિવર રવિન્દ્રનાથ ટાગોરનાં ભગિની અને મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરનાં પુત્રી થાય. તેમનો જન્મ ૧૮૫૭ માં થયો હતો. જનાનામાંજ ઉછરેલાં હોઇ તેમનાં લગ્ન સ્વર્ગસ્થ જે. ઘોસલ સાથે કરવામાં આવ્યાં હતાં. વીસ વર્ષની વયે તેમણે પોતાનું નામ ગુપ્ત રાખીને એક નવલકથા પ્રગટ કરી ત્યારથી તેમનું સાહિત્ય-જીવન શરૂ થયું. અલ્પ સમયમાં તેમણે એક બંગાલી માસીક '**ભારતી**' નું તંત્રીપદ ધારણ કર્યું, અને કુશળતાપૂર્વક તે પદને દીપાવ્યું. સમગ્ર હિંદુસ્તાનમાં પ્રથમ સ્ત્રી પત્રકાર હોવાનું માન શ્રીમતિને ઘટે છે!

જનસમાજની સુધારણાના પરોપકારી કાર્યમાં શ્રીમતિએ ઉત્સાહ ભર્યો ભાગ લીધો છે. કુચબિહારનાં રાજમાતા શ્રી સુનીતિ દેવીના પ્રમુખપણા નીચે તેમણે ૧૮૮૩ માં એક 'સખી સમીતી' ની સ્થાપના કરી છે, જે મંડળનો ઉદ્દેશ હિંદુ વિધવાઓ તેમજ પડદા-નશીન સ્ત્રીઓની સ્થિતિ સુધારવાનો છે. હિંદુ વિધવાઓને સહાય આપવાના આશયથી ૧૯૦૬ માં એક વિધવા આશ્રમ અને ઉદ્યોગ-શાળા સ્થાપવામાં આવી હતી, જેનું નામ 'મહિલા શિલ્પાશ્રમ' રાખ-વામાં આવ્યું છે. આ આશ્રમની સાથે એક પડદા ક્લાસ રાખ્યો છે અને જનાનામાં શીખવવા માટે વિધવાઓને શીક્ષક તરીકે તૈયાર કરવામાં આવે છે.

તેમની સાહિત્યસેવા અમૂલ્ય છે. દીપનીર્વાણ, ચીનામુકુલ, વીદ્રોહ વીગેરે એકાદ ડઝન નવલકથાઓ ઉપરાંત કાને—બદલ અને

પાકચક્ર નામના પ્રહસન અને રાજકન્યા તથા દેવકંટક નામના નાટકો તેમજ 'પૃથ્વી' વીગેરે તેમની કૃતિનાં છે. આ સિવાય ટૂંકી વાર્તાઓ, કાવ્યો અને બાળકો માટે નાનાં પુસ્તકો અંગ્રેજીમાં લખાઇ છેક લન્ડનમાં રસભેર વંચાય એજ એમના લખાણની લોકપ્રિયતાની પ્રતીતિ આપે છે.

શ્રીમતીને અંગ્રેજી પુસ્તકો વાંચવાનો શોખ જબરો છે, જેમાં જ્યોર્જ ઇલીયટનાં પુસ્તકો વધારે પ્રિય છે. સંગીત અને બાગકામમાં તેઓ બહુ આનંદ લે છે.

'ધી ફેટલ ગાર્લેન્ડ' ની બીજી આવૃત્તિની પ્રસ્તાવનામાં શ્રીમતિ લખે છે કેઃ—"મારી પ્રથમ નવલકથા 'દીપનિર્વાણ' પ્રગટ થયાને આજ ૩૮ અને '**ભા**રતી' નું તંત્રીપદ લીધાને ૩૦ વર્ષ થયા છે. તે સમયે પ્રખ્યાત લેખક અને નવલકથાકાર—મર્હુમ બંકિમચંદ્ર ચેટરજીના હાથે ચાલતું'**બં**ગદર્શન' બંગાળી સાહિત્યમાં નવિન જાગ્રતિ ફેલાવીને બંધ પડયું હતું, અને બંગાળાના પ્રખ્યાત વિદ્વાન મારા જ્યેષ્ટ બંધુ દ્વિજેન્દ્રનાથ ટાગોરે સાત વર્ષ સુધી ચલાવેલું '**ભા**રતી' બંધ પડવાની અણી ઉપર હતું તેવામાં મેં તેનું તંત્રીપદ લીધું. તે સમયમાં આવું વિકટ કામ માથે લેવામાં એક નાની વયની બિન અનુભવી અબળાને કેવી—કેટલી હિંમતની જરૂર હતી, અને મારે કેટલી મુશ્કેલી વેઠવી પડી તેનો ખ્યાલ અત્યારે આવવો મુશ્કેલ છે. બંગાલી સ્ત્રીઓની સાહિત્યશક્તિ તે સમયે શીથીલ હતી અને કદાચ દૈવયોગે કોઇ સ્ત્રી એવી શક્તિ બતાવતી તો જનસમૂહ તેથી આશ્ચર્યચકિત બનતો.

"તે જમાનામાં હિંદુ બાળાઓને અસાધારણ ગણાય એવી કેળવણીના સંસ્કાર મને આપનાર મારા સ્નેહાળ પૂજ્ય પિતા મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર હતા, તો પણ મને હવેથી લાગતું કે મારા પ્રેમી પતિ તરફથી મળેલી સહાય અને ઉત્તેજન સિવાય હું આટલી બધી આગળ વધી શકત. જગત આજે મને જે સ્વરૂપમાં જુએ છે તે સ્વરૂપમાં

લાવી મુકનાર મારા પતિજ હતા, અને તેમની પ્રેમભરી દેખરેખ નીચે જેમ હુશીઆર તરનારો તોફાની સમુદ્ર તરી જાય તેમ હું સાહિત્ય-જીવનના તોફાની મોજાઓમાંથી સ્હેલાઇથી અને આનંદથી પસાર થઇ શકી છું. અને જો કે તેઓ દેહ સ્વરૂપે આજે મારી સમક્ષ નથી છતાં તેમનો પરોપકારી આત્મા મને સહાનુભુત છે અને દરેક યત્નમાં તેમનો હાથ મને સહાય કરતો હોય, અને દરેક સારા નિશ્ચયમાં તેમનો સ્વર મને ઉત્તેજીત બનાવતો હોય એમ મને જણાય છે. મારા સાહિ-ત્ય તરફના જે તીવ્ર પ્રેમનું તેમણે પોષણ કર્યું હતું તેણે આજના અત્યંત જ્ઞાનસંપન્ન માસિકોમાં ગણાતાં એક માસીકને ચલાવવાની જવાબદારી વ્હોરી લેવાની મને ફરજ પાડી, અને તેમણે આપેલી માનસિક સ્વતંત્રતાના આનંદ વડે મારા સ્વદેશ બન્ધુઓ અને ભગિ-નીઓ સાથે હું સહાનુભુત થઇ—આ પ્રગતિવાન જમાનામાં થતા વિકાસ અને જ્ઞાનોદ્દીપનનો વિસ્તાર કરવાના કાર્યમાં મને પ્રોત્સાહન મળ્યું.

"બંગાળાનું સાહિત્યજીવન અત્યારે પૂર્ણ પ્રગતિવાન છે, તેમાં સ્ત્રીઓ કંઈ ઓછી સેવા બજાવતી નથી; અને જો આ પ્રગતિમાં મેં યથાશક્તિ ભાગ લીધો હોય તો મારી મહેનતનું સાર્થક થયેલું હું સમજું છું.

"પરંતુ મારી આકાંક્ષા આટલેથીજ તૃપ્ત થતી નથી. આપણા સાહિત્ય પ્રત્યેનો મારો પ્રેમ, અને પ્રજાજનો જેઓએ મારા પ્રથમ પ્રયાસોને પ્રોત્સાહન આપી મારાં સાહિત્યજીવનની કસોટી અને મુશ્કે-લીઓમાં મને ટકાવી રાખી છે તેઓ મને કંઇક આગળ વધવાની અને મારા પુસ્તકો અંગ્રેજી ભાષામાં રચવાની પ્રેરણા કરે છે........"

શ્રીમતિનો આટલો ટુંકો પરિચય કરાવ્યા પછી તેમના પોતાના અને તેમના નિકટના એક સગાના શબ્દો ટાંકીશું તો તે અસ્થાને નહિં થઈ પડે:—

રા. અવનીન્દ્રનાથ ટાગોર. સી. આઇ. ઇ. લખે છે કે:—

"ગ્રંથકર્તી—મારાં ફોઇ—અર્વાચીન બંગાળામાં પ્રથમ સ્ત્રી લેખક—તેમની સાહિત્યસેવાઓને માટે અહિં સારી રીતે જાણીતા થયા છે. વીસ વર્ષની વયની અંદર તેમનું સાહિત્યજીવન શરૂ થયું હતું, જે તેમણે દ્રઢ ઉત્સાહ અને એકનિષ્ઠાથી આજ પર્યંત ચાલુ રાખ્યું છે."

નીચેના અભિપ્રાયો તેમના ગુણોનું યથેચ્છ વર્ણન આપે છેઃ–
'કલકત્તા રિવ્યુ–૧૮૮૦' તેમના 'દીપનિર્વાણ' માટે લખે છે કેઃ—

'આજ સુધી બંગાળી સ્ત્રી લેખકને હાથે લખાયલાં પુસ્તકોમાં આ સર્વોત્કૃષ્ટ છે એમ કહેવામાં અમને સંકોચ થતો નથી. એટલુંજ નહિં, પરંતુ બંગાળી સાહિત્યમાં તે ઉત્તમમાંનું એક છે એમ અમે દ્રઢતાથી કહીએ છીએ.'

'હિંદુ ઑફ મદ્રાસ' લખે છે કેઃ—

'બંગાળામાં આ પહેલાં આવી ઉત્તમ શક્તિવાળી સ્ત્રીલેખક થઇ નથી અને પોતાના દેશના સાહિત્યમાં આવો પ્રકાશ પાડયો નથી.'

છેવટ શ્રીમતિને તેમની સાહિત્યસેવા માટે ધન્યવાદ આપી આપણે ઇચ્છીશું કે પરમકૃપાળુ પ્રભુ આપણા ગુર્જરરાષ્ટમાં શ્રીમતિ જેવી સન્નારીઓ ઉત્પન્ન કરે, અને તેઓ ગુર્જરગીરાની તેમજ ગુર્જર ભગિનીઓની સેવા કરી જીવનનું સાર્થક કરે !

લેખક.

# અનુક્રમણિકા

**સુધારીને વાંચશોઃ**—પૃષ્ટ ૪૫ ઉપર ૨૧ મી લીટી ઉપરનું વાકય 'આ શબ્દોના ઉચ્ચાર સાથે ગણેશદેવ એકદમ ઉભો થઇ ગયો' છેકી નાંખશો.

# ચિત્રદર્શનઃ



* ચિત્ર ઉપર ભૂલથી પૃ. ૩૦૭ અને ૩૧૧ છપાયું



'અય દિલારામ' આ રાજ અને તાજ તારા ચરણે ધરૂં છું.
તારા પ્રેમની ભિક્ષા માગું છું.'

ચિ—શ્રી. પુરૂષોત્તમ] **પ્રેમ પ્રભાવ.** [પૃ. ૨૪૧




## પ્રકરણ ૧ લું.

## વસંતવિહાર.

What charming graces, what majestic mein
She moves a goddess and she looks a queen.
Pope.

"નિરૂપમા ! જો તો ખરી ! આ પૂર્ણ વિકસીત કમળપુષ્પો કેવાં મનોહર લાગે છે! ચાલો આપણે જળાશયમાં જઇએ, અને થોડાંક ચુંટી–વીણી લાવીએ."

સત્તાધીશ સમ્રાજ્ઞી પોતાની અનુચરીને આજ્ઞા ફરમાવતી હોય તેમ પ્રતિભાભર્યા સ્વરથી આ શબ્દો ઉચ્ચારાયા. નિરૂપમા ચમકી, તેના શરીરમાં કંપ થયો.

વરણાગીયા વસંતના દિવ્ય દર્શનથી પૂર્ણ પ્રફુલ્લ બનેલી બકુલ વૃક્ષલતાથી છવાયલી કુંજગલીમાં વનદેવીઓ વસંતવિહાર કરી રહી હોય તેમ બે બાળાઓ એક બીજા સાથે વાર્તાવિનોદ કરતી–કોઈની

સ્પર્ધા કરવા માંગતી હોય તેમ ઉત્સુકતાથી ઉતાવળે પગલે સરોવર તરફ વિહરતી હતી. રૂતુરાજ વસંત આ વનદેવીઓને વધાવવા જીજ્ઞાસુ હોય તેમ શીતળ, મંદ અને સુગંધિત સમીરલહરીઓની સહાયથી તેઓના શિરે બકુલ પુષ્પોનો વરસાદ વરસાવી રહ્યો હતો.

કુંજગલીને કિનારે આવેલું એક સુંદર સરોવર વસંતોદ્યાનની શોભામાં ઓર વધારો કરી રહ્યું છે. મહિપાળ સરોવરનું જળ અત્યારે ઝાંખુ અને કૃષ્ણવર્ણું જણાય છે. તેના કિનારા ઉપર ઉગેલાં ઘટાદાર વૃક્ષોની છાયાથી એની શ્યામતામાં અભિવૃદ્ધિ થાય છે.

જળાશય ઉપર થોડે દૂર એક જળતરિણી દ્રષ્ટિગોચર થાય છે. પોતાના લંગર સાથે તે બંધનમાં જકડાયલી છે. સમીરલહરીઓના સપાટાથી સરોવરનું જળ કંપી ઉઠે છે, અને તેના પટ ઉપર આશ્રય લેતી જળતરિણી પણ અસ્થિર જળતરંગોને આધિન બની અશાંતિથી ઉછાળા માર્યા કરે છે. ઘડીમાં તે કિનારા સાથે અથડાય છે, ક્ષણમાં તે ત્યાંથી જળમાં પાછી ફરે છે. જાણે વિશાળ જળાશય પર પોતાની સ્વતંત્રતા જમાવવાને માટે તે જીવનસમર્પણ કરવા–તુટી જવા–ટુકડે ટુકડા થઈ જવા ઉત્સુક ન હોય ! પરંતુ જનાનામાં જકડાયલી સુંદરી કદી પણ સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકે છે ? તેની જીજ્ઞાસા–તેનો આર્તનાદ જનાનાની દિવાલો સાથે અથડાઇ–અફળાઇને ભગ્ન થાય છે, તે રમણીને પોતાના સદ્દભાગ્યવશાત્ જે અલ્પ ઇચ્છિત છુટ મળે તેનાથીજ સંતોષ માની જીવન ગાળવું પડે છે; તેમ આ નાની તોફાની જળતરિણીને તેનું પાષાણહૃદયી પ્રારબ્ધ કૃપા કરી જેટલા વિસ્તાર ઉપર તેને છુટથી રમણ કરવા દે તેટલાથીજ સંતોષ માનવો પડે છે !

વાર્તાલાપમાં તલ્લીન બનેલી બાળાઓ સરોવર તટ ઉપર આવી પહોંચી. પરિશ્રમ નિવારવા માટે તેઓએ બકુલવૃક્ષોની ઘટાદાર છાયાનો આશ્રય લીધો. સરોવરની રમણીયતા જોઈ હૃદય પ્રફુલ્લ બન્યું. જળઉપર નૃત્ય કરતી જળતરિણીએ તેઓનું લક્ષ ખેંચ્યું.

એકાએક તેઓના મુખ ઉપર શોકછાયા છવાઇ. જળતરિણી બંધનમાંજ હતી. તેનો અધિષ્ટાતા ત્યાં નહોતો! વિચારગ્રસ્ત સ્થિતિમાં—મૌન અવસ્થામાં બન્ને બાળાઓ શુન્ય દ્રષ્ટિથી તે તરિણી તરફ જોઈ રહી.

અંતે મૌનનો ભંગ થયો, "સખી! રાજકુમાર હજી કેમ નહિ આવ્યા હોય?"

રૂપાની ઘંટડીના રણકાર જેવાં મધુર વચનો કર્ણેન્દ્રિયમાં પ્રવેશતાં સખી સાવધ બની. તેનું હૃદય પારખવાનો યત્ન થતો હોય તેમ સખીની દ્રષ્ટી તેનાં મુખ ઉપર ઠરી રહી.

કર્ણપ્રિય શબ્દો ઉચ્ચારનાર બાળા સૌંદર્યવતી નિરૂપમા હતી. વયમાં તે દસ વર્ષની હોવા છતાં તેના શબ્દો નાના બાળક સમાન પ્રિય લાગતા હતા. બાળકની માફક કંઈક અચકાઇને કાલુંકાલું બોલવાની તેને ટેવ હતી. તેના અવાજમાં અજબ મોહિની હતી. સમાન વયી સખીઓ તેની મોહક વાણીની પ્રશંસા કરતી, અને તેના કાલા કાલા બોલો સાંભળવાનું બહુ ગમતું હોવાથી સૌ કોઇ તેના તરફ આકર્ષાતું.

જગતમાં દરેક વસ્તુને અપવાદ હોય છે તેમ નિરૂપમાના વચનોની પ્રિયતામાં પણ અપવાદ હતો. જગતમાં એક એવું મનુષ્ય હતું કે જેને નિરૂપમાના શબ્દો કર્ણકટુ—અપ્રિય થઇ પડતા. તે મનુષ્ય નિરૂપમાની સહચરી—શક્તિ હતી. જ્યારે જ્યારે નિરૂપમા કંઈ પણ બોલતી ત્યારે ત્યારે શક્તિ તેના તરફ અટ્ટહાસ્ય કરતી, તેને મશ્કરીઠઠ્ઠામાં ઉડાવતી અને ચીડવતી. લાંબા સમયે આવા વર્તનની નિરૂપમા ઉપર માઠી અસર થઇ. જ્યારે પણ નિરૂપમાને શક્તિની પાસે રહેવાનો પ્રસંગ આવતો ત્યારે શક્તિથી તે બહુ બ્હીતી. શક્તિથી તે દબાયલીજ રહેતી. શક્તિનો સંગ કરવા નિરૂપમાનું હૃદય ખંચાતું હતું. તેની સાથે રહેવાને તે નારાજ હતી. આમ છતાં પણ દૈવી પ્રેરણાથી આ બંને બાળાઓ પ્રકાશ અને પ્રતિચ્છાયાની પેઠે—દેહ અને

છાયાની પેઠે પ્રતિદિન એક બીજા સાથેજ દ્રષ્ટિએ પડતી. કોઇ અદ્રશ્ય શક્તિથી–કોઇ ભેદી મંત્રપ્રભાવથી શક્તિ તરફ આકર્ષાતી હોય તેમ સદોદિત નિરૂપમા શક્તિની સાથેજ નજરે પડતી !

સરોવર પાસે કમનીય કુંજકુટીર અને ઉપવનો આવેલાં હતાં. રાજવાટિકામાં સંધ્યા સમયે સમાનવયી સખીઓનું સંમેલન થતું, અને તેમાં સૌથી પહેલાં શક્તિજ આવતી. પ્રથમ આવનાર શક્તિ જવામાં સૌની પાછળ રહેતી. નિરૂપમા કોઇ અલૌકિક પ્રેરણાથી–જાદુગરની જેષ્ટિકાના પ્રભાવની માફક શક્તિની પાછળ આકર્ષાઇ તેની સાથેજ ત્યાં આવતી. બન્ને સખીયોનું અભીષ્ટ એકજ હતું. આ રાજવાટિકામાં બન્નેનું આગમન એકજ ઇચ્છાથી થતું હતું. યુવરાજ રાજકુમાર અહોનિશ આ સરોવર ઉપર આનંદ અને શાંતિનું આસ્વાદન લેવા આવતો. જેને માટે બંને સખીઓનાં મન ઉત્સુક રહેતાં, ચક્ષુઓ ચંચળ બનતાં, તે રાજકુમાર આજ હતો. અત્યારે પણ બન્ને સખીઓ આ સ્થળે રાજકુમારનાં દર્શન કરવા–નેત્રોને તૃપ્ત કરવા આવી હતી.

સરોવરના કાંઠે આવેલો બાગ રાજાએ ખાસ રાજવંશીય ઉપયોગ અર્થેજ બનાવરાવ્યો હતો. સામાન્ય પ્રજાવર્ગથી તેનો ઉપયોગ થઇ શકતો નહોતો. રાજકુટુંબ અને અમીર ઉમરાવોનાં બાળકો વિહારસ્થાન તરીકે તે વાપરતાં. અનેક પ્રકારનાં સુરભિવંત પુષ્પો, રંગબેરંગી લતાપત્રો અને ઉત્તમ મનોહર ફુલફળાદિથી લચી પડતાં વૃક્ષોથી આ રાજવાટિકાની શોભા અલૌકિક બની રહેતી, અને નિર્દોષ બાળકો સંધ્યા સમયે આ અલૌકિક સૌંદર્યનું નિરીક્ષણ કરી નેત્રને અને મનને શાંતિ અને આનંદ આપવા ત્યાં હમેશાં આવતાં. વસંતરૂતુનો સમય હતો, એટલે સોળે શૃંગાર પરિધાન કરીને દેદિપ્યમાન દેખાતી સુંદરી સમાન આ રાજવાટિકા પણ વસંતની સહાયથી અનેક કુદરતી શણગારો ધારણ કરવાને–વિશેષ રમ્ય અને મનોહર બનવાને ભાગ્ય-

શાળી નિવડી હતી. વનદેવી સમાન શક્તિ અને નિરૂપમા પોતાની સમવયસ્ક સખીઓ સાથે સંધ્યાસમયે અહીં આવતી અને વરણાગી વસંતને વધાવતી.

હૃદયોર્મી સમાવી ન શકવાથી નિરૂપમાના મુખમાંથી ઉપરના શબ્દો સ્વાભાવિક નીકળી પડયા, પરંતુ તરતજ તેને સંકોચ થયો. તેના મુખ ઉપર શરમના શેરડા પ્રકટી નિકળ્યા. તેને ખાત્રી હતી કે શક્તિ એ શબ્દો ઉચ્ચારવા માટે અવશ્ય તેની મશ્કરી કરશે અને ખીજવશે. ભયથી વ્યાકુળ બની પૃથ્વી ભણી નીચી દ્રષ્ટિ કરીને તે મૌન ધરીને ઉભી રહી.

ભીરૂ બાળા ! આ સમયે તારે ભય રાખવાનું કશું કારણ નથી. તારા જિજ્ઞાસુ કાલાકાલા પણ પ્રભુતાભર્યા શબ્દો તરફ શક્તિ લક્ષ આપે એમ નથી. તે માટે આ સમયે તને ઠપકો મળનાર નથી !

પોતે જાણે કંઇ સાંભળ્યું જ ન હોય તેમ શક્તિએ નિરૂપમાના પ્રશ્નનો ઉત્તર વાળવાની દરકાર કરી નહિ. તે તો નિરૂપમાના મુખ ભણી એકીટસે જોઇને તેનું હૃદય વાંચવાનો પ્રયાસ કરતી હતી.

નિરૂપમા પોતાનો મનોભાવ ન જાણી શકે તે માટે શક્તિએ વાતનું વળું બદલ્યું. પ્રકરણના પ્રારંભમાં જણાવ્યા પ્રમાણે કમળ-પુષ્પો ચુંટી લાવવાની સૂચના–આજ્ઞા કરનાર આ શક્તિજ હતી.

જળમાં પડવું અને તેમાંથી કમળપુષ્પો ચુંટી લાવવાં ? પ્રભુ ! પ્રભુ ! નિરૂપમા બ્હીકણ–ભીરૂ સ્વભાવની બાળા હતી. જળમાં પડ-વાની તે હિમ્મત કરી શકી નહિ. ઢીલા મનથી લથડતી જીભે તે બોલી, " હું જળમાં નહિ આવું. કદાચ સરોવરમાં ડુબી જાઉં તો ? ના બા, હું તો અહીંજ બેસી રહીશ અને આ બકુલપુષ્પની માળા પરોવીશ. "

આજે આ શું ? નિરૂપમા પોતાની ઇચ્છાનો અનાદર કરે ? આવો અનુભવ શક્તિને આજેજ થયો. તેણે ભ્રકુટી ચડાવી, અને

અધિકારસૂચક સ્વરથી તે બોલી, "શું તું નહિ આવે? અલી નિરૂપમા! તારે આવવુંજ પડશે!"

શક્તિ તેની સખી કરતાં વયમાં માત્ર બેએક વર્ષેજ મોટી હતી, તોપણ નિરૂપમા તેનાથી દબાતી –બ્હીતી હતી. શક્તિને શો ઉત્તર આપવો તે તેને સુઝયું નહિ. અંતે તેણે કંઈક હિમ્મત એકઠી કરી અને પોતે પ્રથમ ઉચ્ચારેલા શબ્દોના પ્રતિધ્વનિરૂપે તેના ધ્રુજતા ઓષ્ઠમાંથી પુનઃ નકાર નિકળ્યો, "હું તો નહિજ આવું."

ઉત્તર તદન અણધાર્યો હતો. કોઇ મહારાણીનું અપમાન થયું હોય તેવી મુખાકૃતિ ધારણ કરીને શક્તિએ ઉછાંછળા સ્વભાવથી ભવાં ચડાવ્યાં, પગ પૃથ્વીપર પછાડયો, અને ત્વરાથી કહ્યું, "ત્યારે શું તું નહિજ આવે?"

"ના." નિરૂપમાએ અચકાતી જીભે માત્ર એકજ અક્ષર ઉચ્ચાર્યો.

"નહિ? તું નથી આવવાની? તું ગમે તેમ કહે પણ તારે આવવુંજ પડશે!" હૃદયને કંપાવે તેવા શબ્દો શક્તિના મુખમાંથી જ્વાળાની માફક નિકળ્યા, તેણે એ બ્હીકણ બાળાનો હાથ જોરથી પકડયો, અને પોતાની સાથે તેને સરોવર તરફ ખેંચી ઘસડવા લાગી.

બાળા અંતે સાહસિક બની. શક્તિના હાથમાંથી પોતાનો હાથ છોડાવવાને તે વ્યર્થ ફાંફાં મારવા લાગી.

તેના હાથમાંથી મુક્ત થવાના યત્નમાં નિષ્ફળ થતાં તેના મુખમાંથી એકાએક ચીસ નીકળી પડી. આર્તનાદ કરી તે બોલી, "શક્તિ મને છોડ. હું નહિ આવું."

નિરૂપમાની ચીસના પ્રતિધ્વનિરૂપે પાસેની કુંજકુટીરમાંથી "હાં હાં!" એવો સ્વર સંભળાયો. સ્વર સાંભળતાંજ શક્તિ સ્થંભી ગઇ. પોતાના માર્ગમાં આ અવરોધ શાનો? પોતાની ઇચ્છા પાર પાડવામાં વિઘ્ન કરનાર આ વળી કોણ? શું નિરૂપમાને કંઈ દૈવી સહાય આવી પહોંચી છે? આશ્ચર્યચકિત બની શક્તિએ જે દિશા-

માંથી એ ધ્વનિ આવ્યો તે દિશા તરફ પોતાનું મુખ ફેરવ્યું. વૃક્ષોની પાછળ બે યુવાન બાળાઓ તેના તરફ આવતી દ્રષ્ટિગોચર થઇ.

બાળાઓએ ત્યાંથીજ બૂમ પાડી, "શક્તિ! એ બિચારી ગરીબ ગાય જેવી નિરૂપમાને તું શા માટે પજવે છે ? શા માટે તું તેની પાછળજ લાગેલી છે ? તેને તું ક્યાં ખેંચી જાય છે ? આ બધું તોફાન શાનું માંડયું છે ?"

શો ઉત્તર આપવો ? શક્તિ વિચારમાં પડી. તરતજ તેણે નિરૂપમાનો હાથ મુકી દીધો અને ઝંખવાણી પડી ગઇ હોય તેમ મંદ-સ્વરે તે બોલી, "જુઓ તો ખરાં ! મારે થોડાંક કમળ ચુંટી લાવ-વાનાં હોવાથી હું તેને સરોવરમાં આવવાનું કહું છું, પરંતુ એતો માનતીજ નથી."

ગરીબ બિચારી નિરૂપમા ! તેના મુખ ઉપર નિરાશા છવાઇ ગઇ. દયાર્દ્ર મુખે તેણે પોતાની બે સખીઓ તરફ દ્રષ્ટિ કરી, અને લથડતા સ્વરે અસ્પષ્ટ શબ્દો બોલી, "મને બ્હીક લાગે છે. મારાથી સરોવરમાં નહિ ઉતરાય. હું પડી જઇશ."

શક્તિ હસી પડી, અને ચાળા પાડતી હોય તેમ બોલી, "જોઈ લેજો ! કેમ જાણે પોતે નાની કીકીજ ન હોય ? ખરેખર એ બિચારી પડી જશે ! અહાહા ! શા લાડ !"

નિરૂપમાની વ્હારે ધાનાર સખીઓમાંથી એક-કુસુમ બોલી, "શક્તિ ! ખરેખર એ નાજુક બાળા છે. એને જવા દે. ચાલ હું પોતે તારી સાથે પુષ્પ લેવાને આવું છું."

શક્તિની ધારણા પાર પડી નહિ. નિરૂપમાને પોતાની સાથે લઇ જવાનો વધારે આગ્રહ કરવાનો સમય ન્હોતો. નિરૂપમાને ઠપકો આપતી હોય તેમ આરક્ત નેત્રો કરી તેના તરફ તે જોઈ રહી. કુસુમની દયાળુ વૃત્તિને તે રૂચ્યું નહિ. તેણે શક્તિનો હાથ ખેંચ્યો. નિરૂપમા સામે રોષભરી દ્રષ્ટિ ફેંકીને શક્તિ કુસુમ સાથે ખેંચાઇ.

## પ્રેમ–પ્રભાવ

શક્તિ અને કુસુમના કોમળ ચરણસ્પર્શથી સરોવરનું જળ અહોભાગ્ય માનતું હોય તેમ આનંદલહરીએ ચડયું. એક બીજા કરતાં વધારે પુષ્પો ચુંટવાની સ્પર્ધા ચાલી. કમળપુષ્પો જળથી વિખૂટાં પડવા લાગ્યાં.

કુસુમ સાથે આવનાર સખી–કામિની નિરૂપમાની ભયભીત મુખમુદ્રા તરફ દયાભરી દ્રષ્ટિથી જોઈ રહી. તેને આશ્વાસન આપવા તેણે પોતાની સાડીના પાલવથી નિરૂપમાના પોપચાં ઉપર નૃત્ય કરી રહેલાં અશ્રુબિંદુઓને લુછી નાંખ્યાં. શાંતિજનક નમ્ર સ્વરે તે બોલી, “નિરૂપમા! નિરૂપમા! ઘેલી! શા માટે આટલી બધી ગભરાય છે? આમ આવ, જો! અહીં કેટલા બધાં બકુલ પુષ્પો ખરી પડયાં છે! આ ભૂમી તેનાથી કેવી સુશોભિત અને રમણીય જણાય છે! ચાલ, ચાલ, આપણે તે પુષ્પો વીણી લઇએ.”

સ્નેહભર્યાં આ પ્રિય વચનો સાંભળતાં નિરૂપમાના કાનમાં અમૃત રેડાયું. તેનાં અશ્રુબિંદુઓ પૂર્ણ સુકાઈ જાય તે પહેલાં તો તેના મોહક મુખ ઉપર હાસ્ય પ્રકટી નિકળ્યું, અને કંઈ નવિન વસ્તુ બતાવવા જતી હોય તેમ પોતાના ડાબા હાથની મુઠી ઉઘાડતાં હર્ષપ્રફુલ્લ બની તે બોલી, “કામિની! જો હું એક દોરાની દડી લાવી છું. હું શું કરીશ તે તને ખબર છે? અહીંથી બકુલપુષ્પો એકઠાં કરીને હું તેની સુંદર માળા પરોવીશ, અને તે રાજકુમારને અર્પણ કરીશ.”

ફાલ્ગુન માસ ચાલતો હતો. ઠંડીથી કાયાને કંપાવનાર હેમંત ઋતુ વીતી ગઈ હતી. વરણાગી વસંત બકુલવૃક્ષની શાખાઓમાંથી સુગંધમય મકરંદ પ્રસરાવતો હતો, અને પાંદડાંઓ ખડખડાટ કરીને ચંચળ જીવનનાં મધુરાં ગીત ગાતાં હતાં. આમ્રવૃક્ષ ઉપર મોરનાં ઘટ્ટ ઝુમખાઓ જામી રહ્યા હતા, તેના નાજુક રંગબેરંગી કુંપળીયાં ડોકિયું કરતાં હોય તેમ બહાર નિકળતાં હતાં, અને તે ઉપવનમાં

આવનાર આબાલવૃદ્ધને પોતાના સ્વાભાવિક સુવાસથી આવકાર આપતાં હતાં. કોકીલનો તીવ્ર મધુર સ્વર કર્ણેંદ્રિયને આલ્હાદ આપતો હતો, અને અપાર સુગંધીત પુષ્પો પૃથ્વીપર ખરી પડતાં હતાં. તેના પ્રભુતાભર્યાં પરિમળમાં, જાણે પૃથ્વીને આશિર્વાદ આપવાનેજ ન હોય તેમ, બપૈયો પોતાના સુકંઠી ગાનની મધુરતા મિશ્ર કરી દેતો હતો.

આ મનોહર નંદનવન સમાન ઉપવનમાં બંને બાળાઓ ફરવા લાગી, અને તરતના ખરી પડેલાં બકુલપુષ્પોથી પોતાની ઓઢણીના અંચળ ભરી લીધા. પુષ્પોની સુંદરતા અને સુગંધને માટે પ્રશંસા કરતી, વિનોદ કરતી તેઓ સરોવર તીરે આવી પહોંચી. નિરૂપમા પોતાનું કાર્ય કરવાને ઉત્સુક હોય તેમ ઉતાવળમાંજ સરોવરથી જરા દૂર આવેલા એક આમ્રવૃક્ષની શીતળ છાયાનો આશ્રય લઇ પૃથ્વી પર પલાંઠી વાળીને બેસી ગઇ. કામિનીએ તેનું અનુકરણ કર્યું.

ચંપકકળી સમાન કરાંગુલિયોના સ્પર્શથી કોમળ પુષ્પો પોતાને સુભગ માનતાં હોય તેમ હાસ્ય કરતાં ખીલી રહ્યાં, અને તેઓને વધારે ભાગ્યશાળી બનાવવાને ઉત્સુક હોય તેમ એ બંને લાવણ્યવતી બાલીકાઓના ચારે નાજુક કમળદંડ સમાન હાથો પોતે વીણી લીધેલાં મઘમઘતાં બકુલપુષ્પોની માળા પરોવવામાં પ્રવૃત્ત બન્યાં !



## પ્રકરણ ૨ જું.

## પ્રેમવૃક્ષનું બીજારોપણ.

"અહો કેવાં પુષ્પો ભ્રમર પર પ્રેમે ઝુકી રહે !
અને કેવાં ચુમ્બે સ્મિત અધરથી સૌ ભ્રમરને !
અહા ! કેવો ગુંજી ફુલ ફુલ પરે ભૃંગ ભમતો !
અને કેવો ચોંટી કલી કલી મહીંથી રસ પીતો !" **કલાપી.**

સંધ્યા સમય થવા આવ્યો હતો. આખા દિવસના પરિશ્રમથી કંટાળેલા ભગવાન સૂર્યનારાયણ અસ્તાચળમાં ઉતરી પડવાની તૈયારી કરી રહ્યા હતા. પશ્ચિમાકાશ રક્તવર્ણ બની ગયું હતું. તેનો સોનેરી ચળકાટ મહિપાળ સરોવરના શ્યામ જળને આલિંગન આપતો હતો. દિનકરનાં નીચે ઉતરી પડતાં કિરણોએ સરોવરમાં એક મનમોહક દેખાવ નિરખ્યો, અને તે દ્રશ્યથી વિમુખ થવાને નારાજ હોય તેમ એ કિરણો ક્ષણભર સ્થંભી ગયાં. રમતની ધુનમાં પોતાના ગુલાબી ગાલ ઉપર યુવાનીની રતાશ ઉપજાવતી બે આર્યબાળાઓ કોમળ કમળોની વચ્ચે તરતી હોય તેમ જણાતું હતું, અને તે વિકસીત કમળ પુષ્પો પોતાની વચ્ચે રમત કરતી બાળાઓના સૌંદર્ય સાથે પ્રાંતસ્પર્ધા કરતાં હોય તેમ જળાશયમાં ઉછાળા મારી રહ્યાં હતાં. મનોહર સરોવર ગંભીર રૂપેરી લહરીઓ ઉપજાવી બાળાઓની નિર્દોષ ચેષ્ટા તરફ અટ્ટહાસ્ય કરી રહ્યું હતું.

લઘુવયની આ બાળાઓ પ્રાચીન આર્યવીરોના વંશજ તરીકે અભિમાન ધરાવતી હતી. ક્ષાત્રતેજ તેમના ભવ્ય લલાટને દીપાવતું હતું. મુખમુદ્રા ઉપર કુલીનતાનાં ચિન્હો અંકિત થયાં હતાં. તેમનું લજ્જાશીળ લાવણ્ય, ગૌરવયુક્ત મુખાકૃતિ અને ગંભીર વર્તનથી તેમની

ખાનદાની—શ્રેષ્ટતા સિદ્ધ થતી હતી. તેઓનું કુળ રાજાના કુળ કરતાં ઉતરતી પંક્તિનું ન્હોતું. તેમના વડીલો રાજદરબારમાં મહાન પદવીઓ ધરાવતા હતા. માત્ર **શક્તિના** પિતા ઉપર ભાગ્યદેવીની કૃપાદ્રષ્ટિ ઓછી હતી. તે રાજ્યશસ્ત્રાગારનો અધ્યક્ષ હતો. દરબારમાં ઉત્તમ પદવીએ ન હોવા છતાં **શક્તિનો** પિતા અન્ય દરબારીઓ કરતાં પોતાને કોઇપણ રીતે ઉતરતી પંક્તિનો સમજતો ન્હોતો. પોતાની રગેરગમાં રાજવંશી લોહીના સંચાર માટે, તેમજ **જો**ધપુરના રાજાના એક વંશજ તરીકે તે સ્વાભિમાન ધરાવતો.

**જો**ધપુરના રાજ્યકુટુંબ ઉપર એક સમયે અણધારી આફત આવી પડી. તે કુટુંબે દિનાજપુરનો આશ્રય શોધ્યો, અને દરેક પ્રકારની અનુકુળતા પ્રાપ્ત થતાં તેઓએ ત્યાંજ નિવાસ કર્યો. સમયના વ્હેવા સાથે બંને રાજકુટુંબોમાં બેટીવ્યવહાર પણ શરૂ થયો, કન્યાની આપલે થઈ, અને સંબંધ ઘટ્ટ થયો. **શક્તિનો** પિતા પોતાના જ્ઞાતિબંધુઓના કરતાં રાજ્યમાં હલકી પદવી ધરાવતો હતો, છતાં આથી કુળાભિમાન જરાપણ નષ્ટ થયું નહિ. કોઈ પણ સ્થળે—ગમેતેવા પ્રસંગે તે પોતાનું ગૌરવ દર્શાવવા ચુકતો નહિ. પોતે ઉત્તમ કુળનો છે એવો અભિમાન-ફણીધર તેના મસ્તકમાં સ્થાન કરી રહ્યો હતો, અને પ્રસંગ આવતાં ફુંફાડા મારવામાં તે કદી પણ પાછળ પડતો નહિ. ખુદ રાજા પાસે પણ પોતાના કુળની ઉત્તમતા દર્શાવીને પોતે તેના કરતાં કોઈ પણ રીતે ઉતરતી પંક્તિનો નથી એવું સૂચન કરવામાં તે કદી પણ ડગ-મગતો નહોતો. કુદરતના કોપને આધીન થઈને તેને રાજાનું દાસત્વ સ્વીકારવું પડયું હતું, છતાં પણ હાજી હા કે ખુશામત કરવાની વૃત્તિનો તેને તિરસ્કાર હતો, અને તેથી દરેક સત્ય બાબતમાં સત્ય પંથે વિચ-રવામાં તે ' તડને ફડ ' કરવામાં જરા પણ શંકાતો નહિ. રાજા પણ આ સર્વ જાણતો હોવાથી તેનો યોગ્ય સત્કાર કરવા—તેનું માન જાળ-વવા સદા સાવધ રહેતો.

પૃથ્વીપરથી વીણી લીધેલાં બકુલપુષ્પોની માળા પરોવવામાં બંને બાળાઓ પ્રવૃત્ત બની હતી. પુષ્પો પરોવતાં જીજ્ઞાસુ કામિની પોતાની સખીઓનું કાર્ય જોવાને અંત્યક ઉત્સુક હોય તેમ વારંવાર જળાશય તરફ દ્રષ્ટી ફેંકતી, અને પુનઃ પોતાના કાર્યમાં ગુંથાતી. પરંતુ નિરૂપમાનું ચિત્ત એકજ વસ્તુ ઉપર ચોંટયું હતું. પુષ્પમાળ પરોવવામાંજ તે તલ્લિન બની ગઈ હતી. શક્તિ અને કુસુમ શું કરે છે એ જાણવાની જીજ્ઞાસા કરતાં તેઓ પોતાની પાસે આવે તે પહેલાં પોતાનું કાર્ય પૂર્ણ કરી બતાવવાની દ્રઢેચ્છાએ તેના અંતરમાં વાસ કર્યો હતો.

અને કમળપુષ્પો વચ્ચે તરતી કુસુમ અને શક્તિ ? તેઓએ પોતાનું મનમોહક કાર્ય પૂર્ણ કર્યું હતું. અવનવા રંગથી સુશોભિત કમળોને સરોવરથી વિખૂટા પડતાં ઉત્પન્ન થનાર ગ્લાનીનો, પોતાની ઇચ્છા તૃપ્ત કરવાની જીજ્ઞાસામાં તેઓને વિચાર પણ આવ્યો નહિ. જળનો ત્યાગ કરવાને નારાજ હોવા છતાં પણ અનુપમ બાળાઓના હસ્તસ્પર્શની આકાંક્ષાથી કમળપુષ્પો તેઓના તરફ લળી પડતાં જણાવા લાગ્યાં, અને આ બાળાઓ તેમના ઉપર ઉપકાર કરતી હોય તેમ તે પદ્મપુષ્પોનો યોગ્ય સ્વીકાર કરવા લાગી.

બંને સખીઓ એક બીજાની સ્પર્ધા કરતી હોય તેમ વધારે ત્વરાથી પુષ્પ ચુંટવા લાગી, અને પોતાની સાડીના પાલવનો ખોળો બનાવીને તેમાં પુષ્પોનો સંગ્રહ કર્યો. અંતે કાર્ય પૂર્ણ થયું. એક બીજા કરતાં પુષ્પોની વધારે સંખ્યા એકત્ર કરવા માટે મનમાં મલકાતી એ સખીઓ સરોવરજળને વિંધતી વધારે પુષ્પો ચુંટી સરોવરને શોભારહિત ન બનાવવાની ઉદારતા દર્શાવતી હોય તેમ પદ્મપત્રાચ્છન્ન જળપટ તરફ કૌતુકભરી દ્રષ્ટિ કરતી સરોવર બહાર નિકળવા લાગી. અહાહા ! કેવો તે સમયનો મનમોહક દેખાવ ! જાણે વિશાળ સમુદ્રમાંથી જળસુંદરીઓ બહાર આવતી ન હોય ? જળથી




ખોળામાં ભરેલાં પુષ્પોનો પૃથ્વી ઉપર ઢગલો કર્યો.

ચિત્રકાર શ્રી. કલાબ્ધિ. ]  **પ્રેમ પ્રભાવ.**  [ પૃ. ૧૩.

તરબોળ થયેલાં વસ્ત્રો તેઓના અંગને ગાઢ આલિંગન આપી તેઓની કાંતિમાં અભિવૃદ્ધિ કરતાં હતાં. સંધ્યાના પ્રકાશમાં તેઓનો કાળા નાગ સમાન કેશકલાપ ચળકાટ મારી રહ્યો હતો. આકાશમાંથી સાક્ષાત અપ્સરાઓ ઉતરી આવી હોય તેવી સુંદર દેખાતી આ બે સખીઓ ગુલાબી રંગનાં કમળપુષ્પોનો નાજુક ભાર સહન કરતી જળમાંથી બહાર નિકળી. કોઈ ન જાણે તેમ મંદ ગતિથી તેઓ કામિની અને નિરૂપમા માળા પરોવતાં બેઠાં હતાં ત્યાં આવી, અને પોતાના **ખોળામાં ભરેલાં પુષ્પોનો પૃથ્વીપર ઢગલો કર્યો.**†

પદ્મપુષ્પો પૃથ્વીપર પડતાં નિરૂપમા ચોંકી. માળા પરોવવાનું કાર્ય ક્ષણવાર બંધ પડ્યું. તેની દ્રષ્ટિ ફરી, કમળનો ઢગલો નજરે પડતાંજ તેને મોહ ઉત્પન્ન થયો, અને મોહના આવેશમાંજ તેનાથી બોલી જવાયું, " અહાહા ! આ કમળપુષ્પો કેવાં મનમોહક છે ! કામિની બહેન ! હું તેમાંથી એક લઈશ અને રાજકુમારને અર્પણ કરીશ."

આ નિર્દોષ શબ્દો શક્તિને સાલવા લાગ્યા. તે રાતીપીળી થઈ ગઈ. આવેશમાંજ તે બોલી, " અરે વાહરે ભોળી ! ભોળી બાળા ન જોઇ હોય તો જોઈ લેજો આ નમુનો ! બહુ સારી વાત હં ! પુષ્પો ચુંટવાનો શ્રમ લઈએ અમે અને તેનો ઉપયોગ કરવો તારે ! તું તે રાજકુમારને અર્પણ કરે ! હું જાણું છું કે 'પારકે પૈસે પરમાનંદ' કરતાં તને ઠીક આવડે છે. જા, ત્યારે તો હવે તને આમાંથી એક પણ કમળ નહિ મળે ! '

ગરીબ બિચારી નિરૂપમા ! વિદ્યુતચમકારથી અઘોર અરણ્યમાં પ્રકાશ પડી પુનઃ વિજળી સમાઈ જતાં અંધકાર વ્યાપે છે, મેઘગર્જનાથી રાજી થતો—કેકારવ કરતો મયુર જેમ ગર્જના બંધ થતાં શોકથી છવાઈ જાય છે, તેમ કમળપુષ્પોને જોઈ આનંદીત થયેલી નિરૂપમા

† જુઓ ચિત્ર.

શક્તિના શબ્દોથી ઉદાસીન બની ગઈ. શક્તિની સામે બોલવાની તેની હિંમત ચાલી નહિ.

કામિનીનું લક્ષ અન્ય વસ્તુ તરફ હતું. પુષ્પપુંજ પ્રતિ દ્રષ્ટિ કરતાં તે બોલી, " બ્હેનો ! તમે આજે ઘણાં પુષ્પો વીણ્યાં છે. મને વિચાર થાય છે કે કાલે જ્યારે રાણીને તેની પૂજનસામગ્રી માટે પુરતાં પુષ્પો નહિ મળે ત્યારે શું થશે ? "

ભયનો શક્તિના હૃદયમાં વાસજ ન્હોતો. બેદરકારીથી નિશ્ચિત હૃદયે તે બોલી, " વળી થવાનું શું હતું જે ? ફૂલ કોણે તોડયાં છે તેની એને ખબર પડે તો ને ? અરે એ કદી જાણવાજ નહિ પામે ને !"

કામિનીએ શક્તિનાં વચનો તરફ લક્ષ આપ્યુંજ નહિ. તે આગળ બોલવા લાગી, " માણસો કહે છે કે જો કોઇ સ્ત્રી અહર્નિશ એકસો કમળપુષ્પો શિવને ચડાવી તેમનું પૂજન કરે તો તેનો પતિ તેને આધિન થઇ રહે. મને આશ્ચર્ય થાય છે કે શું આ વાત સત્ય હશે ? "

કુસુમની વય તેર વર્ષની હતી. કામિની તેના કરતાં એક વર્ષે મોટી હતી. બંનેનાં લગ્ન થઇ ગયાં હતાં. શક્તિ અને નિરૂપમાની માફક તેઓ નિશ્ચિંત–ઉપાધીમુકત ન્હોતાં. તેમને માથે તો ગૃહસં-સાર ચલાવવાનું દુર્ઘટ કાર્ય આવી પડયું હતું. આમ હોવા છતાં લઘુ વયને લીધે તેઓ હજી બાલ્યાવસ્થાનો રમતીઆળ સ્વભાવ ભુલી શકયાં ન્હોતાં, અને તેથી અવકાશ મળતાં બાળ સહચરીઓ સાથે નિર્દોષ રમતથી કાળક્ષેપ કરવા બહુ ઉત્સુક રહેતાં.

કુસુમે કામિનીની જીજ્ઞાસા તૃપ્ત કરી, " તને આશ્ચર્ય થતું હોય તો ભલે, પરંતુ મને તો મારાં માતુશ્રી કહે છે કે શિવમંદીરમાં હમેશાં એકસો કમળપુષ્પો અર્પણ કરવાથી રાણીએ પોતાના પતિનો પ્રેમ સંપાદન કર્યો છે. થોડાં વર્ષ પહેલાં રાજાનો તેના ઉપર બિલ-કુલ પ્રેમ નહોતો; પરંતુ જ્યારથી રાણીએ પુષ્પપૂજન કરવા માંડયું

ત્યારથી રાણી સ્વેચ્છાનુસાર રાજાને પોતાની હથેળીમાં નાચ નચાવ્યા કરે છે. તારી બ્હેન પણ પિયરજ રહ્યા કરે છે તેથી જણાય છે કે તેના પતિનો પ્રેમ તેના પર જરાય નહિ હોય. જો એમજ હોય તો શા માટે તે મહાદેવની કંઈ માનતા લેતી નથી? શા માટે તે કમળ-પૂજન કરતી નથી? જો તે તેમ કરે તો ઉમાવરનું યજન કરવાથી તેનો ધણી તેને વશ થાય અને તે જે કહે તેમાં હાએહા ભણે."

કામિની વિચારમાં પડી, "એ વાત તો બધી સાચી. પરંતુ તુંજ કહે જોઈએ; એ બિચારી દરરોજ એકસો કમળ કેવી રીતે—ક્યાંથી મેળવી શકે? વળી તું કહે છે તે વાત મને તો સત્ય લાગતી નથી, કારણ કે મારી મા તો મને એમ કહેતી હતી કે રાણી અહર્નિશ પુષ્પપૂજન કરે છે તેનું કારણ બીજુંજ છે. જોશીઓએ એવું ભવિષ્ય ભાખ્યું છે કે રાજકુમાર માથે એક ઘાત છે, અને એ ઘાતનું નિવારણ કરવા માટેજ રાણી આવી રીતે શિવપૂજન કરે છે. આ ભવિષ્યવાણીના ભયને લીધેજ રાજકુમારનાં અદ્યાપી પર્યંત લગ્ન કરવામાં આવ્યાં નથી. સાંભળવા પ્રમાણે એ ઘાત આ વર્ષે ઉતરી જશે અને સર્વ ભય નાશ પામશે."

આ અશુભ ભવિષ્ય વાણી ઉપર વધારે વિવેચન થયું નહિ. કુસુમનું લક્ષ રાજકુમારના લગ્ન પ્રતિ દોરાયું અને તે મોકળા મને બોલી, "અહાહા! કામિની! જ્યારે રાજકુમારનાં લગ્ન થશે અને આપણને નવી રાણી મળશે ત્યારે કેવી મજા પડશે! અહાહા! ત્યારે કેવી ગમ્મત થશે! મને આશ્ચર્ય થાય છે કે તે નવી રાણી કોના જેવી હશે?"

સર્વ કોઇ વિચારમાં પડી ગયાં, અને એક બીજાના વિચાર જાણવાને ઉત્સુક બન્યાં. કામિની સ્મિત હાસ્ય કરીને બોલી, "તે આપણી નિરૂપમા જેવી હોય તો કેવું સારૂં? શું એ આનંદદાયક ન થઈ પડે?"

નિરૂપમાના મધુર મુખડા ઉપર શરમના શેરડા ઉત્પન્ન થયા, અને ગાલો ઉપર લજ્જાની રતાશ ફરી વળી. બાલ્યાવસ્થાના નિર્દોષ ઉમંગથી પ્રેરાઈ તે બોલી, "બરાબર, બ્હેન, હુંજ રાણી બનીશ."

છલકાઈ જતા સ્નેહથી કામિનીએ નિરૂપમાના ગાલ ઉપર મૃદુ અંગુલીપ્રહાર કર્યો, અને કહ્યું, "બહુ સારૂં, ત્યારે તું રાણી બનજે. ચાલો આજે આપણે 'રાજા રાણી' *રમીએ. પ્રિય સખી! તું થા રાણી, હું થઉં રાજમાતા, કુસુમ બનશે અનુચરી અને......"

આ વાત સાંભળતાં શક્તિના મસ્તકમાં કોપાગ્નિ પ્રજળ્યા કરતો હતો. નિરૂપમા રાણી બને, પોતે હાજર હોવા છતાં નિરૂપમાનું માન વધે, એ તેનાથી સહન કેમ કરી શકાય? તેમાં પણ પોતાને માટે 'રાજા રાણી'ની રમતમાં યોગ્ય સ્થાન નહિ રાખવાથી તેનો ક્રોધ પરિસીમાએ પહોંચ્યો, અને તે આવેશમાં વચમાંજ બોલી ઉઠી, "અને મારે શું બનવાનું છે?"

હસતાં હસતાં કામિનીએ મશ્કરી કરી, "તું દાસી થા."

શક્તિની તેજસ્વી કાળી આંખોમાંથી અગ્નિના તણખા ઝરવા લાગ્યા. ક્રોધથી તેનું મસ્તક ધુંધવાયું. "નહિ, નહિ, તેમ કદી પણ બનવાનું નથી. હું પોતેજ રાણી બનીશ અને નિરૂપમાને દાસી થવું પડશે."

ગરીબ બિચારી નિરૂપમા! પોતાના હકનું સમર્થન કરવાને માટે તે પોતાના પ્રવાલ સમાન અધરોષ્ટ ઉઘાડવા જતી હતી, તેવામાં સરોવર ઉપર દૂરથી બંસીનો કર્ણપ્રિય નાદ સંભળાયો. તેની ખિન્ન મુદ્રા પ્રફુલ્લ બની, શોકને બદલે તેના મુખ ઉપર આનંદ છવાયો, અને તેના અંતરમાંથી આનંદોદ્ગાર નિકળી પડયો, "લ્યો! આ રાજકુમાર પોતેજ અહિંયાં આવે છે!"

બંસીના મનમોહક સરોદ કર્ણેંદ્રિયમાં પ્રવેશતાંજ બાળાઓએ તે

* જેમ બાળાઓ ઢીંગલા ઢીંગલીની રમત રમે છે તેમ.

સ્વર ઝીલી લીધો. સમાનવયી સખીઓએ એક બીજાની કોમળ કરાંગુલીઓના આંકડા ભેરવ્યા, મેંદીથી અલંકૃત થયેલા લાલ પગ ગાયનની સાથે તાલ દેતા હોય તેમ નૃત્ય કરવા લાગ્યા, સખીમંડળ ફુદડી ફરવા લાગ્યું, રાસ શરૂ થયો:—

નટવર નૃત્ય કરે, મન મોહ ભરે, ધરી અધર મોરલીરે;
મનમૃગ મત્ત કરે, વળી છેક છળે, વાઈ મધુર વાંસળીરે;
મોહન મોરલી નાદ ત્રિલોકે, રસમય દીધો રેલી;
સુરવર મુનિવર મુગ્ધ બનાવ્યા, ગોપી કીધી ઘેલી—નટવર.
ત્રિભંગી વાળીને ત્રિકમ, ઉભા સરવર તીરે;
મોર મુગટ માથે છે ધરિયો, સુંદર શ્યામ શરીરે.—નટવર.
ભાન હું ભૂલી, સાન હું ભૂલી, જ્ઞાન લાગિયું ગળવા;
વિવિધ વિકલ્પે, તનમન તલ્પે, માધવજીને મળવા.—નટવર.
નટવર તનમાં, નટવર મનમાં, નટવર આ વન વનમાં;
જ્યાં જોઉં ત્યાં નટવર ભાળું નટવર ધરા ગગનમાં.—નટવર.

ગાન પૂરૂં થયું, બંસીનો નાદ બંધ પડયો, પરંતુ 'રાજારાણી' ની રમત રમવાના તરંગો કંઈ બંધ પડ્યા નહોતા. કંઇક સ્વસ્થ બનીને કુસુમ બોલી, "અરે! આપણે નકામી માથાકુટ શા માટે કરવી જોઇએ? રાજકુમાર અહીં આવ્યા છે તો હવે તે પોતેજ રાણી પસંદ કરી લેશે!"

કામિનીએ તેના વિચારને પુષ્ટી આપી, "હા, હા, એ યુક્તિ બહુ મજાની છે."

બંસીનાદ બંધ પડતાંજ સોળ વરસના સુંદર રાજવંશી યુવાને સરોવરતીરે પગ મુકયો, અને વસંતવિહાર કરતી આ વનદેવીઓ તરફ તે આકર્ષાયો.

તેના મુખમાંથી એક શબ્દ પણ નિકળે તે પહેલાં અધીરી કામિની બોલી ઉઠી, "રાજકુમાર! આપની રાણી કોને બનાવશું તે આપજ કહો, શકિતને કે નિરૂપમાને?"

રાજકુમાર આશ્ચર્યચકિત બન્યો. સ્મિત વદને તે બોલ્યો, "અરે પણ આ બધું છે શું? મને તો કંઈ સમજણ પડતી નથી."

" લ્યો ત્યારે હું સમજાવું, " ચીબાવલી કામિની બોલી, "જુઓ, રાજકુમાર, અમે અત્યારે ' રાજા રાણી'ની રમત રમવાનાં છીએ. હું રાજમાતા થઇશ, કુસુમ અનુચરી બનશે, અને નિરૂપમા........"

તેના મ્હોં ઉપર કુસુમનો હાથ આવી પડયો, મુખ બંધ થયું, શબ્દો મુખમાંજ અટકી પડયા. કામિનીને મૌન બનાવીને કુસુમ વચમાંજ બોલી ઉઠી, " સબુર, રાજકુમાર, હવે તો તમારેજ કહેવું પડશે કે રાણી કોણ બને ! "

પોતાને કંઈ સમજણ પડતી ન હોય તેવો ડોળ કરીને રાજકુમારે ગંભીરતા ધારણ કરી, " અરે પણ કોની રાણી ? રાજા કોણ બનવાનું છે ? "

" અરે વાહ ! રાજા બીજું કોણ થાય વળી ? તમે પોતેજ રાજા ! " કુસુમ અને કામિની બંને આનંદાવેશમાં એક સાથેજ બોલી ઉઠયાં.

કુમાર બોલ્યો, " શું હું રાજા થવાનો છું અને મારે મારી રાણી પસંદ કરવાની છે ? "

" હા. રાજાજી ! ચાલો હવે આપ આપની રાણી પસંદ કરો. જો જો, વિચાર કરજો, બરાબર ધ્યાન રાખજો, પાછળથી પસ્તાવો ન થાય તે લક્ષમાં લેજો." બાળાઓ આનંદના તાનમાં તણાતી ગઇ, મશ્કરી વધારતી ગઈ. તેઓને મન તે રમત હતી, યુવાન કંઇ બીજાજ વિચારમાં તણાતો હતો. આ રમતમાં–આ બાળાઓના નિર્દોષ ચાળામાં તેને કંઇક ગાંભીર્ય જણાતું હતું. સમજુ અને અનુભવી યુવાન એ રમતની કંઇક વિશેષ મહત્તા વિચારતો હતો. તેને વિચારના વમળમાં ગુંચવાયલો જોઇ બાળાઓ કુતુહલભરી દ્રષ્ટિથી તેના તરફ તાકી રહી.

યુવાને તે જોયું, પળવાર તેનાં નેત્રો સમાધિમાં પડયાં હોય તેમ મિંચાઈ ગયાં, મસ્તકમાં વિચારમાળા ફરવા લાગી. બંને બાળા તરફ–શક્તિ અને નિરૂપમા તરફ તેણે વારાફરતી દષ્ટિ ફેંકી. ચોક્કસ

નિર્ણય ઉપર આવી ચુકયો હોય તેમ તરતજ તે ત્યાંથી બે ચાર ડગલાં પાછળ હઠયો. જે માળા નિરૂપમાએ અંતરના ઉમળકાથી પરોવી હતી, રાજકુમારને પહેરાવવા માટે અથાગ પરિશ્રમ લઇ—સારાં સુંદર મધમઘતાં બકુલપુષ્પો વીણીને ખાસ ઘેરથીજ સાથે આણેલા દોરામાં ધ્યાનપૂર્વક તેઓને પરોવીને તેની સુંદર માળા બનાવી હતી, જે માળાથી રાજકુમારના કંઠને વિભૂષીત કરીને પોતે તેના પ્રત્યેની પોતાના અંતરની લાગણીઓ પ્રદર્શીત કરવા માંગતી હતી, અને જે માળા રાણી બનવાના વિચારની આનંદધુનથી ઉપજેલી લજ્જાને લીધે નિરૂપમાના હાથમાંથી સરી પડી હતી, તે માળા—તે મનોહર પુષ્પમાળા રાજકુમારે વિજળીના ઝબકારાની માફક નિમિષમાત્રમાં પૃથ્વીપરથી ઉપાડી લીધી અને બંને હાથમાં તે ધારણ કરીને આતુર નયને તેના તરફ નિહાળી રહેલી ઉભય બાળાઓ તરફ તે વળ્યો. બંનેના મનમાં સમાન ઇચ્છા હતી, પરંતુ બંનેને વિજય મળે તે અશકય હતું. રાજકુમારનો પગ જાદુભર્યા હાસ્યથી છવાઇ ગયેલી **શક્તિ** તરફ આકર્ષાયો, અને ક્ષણવારમાં તેના હાથોએ શક્તિના શંખપુટ સમાન મોહક કંઠને બકુલપુષ્પની માળાથી વિભૂષીત કર્યો. કુસુમ અને કામિનીને સંબોધતાં તે બોલ્યો, "ઠીક, ત્યારે જુઓ, **આ મારી રાણી !**"*

શક્તિનું હૃદય હર્ષથી છલકાઇ ગયું. તેનો મોહક સુંદર ચહેરો મદભર્યા આનંદથી ઝળકી રહ્યો. તેના અંતરાત્માએ પ્રેમવૃક્ષનું બીજારોપણ થયેલું માની લીધું. યુવાવસ્થાનાં પ્રારંભચિન્હો તેના મુખ ઉપર પ્રકટી નિકળ્યાં, અને આભાર ભરી છતાં વિજયદર્શક દૃષ્ટિથી તે રાજકુમાર તરફ જોઈ રહી.

ગરીબ બિચારી નિરૂપમા! તેના અંતરના ટુકડે ટુકડા થવા લાગ્યા. તેણે નિરાશાનો એક દીર્ઘ નિશ્વાસ નાંખ્યો. અથાગ પરિશ્રમ લઈ રાજકુમારને માટે પોતે પરોવેલી માળાને રાજકુમારનાજ હાથે

* જુઓ ત્રિરંગી ચિત્ર.

શક્તિના કંઠને શોભાવતી જોઇ તેના હૃદયમાં મહાન આઘાત થયો. તેના ચક્ષુઓમાં ઝળઝળીયાં આવ્યાં, અને પોતાની સ્થિતિ છુપાવવાને માટે સજળનેત્રે તેણે પોતાનું મુખ અન્ય દિશામાં ફેરવ્યું.

રમત ગમતની રાણી નક્કી થઇ ચુકી. બાળાઓએ લગ્નક્રિયાનો આરંભ કર્યો. મંત્રોચ્ચાર અને વ્યવહારિક ક્રિયાઓનું સ્વરૂપ ખડું કરવાનો તેઓએ બનતો યત્ન કર્યો. રાજારાણીનો-વહુવરનો હસ્તમેલાપ થયો, કુસુમ અને કામિનીએ પુષ્પવૃષ્ટી કરીને શુભાશિર્વાદ રૂપી કન્યાદાન પણ આપ્યું. વરઘોડાના આકારમાં તેઓ વરરાજાની આસપાસ ચાલવા લાગી. લગ્નપ્રસંગે ગવાતાં ગીતો પણ બાળાઓના કોમળ કંઠથી ગવાઈ ભાગ્યશાળી બન્યાં. કેમ જાણે લગ્ન યથાવિધિ કરવામાં આવતાં હોય ! રાંકડી નિરૂપમા શોકપૂર્ણ હૃદયથી તે આનંદમય ક્રિયામાં ભાગ લેવા લાગી. આસપાસના ઉપવનમાંથી બપૈયાનો મધુર અવાજ જાણે કુદરતી લગ્નગીત હોય તેમ તેઓની કર્ણેન્દ્રિયમાં પ્રવેશ કરી તે પ્રસંગને સંપૂર્ણ ભવ્ય બનાવવા લાગ્યો.

'રાજારાણી' ની રમત પૂરી થઈ. બાળાઓની રમતગમતની લગ્નક્રિયા સંપૂર્ણ બની. જાણે સંસારની શરૂઆતજ આ બાળસ્વભાવથી ઉપસ્થિત થયેલી લગ્નક્રિયાથી થતી હોય તેમ બાળાઓ આનંદનો લ્હાવો લઇ પોતાને કૃતકૃત્ય માનવા લાગી.

લગ્નક્રિયા પૂર્ણ થતાંજ શાંત સ્વભાવની નિરૂપમા રાજકુમાર પાસે આવી. પોતે રાજકુમારની પસંદગીને પાત્ર નહિ નીવડવાથી રાજપત્ની બની શકી ન્હોતી એવું જોઈને તેણે પોતાનું જીવન કોઈ અન્ય રીતે રાજકુમારને અર્પણ કરવાનો નિશ્ચય કર્યો. તે પોતાના મધુરા બાલ્યસ્વરથી બોલી, " રાજકુમાર ! મારી એક વિનંતીનો સ્વીકાર કરો. ભલે શક્તિ તમારી રાણી થાય, પરંતુ મને આપની કિંકરી-ચરણરજની દાસી થવા દો."

નિરૂપમા ! શું તારૂં આશામંદિર તુટી ગયું ? શું તારી ધારણાઓ

ધુળમાં મળી ગઈ? શું રાજકુમારની પત્ની બનવાની તારી દ્રઢેચ્છાનું છેદન થયું? શક્તિ! નિરૂપમાને નિરાશાના ખડક ઉપર ધકેલી રાજ-કુમાર માથે સંસાર સાગરમાં ઝંપલાવવાને શું તું શક્તિવાન નિવડી? શું નિરૂપમાની આશાઓને છિન્નભિન્ન કરવામાં તું વિજયવંત બની? નહિ, નહિ, નિરૂપમા! તું હતાશ બની હૃદયને શોકાગ્નિથી ખાખ કરી ન નાંખ. શક્તિ! તું વિજયાનંદથી ગર્વિષ્ટ બની છલકાઈ ન જા. આતો માત્ર બાળસ્વભાવની રમત તે રમતજ છે! એ આનંદ મૃગજળ સમાન છે! કાલે શું બનશે—જગતની દષ્ટિએ ગણેશદેવ પત્ની તરીકે કોનો હસ્ત ગ્રહણ કરશે—કોને પોતાના હૃદયની અધી-ષ્ટાત્રી બનાવશે એ અત્યારથી કેમ જાણી શકાય?

'न जाने जानकीनाथ प्रातःकाले किं भविष्यति !'



# પ્રકરણ ૩ જું.

## ઉજ્વળ ભવિષ્ય.

नींचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण.

**પડાની ધરીના આરા પ્રમાણે દશા નીચે તથા ઉપર જાય છે.**

" આ એક પાસ ઉતરે શશી અસ્તમાર્ગે,
આ ઉગતા રવિતણાજ કુસુંબી પાદ !
સંસાર આ અહીં દશા–યુગ–અંતરાળે,
બે તેજના ઉદય–અસ્તથી બાંધી રાખ્યો. "

(શાકુંતલ)

ચૌદમા સૈકાના મધ્ય ભાગમાં બંગાળાએ દિલ્લીના દાસત્વનો ત્યાગ કર્યો–તેની સર્વોપરી સત્તાનો અસ્વીકાર કર્યો. ઇ. સ. ૧૩૩૮ માં સુવર્ણનગ્રના હાકેમ બહેરામખાનના મૃત્યુ પછી તેની જગ્યાએ આવનાર સરસુબા ફકીરૂદ્દીને પુર્વ બંગાલમાં સ્વતંત્રતાનો વિજયધ્વજ ફરકાવ્યો, તેજ સમયમાં અલીઉદ્દીન અલીશાહે લખનાવટીના રાજા કાદરખાનને મરણશરણ કર્યો અને પોતે પશ્ચિમ બંગાલનો બાદશાહ બન્યો. તેણે ગાઉરની પડોશમાં પાન્ડુઆ આગળ પોતાની રાજ્યધાની સ્થાપી. કેટલોક સમય વીત્યા પછી અલીઉદ્દીનના દૂધભાઈ શમસુદ્દીનશાહે ઇ. સ. ૧૩૫૨ માં પુર્વ અને પશ્ચિમ બંગાળા જીત્યો અને આખા રાજ્ય ઉપર પોતાનોજ રાજ્યાધિકાર પ્રવર્ત્તાવ્યો. તે સમયે દિલ્લીનો શહેનશાહ ફીરોઝશાહ હતો. આ બનાવથી તે ગભરાયો. શત્રુ પુર્ણ સત્તાથી નિરંકુશ

બની પોતાને વિઘ્નકર્તા થઇ પડશે એવી તેને બ્હીક લાગી અને ઉગતા શત્રુને મુળથીજ દાબી દેવો—સર્પ વિષડંખ મારે તે પહેલાંજ ઝેરની કોથળી તેના મુખમાંથી કાઢી લેવી—એવો નિશ્ચય કરીને તે મોટું સૈન્ય લઇને બંગાળામાં આવ્યો. તેણે **પાન્ડુઆ** પર હલ્લો કર્યો. બંગાળના બાદશાહે પોતાની રાજ્યધાનીથી વીસ માઇલ દૂર આવેલા **એ**કદલ્લા નામના કીલ્લામાં આશ્રય લીધો. શહેનશાહે તે કીલ્લાને ઘેરો ઘાલ્યો. અનાજથી લચી પડતા છોડના ખેતરની આસપાસ તીડનાં ઝુંડેઝુંડ ઉભરાઈ જાય તેમ વિજય મેળવવાને ઉત્સુક શહેનશાહના સૈનીકો તે કીલ્લાની આસપાસ ઉભરાઈ જવા લાગ્યા. ઘેરો લંબાયો, પરંતુ કીલ્લારૂપી મજબુત કવચ ધારણ કરી રહેલા **શમ**સુદ્દીન શાહના સૈનીકોને બહુ આંચ આવી નહીં. શહેનશાહ કંટાળ્યો. વિજય મળવો મુશ્કિલ છે એમ ધારી તેણે કોલકરાર કરવાની સૂચના કરી. શમસુદ્દીને પણ શહેનશાહી સૈન્ય સામે લાંબો વખત નહીં ટકી શકાય એમ ધારી તે વખતે 'હાજી હા' કરવુંજ યોગ્ય ધાર્યું. તહનામું લખાયું, કોલકરાર થયા, અને **ફી**રોઝશાહ દિલ્હી તરફ પાછો ફર્યો. પરંતુ એ કોલકરાર લાંબો સમય ટક્યા નહિ. થોડાં વરસ પછી ઇ. સ. ૧૩૫૭ માં **ફી**રોજશાહને બંગાળની સ્વતંત્રતા કબુલ કરવાની ફરજ પડી. તે મુલકના બાદશાહે પોતે મેળવેલી ફતેહથી વિજયવાન થઇને ભારે ધામધુમ સાથે સુલતાનનું માનનીય પદ ધારણ કર્યું.

આ વિજયના આનંદભર્યાં સ્મરણને માટે એ રાજ્યધાનીમાં એક વાર્ષિક આનંદોત્સવ ઉજવવામાં આવતો હતો. એ પ્રસંગે અનેક પ્રકારની રમતગમતના અખાડા ઉભા કરવામાં આવતા, જે જોવાને લોકના થોક ત્યાં હાજર થતા. આનંદનાં સાધનોમાં મુખ્ય શસ્ત્રવિદ્યા હતી. તે દીવસના યુદ્ધવિહારમાં વિજય મેળવનારને બહુ માન મળતું અને સુલતાન પોતે સ્વહસ્તે તેને ઇનામ આપતો.

કાળ પોતાનું કાર્ય કરતો જાય છે. ચક્રગતી ધારણ કરનાર વરસોએ પુનઃ વાર્ષિક મહોત્સવનો પ્રસંગ આણ્યો છે. પાન્ડુઆમાં આજે ઉજાણીનો આનંદ દિવસ છે. આજ ત્યાં યુદ્ધવિહાર થનાર છે. મહેલના ચોક ઉપર ત્યાં એકઠા મળેલા મનુષ્યોને સૂર્યના પ્રચંડ તાપથી સંરક્ષવાને એક સભામંડપ ઉભો કર્યો છે, જે અનેક ભભકાદાર વસ્તુઓથી શણગારેલો છે અને વિચીત્ર અવનવા રંગના પડદા અને ચંદનીથી અલંકૃત છે. બંગાળના પહેલા સુલતાન શમસુદ્દીન શાહે આ ફાની દુનિયાનો ત્યાગ કર્યો છે. એના ભવ્ય તખ્ત ઉપર વિરાજનાર તેનો પુત્ર સીકંદર શાહ છે. મંડપના મધ્યભાગે સુલતાનનું તખ્ત ગોઠવ્યું છે. સિંહાસન નકસીદાર નાજુક થાંભલાઓ ઉપર ટેકાવેલું અને પત્રપુષ્પોથી અલંકૃત કરેલું છે. તેની આસપાસ બન્ને બાજુએ તેના ખંડીઆ રાજાઓ, ઉમરાવો, જમીનદારો, સામંતો અને નગરશેઠો, જેઓ સુલતાનના આમંત્રણને માન આપીને બંગાળાના દરેક ભાગમાંથી અહીં આવ્યા હતા, તેઓ પોતપોતાના મોભા અને પદવી પ્રમાણે અનુક્રમે ગોઠવાઈ ગયા છે.

સભામંડપની આસપાસ દુકાનદારોએ નવીન વસ્તુઓનું પ્રદર્શન ભર્યું છે. હિંદુસ્તાન આ વખતે ઉદ્યોગ અને હુન્નરકળામાં શ્રેષ્ટતાના શીખરે પહોંચ્યું છે. આ દેશની શાળાએ તૈયાર કરેલા પદાર્થો—મુલ્યવાન રેશમી કપડાં, બારીક મજલીન, ઢાકાનું સરબતી મલમલ વિગેરે વસ્તુઓ જુદી જુદી દુકાનોમાં પ્રદર્શિત કરી છે. ઝવેરીઓ સોના રૂપાના ઉત્તમ કારીગિરીના નમુનારૂપ હીરા મોતીથી જડેલા અલંકારો વેચવા બેઠા છે. એક સ્થળે રત્ન જડેલાં તરવાર, ભાલા, કટારી, ખંજર વગેરે શસ્ત્રોનો સંગ્રહ છે, જ્યારે બીજે સ્થળે સોનેરી જરીબુટ્ટાનું ભરતકામ સૂર્યપ્રકાશમાં ચળકાટ માર્યા કરે છે. અનેક પ્રકારના સુવાસીક પુષ્પોનું સંગ્રહસ્થાન ચોમેર સુગંધી પ્રસરાવે છે, અને મગજ તર કરી દેછે. ક્ષુધાને શાંત કરવાને, સ્વાદીષ્ટ પકવાનના રસી-

ઓને રીઝવવાને અને સ્વાદીલા સજ્જનોને સંતોષવાને માટે ત્યાં મીઠાઈ અને અન્ય સ્વાદીષ્ટ વસ્તુઓની હારબંધ દુકાનો સર્વને આમત્રંણુ આપી રહી છે.

આવી ઉજાણીઓમાં–આવા મેળાઓમાં ભવિષ્યવેત્તા વિના કદી પણુ ચાલે ખરૂં કે ? પૂર્વદેશમાં–હિંદુસ્તાનમાં ભવિષ્યવેત્તા વગર ભાગ્યેજ આવાં સ્થળો નજરે પડે છે. નશીબ વાંચનાર કેટલાએક જોશીઓએ પણુ પોતાના બાંકડા ગોઠવી દીધા છે. અનેક ભોળા શ્રદ્ધાળુ જનો ભવિંષ્યમાં અમુક વસ્તુઓની પ્રાપ્તિ થવાનાં વચનો સાંભળીને તેના બદલા તરીકે પોતે મહામહેનતે ખરા પરસેવાથી મેળવેલા પૈસા તેઓને આપી જાય છે. અહો હો ! આ બધા જોશીઓ કરતાં પેલા એક જોશી પાસે આટલી બધી ભીડ શાની ? ઉપરા ઉપર ગ્રાહકો તેની પાસે આવતા જાય છે. તેની પાસે જવાની પ્રતિસ્પર્ધા કરતાં એક બીજા ધક્કામુક્કી કરી એકમેક ઉપર તૂટી પડે છે !

પોતાને સારી કમાણી પ્રાપ્ત થતી હોવા છતાં માણસોની અનહદ ભીડથી તે ભવિષ્યવેત્તા ગભરાઇ ગયો, અને તેઓ સર્વની યાચના તુપ્ત કરવાને અશક્ત હોવાથી તે કંટાળ્યો. અસહ્ય કંટાળાને લીધે પોતાને પ્રાપ્ત થયેલા પૈસાને તે ફેંકી દેવા જતો હતો, તેવામાં એક અલૌકિક મૂર્તિ તેની નાની દુકાન આગળ આવી ચઢી. તે એક યુવાન અને સુંદર સ્ત્રી હતી. નમ્રતાથી મંદ પગલે તે આગળ આવી અને પરીક્ષાને માટે તેણે પોતાનો હાથ જોશી આગળ ધર્યો.

સૌંદર્યની મર્મભેદક શક્તિ મહાન અજબ છે ! અનેક મનુષ્યોની ઠઠથી કંટાળેલો જે જોષી તેઓની વિજ્ઞપ્તિની અવગણના કરવાને અને તેઓને નિરાશ બનાવવાને તત્પર થયો હતો, તેજ ભવિષ્યવેત્તા આ સુંદર સ્ત્રીને ના પાડી શકયો નહિ. તેણે તેનો ડાબો હાથ પોતાના હાથમાં લીધો, અને પલવાર લક્ષપૂર્વક હસ્તરેખાઓ

તરફ જોઈ રહ્યો. આશ્ચર્યચકિત થઇ તેણે તેના પ્રતાપી ચહેરાના મોહ ભર્યાં અનુપમ સૌંદર્ય તરફ દ્રષ્ટિ કરી. ત્યાં ઉભેલા માણસો તેની આ અવસ્થા જાણી ગયા. તેઓના હૃદય ઉપર તે સ્ત્રીના સૌંદર્યની ઉત્તમતાની છાપ પડી હતી, અને તે સુંદર મુખ તરફ જોતાં તેઓને તે ભવિષ્યવેત્તા કરતાં કંઈ ઓછી જાદુઇ અસર થઇ નહોતી. સર્વ કોઈ અંદર અંદર વાતો કરવા લાગ્યા, " આ બાઇ કોણ ? તે અહીં ક્યાંથી આવી હશે ? "

" ભાઇ, આવું મનોહર સૌંદર્ય આગળ કોઇ દિવસ તમે જોયું છે ? "

" અરે એતો સાક્ષાત લક્ષ્મીનો અવતાર છે. " એક ભાવિકે તેના તરફ વંદન કરતાં કહ્યું.

એટલામાં એક દોઢડાહ્યો બોલ્યો, " ઠાકોર + ! તેના મુખ તરફ તમે શું જોયા કરો છો ? તમે તેના ચહેરામાં તેનું નશીબ વાંચી શકો છો ? તમારે જો તેનું નશીબ જોવુંજ હોય તો કાળજું ઠેકાણે રાખીને તેના હાથ તરફ નજર કરો. "

પોતાની કોણીઓના પ્રહારથી ભીડમાંથી માર્ગ કરતો એક મનુષ્ય બીજાઓનું અનુકરણ કરવાને ઉત્સુક હોય તેમ ત્યાં આવીને ઉતાવળથી બોલ્યો, " અરે ભાઇ, નશીબ તે કાંઇ એમને એમજ જોવાશે ? એતો જ્યારે ઠાકોરનો પોતાનો હાથ નાણાથી ભરાય છે ત્યારેજ તે બીજાનો હાથ તપાસે છે ! "

નવીન આગંતુકે તેને પૈસા આપવા માંડયા; પરંતુ જોશીએ વિનય સહ તે સ્વિકારવાની ના પાડી અને કહ્યું, **" માતાજી ! તમારા લલાટમાં મહારાણી થવાનું નિર્માયું છે !** * તમારી

---

+ બંગાળમાં બ્રાહ્મણને અપાતું માનનું પદ.

* જુઓ ચિત્ર.




'તમારા લલાટમાં મહારાણી થવાનું નિર્માયું છે !'

ચિત્રકાર શ્રી. કલાબ્ધિ. ] **પ્રેમ પ્રભાવ.** [ પૃ. ૨૬.

પાસેથી હું એક પાઇ પણ નહિ લઉં. મારામાં જો વિશ્વાસ રહેતો હોય તો આ મારી ઉજ્વળ ભવિષ્યવાણી મારા તરફની નજીવી સેવા તરિકે સ્વીકારો."

તેજ પળે એક રાજવંશી ઘોડેસ્વાર તે ટોળા આગળથી પસાર થયો. તેની નજર તે સુંદર સ્ત્રી ઉપર પડી. તરતજ તેણે પોતાના અશ્વને અટકાવ્યો. આ દેખાવથી તે આશ્ચર્યચક્તિ બનેલો હોય તેવો જણાયો. તે સુંદર નવિન મનુષ્યને પોતે જરા પણ ઓળખતો નહોતો, તોપણ તે સ્ત્રીના જેવાજ ચહેરાની એક સ્ત્રી કે જેને તે એક વખત સારી રીતે ઓળખતો હતો પરંતુ હાલ તેને વિસરી ગયો હતો તે ચહેરાની યાદગીરી પુર્વજન્મના સ્વપ્ન પેઠે તેના સ્મરણમાં પ્રગટી નિકળી. જાણે તેની તેજોમય સૌંદર્યતા તેના ઉપર જાદુઈ અસર કરી તેને મોહમુગ્ધ બનાવતી હોય નહિ ! થોડા વખત સુધી તેની દ્રષ્ટિ તે સ્ત્રી ઉપર ઠરી રહી, અને ત્યાર પછી ધીમે ધીમે તે આગળ વધ્યો. સ્મરણશક્તિના તાર ઉપર ગત દિવસોનું ચિત્ર વ્હેવા લાગ્યું. રૂપેરી જળાશયના કિનારા ઉપર ગ્રીષ્મ ઋતુનો એક દિવસ એકાએક તેની નજરે ચડયો. સરોવર તીરે આવેલા ઉપવનમાં ચાર સુંદર મનોરમાઓ રમતી હતી. આમાંની એક અન્ય સર્વ કરતાં વધારે તેજોમયી અને સુંદર હતી. તેના લાંબા કાળા વાળ સૂર્યતેજમાં ચળકતા હતા. તેનાં ભીનાં વસ્ત્રોમાંથી હજી પણ પાણી ટપકતું હતું, કારણ કે તેણે સરોવરમાંથી કમળ પુષ્પો ચૂંટી લીધાં હતાં. અને ત્યાર પછી પોતાના હાથમાં એક નાજુક હાથનો સ્પર્શ જણાયો, અને ત્યાં બાળરમતની લગ્નક્રિયા થઇ. તેના વિચારો તેને વ્યાકુળ બનાવતા હોય તેમ જણાતું હતું, કારણ કે આસપાસના સંજોગો સ્પષ્ટ રીતે તેના ધ્યાનમાં હતા. ઘોડેસ્વારનું મન આવા વિચારમાં ગરકાવ બન્યું હતું, તે આવા વિચારવમળમાં અટવાયલો હતો, પરંતુ તેની ઘોડાની અવસ્થા ભિન્ન પ્રકારની હતી. તેણે પોતાનું

શોભાયમાન મસ્તક અધીરાઇથી ઉચ્ચું કર્યું, અને તે ખુબ હણહણ્યો, કારણ કે તેજ પળે વિગ્રહસ્થાનમાંથી પ્રતિસ્પર્ધીઓને લક્ષ્ય ભેદવાને માટે નિશાન આગળ આવવાનું આમંત્રણ કરતો બંદીજનોના રણ-સીંગડાનો અવાજ સંભળાયો. ઘોડેસ્વારે આ અવાજ સાંભળ્યો. તેણે પોતાના વિચારોને હસી કાઢ્યા, પોતાના અશ્વને એડી મારા, અને ઘોડો અને સ્વાર તે ટોળામાંથી અદ્રશ્ય થઈ ગયા.



## પ્રકરણ ૪ થું.

## શૌર્ય-પ્રદર્શન.

The brave deserves the fair.

યુદ્ધ-વિહારનો થોડોક ભાગ પૂર્ણ થયો હતો. મલ્લયુદ્ધ ને પટાબાજી, બરછી અને ભાલાની રમત, તરવાર ફેરવવાની હરીફાઇ, વિગેરે ઘણીએક રમતો રમાઇ ગઇ. હવે માત્ર ધનુર્વિદ્યાનું પરાક્રમ જોવાનું બાકી રહ્યું હતું. સુલતાન સિકંદરશાહ પોતે લવાદ તરીકે કામ કરવાને તત્પર બન્યો. પોતાને માટે તૈયાર કરી રાખેલા અશ્વ ઉપર આરૂઢ થવાને માટે તે પોતાના ભવ્ય સિંહાસન ઉપરથી નીચે ઉતર્યો. રાજમંડળ અને મ્હેમાનો વિવેકને ખાતર જરા તેની પાછળ રહી તેની બંને બાજુએ ગોઠવાઇ ગયા.

ધનુર્વિદ્યાને માટે અજબ યુક્તિ રચવામાં આવી હતી. સભા-મંડપથી થોડેજ છેટે નિશાન હતું. સ્ત્રીની આકૃતિના સંગેમરમરના પુતળાએ પોતાના હાથમાં એક પક્ષીને પકડી પોતાના અધરોષ્ઠ પાસે ધરી રાખ્યું હતું. તે પક્ષીની આંખ એ નિશાન હતું, અને તેને આરસપહાણના પુતળાનો સ્પર્શ થયા વિના વિંધવાનું હતું. ખરેખર આવા નિશાનને વિંધવા માટે ધનુર્વિદ્યામાં પૂર્ણ નીપૂણતાની આવશ્યકતા હતી. સર્વ પ્રકારની કસરત અને રમતગમતમાં આ સૌથી વધારે મુશ્કીલ કામ હતું. પ્રેક્ષકવર્ગ તેને આનંદથી વધાવી લેતો હોય તેમ તે કામ જોવાને અત્યંત ઉત્સુક બન્યો.

યુદ્ધવિહારના અધિકારીએ પ્રારંભસુચક વાવટાની નિશાની આપી, અને તરતજ બંદીજન આગળ આવ્યો. તે બુલંદ અવાજે સર્વને

સંભળાય તેમ બોલ્યો, "જે કોઇ માણસને ધનુર્વિદ્યામાં પોતાને નામાંકિત કરવાની ઇચ્છા હોય તેને બાદશાહેઆલમ સુલ્તાન **સિકંદરશાહ** બહાર પડવાનો હુકમ કરે છે." આ શબ્દોનો તેણે પુનઃ પુનઃ ત્રણવાર ઉચ્ચાર કર્યો.

સર્વ એકબીજાના મુખ સામે જોઈ રહ્યા. નિશાન વિંધવાનું દુર્ઘટ કાર્ય કરવાની કોઇની હિંમત ચાલી નહિ. સૌ કોઈ આતુર દ્રષ્ટિથી વાટ જોઇ રહ્યા. તેઓના આશ્ચર્ય વચ્ચે એક જુસ્સાદાર કૃષ્ણવર્ણનો અશ્વ અધીરાઈથી હણહણતો અને પોતાની મહેરાબદાર ગરદન ઉંચી કરતો પ્રેક્ષકવર્ગની ઠઠમાંથી બહાર નીકળી આગળ આવ્યો. તે અશ્વની પીઠ ઉપર એક ઉમદા દેખાવનો રાજવંશી યુવાન પોતાના હાથમાં ધનુષ્ય અને તીર લઇને બેઠો હતો.

પ્રેક્ષકોમાંથી ઉપરાઉપર આનંદધ્વનિ નીકળવા લાગ્યો. થોડીવારે તે કાન ફાડી નાખે તેવો ધ્વનિ બંધ પડયો અને ત્યાં શાન્તિનું સામ્રાજ્ય સ્થપાયું. સઘળાએ પોતાનો શ્વાસ રૂંધી દીધો હોય અને સૌ કોઇ આતુરતાથી ધનુર્વિદ્યા નિરખવાની વાટ જોઇ રહ્યા હોય તેવો દેખાવ થઇ રહ્યો.

તે યુવાન, સુલતાન પાસે આવ્યો અને માન ભર્યું નમન કર્યું. જે વખતને માટે સર્વ લોકો આતુર બન્યા હતા તે વખત આવી લાગ્યો. યુવાન લક્ષ્યવેધીને માટે નીર્માયલા સ્થળ ઉપર આવ્યો. તેણે પોતાના ધનુષ્યનો ટંકાર કર્યો. અત્યારે તે દ્રૌપદીના સ્વયંવરમાં આવેલા **અર્જુન** સમાન લાગતો હતો. ધનુષ્ય ઉપર તીર ચડાવી તેણે બરાબર નિશાન સાંધ્યું. તીર છુટયું, વિદ્યુત વેગે તે હવામાં ઉછળ્યું અને સુસવાટ કરતું અધર ચડયું. થોડી વાર તો તે નજરે પણ પડયું નહિ. એ તીરે પક્ષીની આંખને આબાદ વિંધી નાંખી. આશ્ચર્યચકિત જનસમુહના કર્ણવેધક જયધ્વનિથી વાતાવરણ ગાજી ઉઠયું.

ધનુર્વિદ્યાનું ઈનામ જીતાયું હતું. એ નિશાન વિંધનાર બીજો

કોઈ નહિ પણ આપણી નવલકથાનો નાયક દિનાજપુરનો બહાદુર રાજા ગણેશદેવ હતો.

વિજયધ્વનિ ચાલુ રહ્યો, અને જે વખતે તે સુલતાન આગળ જયચિન્હ મેળવવાને માટે જતો હતો તે વખતે તેના ઉપર પુષ્પોનો વરસાદ વરસવા લાગ્યો.

સુલતાન અશ્વ ઉપરથી નીચે ઉતર્યો, પોતાને હાથેજ તેણે એક અમૂલ્ય રત્નજડીત મુઠવાળી તરવાર તે યુવાનની કમરે બાંધીને તેના પરાક્રમના ઇનામ તરીકે બક્ષીસ આપી, અને તેને મહારાજા બહાદૂરનો માનનીય ખિતાબ અર્પણ કર્યો. દિનાજપુરના રાજાઓ પોતાની પ્રજા ઉપર મહારાજાના પદનો હક્ક ધરાવતા હતા, છતાં પણ બંગાળાના નવા રાજ્ય તરફથી તે પદ અદ્યાપિ પર્યંત માન્ય રાખવામાં આવ્યું ન્હોતું.

હજી પણ પુષ્પવૃષ્ટિ થયા કરતી હતી. પુનઃ વિજયધ્વનિ સંભળાવા લાગ્યા, અને તે બહાદૂર રાજા ઉપર પુષ્પમાળાઓની અસ્ખલીત વૃષ્ટી થવા લાગી.

તેનાથી થોડે દૂર એક સ્ત્રી ઉભી હતી, જે પહેલેથીજ આ અદ્વિતીય પરાક્રમ જોયા કરતી હતી. તેણે પોતાના મનોહર કંઠની આસપાસ એક કરમાયલી પુષ્પમાળ પહેરી હતી. અંગ સાથે આલિંગન કરી રહેલી તે પુષ્પમાળ તેણે ગળામાંથી કહાડી અને જમીન ઉપર પડેલા એક નાના કાંકરાની આસપાસ તે વિટાળી દીધી. પુષ્પમાળને દડાના આકારમાં બનાવીને-હવામાં બરાબર ઉડી શકે તે માટે પથ્થરના ટુકડાથી તેને વજનદાર બનાવીને તેણે તે રાજકુમાર તરફ ફેંકી.

પરંતુ અફસોસ! માળા ધારેલા સ્થળે પહોંચી નહિ. નિશાન તાકનારને નિષ્ફળતા મળી. માળા લક્ષ્ય ચૂકી ગઈ અને કુમારના

ચરણનો સ્પર્શ કરવાને બદલે તે સુલતાનને અડકી અને પછી જમીન ઉપર પડી.

સુલતાન ચમકયો. આ સમયે તે યુદ્ધવિહારના વિજેતાને પાણીદાર મૂલ્યવાન તરવાર બક્ષીસ કરતો હતો. એવા પ્રસંગમાં આવી અડચણ નડવાથી તેના કાર્યમાં વિક્ષેપ પડયો હોય તેમ તેણે આશ્ચર્ય, સંકોચ અને મૃદુકોપ સહિત પોતાનું મસ્તક ઉંચું કર્યું. સર્વ કોઇ શાંત બની ગયા. દરબારીઓએ પુષ્પવૃષ્ટિ બંધ કરવાનું ઉચિત ધાર્યું, અને મૌન સ્થિતિમાં ભયભિત દ્રષ્ટિથી તેઓ પોતાના બાદશાહ તરફ જોઇ રહ્યા. કેટલાએક મનુષ્યોએ પુષ્પવૃષ્ટી માટે અવનવા રંગથી સુશોભિત પુષ્પોથી ભરેલાં પોતાના હાથ ઉંચા કર્યાં હતા તેઓના હાથ આ બનાવ બનતાં એમને એમ અધ્ધર હવામાંજ પુષ્પવૃષ્ટી કરતાં અટકી પડયા. સુલતાનનો કોપ વ્હોરી લેવાનું સાહસ કરવાની કોઈ હિંમત કરી શકે એમ ન્હોતું.

પરંતુ આ સ્થિતિ લાંબો સમય ટકી નહીં, યુવાન શાહજાદા નવાબ ગ્યાસુદીને તે કરમાયલી પુષ્પમાળ નીચેથી ઉપાડી લીધી અને અર્થસૂચક હાસ્ય કરી કુમાર તરફ ફરીને તે બોલ્યો, “ગણેશ! જોઇ આ પુષ્પપાળ! તને આવી કરમાયલી પુષ્પમાળ સાથે અભિનંદન આપનાર એવું કોણ હશે?”

ગણેશના મુખ ઉપર અવનવી લાગણીઓનાં ચિન્હો ઉપસ્થિત થયાં. ખરેખર સંભ્રમને ભેદનાર આ સમયસૂચક કટાક્ષ હતો. સુલતાને મંદહાસ્ય કરી પોતાનું કાર્ય પૂર્ણ કર્યું. લોકના થોકના આનંદધ્વનિએ અને દરબારીઓની પુષ્પવૃષ્ટિએ વાતાવરણને ભરી મુકયું. સર્વના મુખ ઉપર આનંદ છવાઈ રહ્યો.

એટલામાં એક આશ્ચર્યજનક કૌતુક બન્યું. પુનઃ સર્વ કોઈ આશ્ચર્યમાં લીન થઇ ગયા. ત્યાં એકત્ર થયેલા લોકોની મેદનીમાંથી એકાએક એક ભગવાં વસ્ત્રધારિણી સુંદર યુવાન બાળા બહાર નિકળી

આવી. શાહજાદા પાસે જઈ તેણે સવિનય નમન કર્યું, અને તે બોલી, “ નવાબ સાહેબ ! કૃપા કરી મને મારી પુષ્પમાળ પાછી આપવાની મહેરબાની કરશો ?

નવાબજાદો દિગમૂઢ બની ગયો. સુલતાન, રાજકુમાર અને દરબારીઓ વિગેરે સાનંદાશ્ચર્યથી ચકળવકળ નેત્રે તેના સામે જોઇ રહ્યા.

શાહજાદાએ વિચાર કરવામાં વખત ગાળ્યો નહિ. તરતજ તેણે તે સ્ત્રીની વિનંતી માન્ય રાખી. તે સૌંદર્યવાન આગંતુક સ્ત્રીએ એ માળા લીધી, પળવાર ગણેશદેવ ઉપર પોતાની દ્રષ્ટિ ફેરવી, સુલતાન અને તેના શાહજાદાને નમન કર્યું, અને જેવા નિર્ભય ગૌરવથી તે ત્યાં આવી હતી તેવાજ ભયરહિત ઓજસ સહિત તે ત્યાંથી પાછી ફરી–ચાલી ગઇ.



# પ્રકરણ ૫ મું.

## કોણ શક્તિ ?

She was a phantom of delight
When first she gleamed upon my sight;
A lovely apparition, sent
To be a moment's ornament;
Her eyes as stars of twilight fair,
Like twilight's, too, her dusky hair;
But all things else about her drawn,
From May time and the cheerful dawn;
A dancing shape, an image gay,
To haunt, to startle, and way-lay.

*W. Wordsworth.*

સંધ્યાકાળનો સમય હતો. આખા દિવસના પરિશ્રમથી શ્રમિત થયેલો પશ્ચિમ અસ્તાચળમાં ઉતરી પડતો સૂર્ય પવિત્ર ભાગીરથી–પાપમોચની ગંગા નદીના નિર્મળ, મંદધ્વનિ કરતા જળને પોતાના અવશેષ રહેલા સોનેરી કિરણોથી ઉજ્વળ બનાવતો અને દુરના કિનારા ઉપર આવેલા વૃક્ષોના માથા ઉપર ગેલ કરતો કરતો નીચે અને નીચે ઉતરી પડયો, અને અંતે દિનકરનો પ્રકાશ દ્રષ્ટિવિમુખ થયો.

આ ગંગા નદીના કિનારે કિનારે એક ઘોડેસ્વાર પોતાના અશ્વને મંદ ગતિથી ચલાવતો અને ધીમેધીમે વિચારમાળાના મણકા ફેરવતો નજરે પડતો હતો.

તે મનમાંજ વિચારવા લાગ્યો, " જરૂર આમાં કંઇક ગુપ્ત ભેદ સમાયો છે. તે સુંદર અજ્ઞાન બાળામાં સ્વનિષ્ટા, ગૌરવ વિગેરે ગુણો હોવા સાથે તે ઉત્તમ કુળની જણાય છે. છતાં તેણે આવાં કંગાળ વસ્ત્રો શા માટે પરિધાન કર્યાં હશે ? એતો ઠીક, પરંતુ જુના સમયનો ગાઢ પરિચય હોય તેમ તે ધારીધારીને મારા તરફ શા માટે જોતી હશે ? વળી કરમાયલી પુષ્પમાળનો બનાવ કેવો વિચિત્ર ! જન-સમૂહમાં તે શા માટે ફેંકી હશે ? અને ખુદ સુલતાનના પુત્ર પાસેથી જ તેણે એટલા બધા અભિમાનથી તે શા માટે પાછી માંગી લીધી હશે ?"

વધારે અને વધારે ચિંતવન કરવા જતાં તે ભેદ વધારે અને વધારે ગંભીર બનતો ગયો. પુનઃ વિચારમાળા ફરવા લાગી, " કયાં એક રાજપુત્રીને છાજતી રીતભાત તથા ભવ્ય દેખાવ અને કયાં તેણે ધારણ કરેલાં સંન્યાસિનીનાં ભગવાં વસ્ત્રો ! એ બન્નેનો કેવો વિચિત્ર સંયોગ ! ખરેખર આ વિસ્મયજનક બીના છે ! ના ! ના ! તે સંન્યા-સિની તો હોઇ શકેજ નહિ. કારણ તેના શીરે જટા બાંધેલી નહોતી, પરંતુ તેના બારીક વસ્ત્રમાંથી પુષ્કળ સુંવાળા વાળનો ઢીલો થઇ ગયેલો દરકાર વિના વાળેલો અંબોડો દ્રશ્યમાન થતો હતો. આર્ય-યોગિનીનાં લક્ષણો આનામાં નજરે પડતાં ન્હોતાં. કયાં હતી તેની પાસે પવિત્ર રૂદ્રાક્ષની માળા ? કયાં હતો સન્યાસિની જેવો તેનો ખુલ્લો શિરોભાગ ? કયાં હતો તેના અંગ ઉપર ભસ્મલેપ ? તેમાંનું કંઈ ન્હોતું. યોગિનીને આવશ્યક ચિન્હો—જટા, ત્રિશુળ, વિભુતી, રૂદ્રાક્ષ-માળા વીગેરે તેની પાસે કંઈ ન્હોતું. તેના તેજસ્વી લલાટ ઉપર કાળા રેશમી સુંવાળા વાળોના ઝુલફાં આવી રહ્યાં હતાં, અને થોડાંક આડાં અવળાં ગુંચળાં તેની ભ્રમર ઉપર પડી તેના સુંદર મુખની મોહક-તામાં અભિવૃદ્ધિ કરતાં હતાં. તેના ઘુમટામાં તેના માથાનો થોડોજ ભાગ સંતાઇ રહ્યો હતો, તેનું મુખ—મનમોહક ચ્હેરો ખુલ્લો હતો ! "

વિચારમાળાનો મેર આવ્યો. મણુકાઓ બીજી દિશામાં ફરવા લાગ્યા, " તે સ્ત્રી કોઇ પવિત્ર તીર્થો તરફ યાત્રાર્થે વિચરતી વિધવા તો ન હોય ? નહિ, નહિ, એમ હોયજ નહિ. તેના કોમળ હસ્તનાં કાંડાંને હજી પણ સોનેરી કંકણુ દીપાવે છે. અરે હું ભુલું છું. ઘણી-એક દુર્ભાગી આર્ય અબળાઓ પોતાની બાલ્યાવસ્થામાંજ સૌભાગ્યનું સુખ નષ્ટ થયેલું અનુભવે છે અર્થાત વૈધવ્યને પ્રાપ્ત કરે છે. તેમાંની કદાચ આ એક હોય અને તેના માબાપોનું હૃદય આવા સાદા અલંકારો પણ તેની પાસેથી છીનવી લે એવું નિંષ્ઠુર બની શક્યું હોય ! જો તેનો ધણી હયાત હોય તો પછી તે તેને આવી રીતે એક સ્થળેથી બીજે સ્થળે રખડવા દે નહીં. પ્રભુ જાણે સત્ય શું હશે. મને તો કંઈ સમજાતું નથી. આ ભેદનો પડદો હું ભેદી શકતો નથી."

વિચારના વમળમાં અટવાયા કરતો તે ઘોડેસ્વાર બીજો કોઇજ નહિ, પરંતુ આપણી નવલકથાનો નાયક–યુદ્ધવિહારમાં વિજય સહીત માન મેળવનાર રાજકુમાર ગણેશદેવ હતો. યુદ્ધભૂમિનો ત્યાગ કરી પોતાના અશ્વને મંદ ગતિથી ગંગા નદીના કિનારે કિનારે ચલાવતો તે પોતાના ગૃહ પ્રત્યે જતો હતો. અત્યારે તેનું મન સ્વસ્થ ન્હોતું. સંધ્યાના અવનવા રમણિય રંગો કે સાયંકાળના સૌંદર્ય ઉપર એની દ્રષ્ટિ ઠરતી ન્હોતી. આજે પોતે મેળવેલાં મહાન વિજય અને તેથી સંપાદન કરેલી પ્રતિષ્ઠાના વિચારો તેના મસ્તકમાં રમતા ન્હોતા. વારંવાર જ્યારે ત્યારે તેના મનસ્વી સ્વપ્નમાં યોગિનીના વેશમાં રહેલી બાળાજ નજરે પડવા લાગી અને આજે કંઈ ભેદ જણાયો હોય તેમ એ વિચારોમાંજ તે લીન થઈ ગયો. તે વિધવા હશે કે સૌભાગ્યવતી તેનો તે નિર્ણય કરી શક્યો નહીં, તે યોગિની હોય એવું તે માની શક્યો નહીં, તે કોઈ કુમારી કન્યા હશે એવો તેને ખ્યાલ સુદ્ધાં પણ આવી શક્યો નહિ. કારણ એક હિંદુ બાળા આટલો બધો વખત–આવડી ઉમ્મર સુધી કુમારાવસ્થામાં કેમ રહી શકે ? અનેક

તરંગોને અંતે તેણે નિર્ણય કર્યો કે તે કોઇ યાત્રા કરવા જતી વિધવાજ હોવી જોઇએ. નિઃસંશય તે ખાનદાન કુટુંબની અને ઉત્તમ કુળની બાળા હતી, કારણ તેના ચ્હેરામાં ગાંભિર્ય, સૌંદર્ય અને પવિત્રતા ઓતપ્રોત જણાઇ આવતાં હતાં; છતાં પણ અજાણ્યા પુરૂષ તરફ પરિચય દર્શાવનારી સ્નેહભરી દ્રષ્ટિ શામાટે ? તે તેને ઓળખતો નહોતો, તેને અગાઉ કોઇ દિવસ નજરે જોઇ ન્હોતી, ત્યારે એ દ્રષ્ટિપાતનો અર્થ શો ? ખરેખર આ યુવાન સૌંદર્યમૂર્તિના ચારિત્રમાં કંઇ ગહન રહસ્ય–કંઈ અદભૂત મર્મ જણાતો હતો!

આવા અનેક તર્કવિતર્ક કરતાં ઉંડા વિચારમાં ઉતરી પડેલો રાજકુમાર અશ્વ સાથે ધીરે ધીરે આગળ વધતો હતો. તેણે લગામ ઢીલી મુકી હતી, અને અનુભવી અશ્વ પોતાના માલિકના મનની સ્થિતિ જાણી ગયો હોય તેમ તેની વિચારપરાયણતામાં વિરોધ ન આવે એવી રીતે સ્વેચ્છાનુસાર મંદગતિથી ચાલતો હતો. અચાનક અશ્વ અટકી પડયો. તેના માર્ગમાં અવરોધ થયો. કુમાર ચમકયો, તેની સામેજ એ અપરિચિત સૌંદર્યમૂર્ત્તિ મંદહાસ્ય કરતી ઉભી હતી!

એકાએક કંઇ સ્વપ્નદર્શન થતું હોય તેવો તેને આભાસ થયો. ત્યારે શું આખા દિવસની સર્વ ઘટના માત્ર સ્વપ્નરૂપજ હતી ? શું હજી પોતે સ્વપ્નવશ હતો ?

તેને વધારે વિચાર કરવાની આવશ્યકતા ન રહી. તે મૂર્ત્તિ હસિતવદને તેની તરફ આગળ વધી અને કોકિલકંઠે બોલી, “ કુમાર, આપ મને નથી ઓળખતા ? શું આપ બાલ્યાવસ્થાની સંગાતીને વિસરી ગયા છો ? અરે પેલું રાજવાટિકા પાસે આવેલું મહિપાળ સરોવર ભુલી ગયા છો ? ”

સ્મરણશક્તિની એકાદ ઊર્મિ ઉછળી આવી અને અર્ધસ્વપ્નવત્ તે મંદસ્વરે બોલ્યો, “ કોણ મારી બાળપણની સાથી–શક્તિ ? ”

“ આપને તો સ્મરણ કરાવવું પડે છે, અને મેં તો જોતાં વેંતજ આપને ઓળખી લીધા. ”

## પ્રેમ–પ્રભાવ

એકાએક મનોવિકારથી તે પુરૂષનું યુવાન હૃદય ખળભળી ઉઠ્યું. આ સરોવર તીરે વૃક્ષવાટિકામાં શક્તિ અને તેની અન્ય સખીઓ સાથે કરેલી નિર્દોષ રમતો એક પછી એક તેના સ્મરણમાં આવતી ગઇ. તે સરોવરનો, તે જળતરણીનો, તે વાંસળીનો અને બાળાઓની પુષ્પમાળ પરોવવાની પ્રવૃતિનો, લગ્નક્રિયા કરવાનો, અને મધુર ગીતો ગાવાનો પ્રસંગ તેની નજરે તરવા લાગ્યો. વિચાર ઉપર વિચારે તેના મગજમાં સ્થાન લેવા માંડયું; પરંતુ તરતજ તે સ્વસ્થ બન્યો. ખરે! તે પોતે ગણેશદેવ હતો અને તે સ્ત્રી શક્તિ હતી, પરંતુ બંનેની વચ્ચે મહાન અંતર હતો. તે પોતાના બાળપણાની સૌથી અધિક વ્હાલી બાળમિત્ર હતી, અને એક વખત યુવાનના પ્રાથમીક પ્રેમથી તેને તે ચ્હાતો હતો. પરંતુ હવે તે બીજાની સ્ત્રી હતી. બાલ્યાવસ્થાના મિત્રને મળતાં ઉપજતો કુદરતી આનંદ અને બીજાની સ્ત્રીને આપવા જોઇતા સન્માનની શૌર્યદર્શક લાગણી એ બંનેનો વિગ્રહ થવા લાગ્યો. આવા સંજોગોની વચ્ચે તેને કેવી રીતે સંબોધવી તેની પણ તેને સમજ પડી નહીં.

શક્તિ પુનઃ મિત્રતાના પરિચયથી બોલી, "ગણેશદેવ! બાલ્યાવસ્થાના સખા! તમે નીચે ઉતરશો? આપના વિજયને સર્વ લોકોએ વધાવી લીધો છે, ત્યારે શું હું પણ એ હક ન લઇ શકું? શું મારી માળા કરમાયલી છે તેથી તેનો સ્વીકાર કરવાની આપ ના પાડશો?"

કુમારે સ્વસ્થતા ધારણ કરી અને સ્મીત હાસ્ય કરી કહ્યું, "ત્યારે મારા માનાર્થે કરમાયલી પુષ્પમાળા ફેંકનાર તું પોતેજ કે?"

"આપના સન્માનાર્થે તે પુષ્પમાળા ફેંકવાની મારી મતલબ હતી, પરંતુ તે માળા લક્ષ્ય-નિશાન ચૂકી ગઈ, અને હવે તો તે છુંદાઇ ગઇ છે–તુટી ગઇ છે."

રાજા અશ્વ ઉપરથી નીચે ઉતર્યો અને હજી પણ હસતાં હસતાં બોલ્યો, "શક્તિ! તેં મને કરમાયલી–શુષ્ક બનેલી–મરી ગયેલી માળા શામાટે અર્પણ કરી? તે સન્માનાર્થે હતી કે મેણા માટે? મને તો લાગે છે કે એવી માળા ફેંકવાથી માન કરતાં મેણાની લાગણી વિશેષ અંશે દ્રસ્યમાન થાય છે."

બાળાએ તેના પ્રશ્ન તરફ લક્ષ આપ્યું નહિ, પરંતુ પ્રત્યુત્તરરૂપે કહ્યું "જુઓ! ત્યાં એક શાંત સ્થાન છે. આપણે ત્યાં નિરાંતે બેસીને વાતચીત કરીશું. મારી સાથે ચાલો. તમારા અશ્વને પણ ત્યાંજ બાંધજો."

શક્તિ માર્ગ દેખાડવા લાગી, અને કુમાર અશ્વનું ચોકડું હાથમાં રાખીને તેની પાછળ પાછળ ચાલ્યો.



## પ્રકરણ ૬ ઠું.

## બંસીની ધુનમાં.

'સુંદર વેણુ વાગી! વેણુ વાગી
વેણુ વાગીને હું જાગી—સુન્દર'.

સરિતા કિનારે આવેલા એક આમલીના વૃક્ષોથી છવાયલા ઉપવનમાં તેઓએ પ્રવેશ કર્યો. કઠિઆરાઓએ એક વૃક્ષને કાપી નાંખ્યું હતું. તે વૃક્ષ અડધું જળમાં અને અડધું કિનારાપર પડયું હતું. બાળા આ વૃક્ષના થડ ઉપર બેઠી. રાજાએ પોતાના અશ્વને બાંધી લીધો. તે હવે આ બાળા પાસે આવ્યો અને ધનુષ્ય ઉપર પોતાનો હાથ ટેકવીને ઉભો રહ્યો. સૂર્ય અસ્ત પામ્યો હતો છતાં સંધ્યા સમયની ભુરી–ધવલ છાયા પ્રસરવાને હજી વિલંબ હતો. પશ્ચિમ રેખામાં અદ્યાપી પર્યંત રક્તવર્ણ વાદળાંઓ કાળક્ષેપ કરતાં સૂર્યાસ્તના અંતિમ પ્રકાશને પૃથ્વીપર નાંખતાં હતાં, અને સરિતાના અસ્થિર મોજાઓમાં ચળકતા સોનાની માફક તેઓનું પ્રતિબિમ્બ પડતું હતું. આ રક્તવર્ણ વાદળાંઓએ તે વૃક્ષપર બેઠેલી આર્યબાળાને ચુંબન કરતાં હોય તેમ પોતાના લાલ રંગનો પ્રકાશ તે બાળા ઉપર ફેંક્યો, અને તેના સૌંદર્યમાં સહસ્ત્રાવધી વૃદ્ધિ કરી મુકી.

તે સંધ્યા પ્રકાશના ચળકાટથી સુંદર બની હતી, તેનો ચ્હેરો બંગાળાની સુંદર સ્ત્રીઓમાં સામાન્યતઃ નજરે પડે છે તેવો ચંપકવર્ણો ન્હોતો, પરંતુ તેજસ્વી કાન્તિવાન ગુલાબી રંગનો હતો. તેની આકૃતિ ભવ્ય અને એકાદ મહારાણી હોય તેવી દમામદાર લાગતી હતી. તેનું લલાટ વિશાળ અને બુદ્ધિશાળી હતું. શુભ્ર લલાટ, શુક-

ચંચુ સમાન નમણું નાક, ચિતાકર્ષક પ્રવાલ સમાન અધરોષ્ટ, નાજુક અને કુપિકાવાળી* હડપચી, હરિણી સમાન ચંચળ ચક્ષુઓ, તે ચક્ષુઓ ઉપર ઢળી પડતાં કાળા વાળના ગુંચળાંઓ અને ધનુષ્ય સમાન વળેલી કાળી ભ્રમરો એ સર્વ આ બાળાના સૌંદર્યને વધારે અને વધારે મનોહર બનાવતાં હતાં. ખરેખર પ્રાચીન રાજપૂત કુળમાં ઉત્પન્ન થયેલી આ બાળા ચિતાકર્ષક ચમત્કારી દિવ્ય મૂર્તિ હતી. તેના મુખ ઉપર દિવ્ય કાંતી પ્રસરી રહી હતી, અધરોષ્ટ ઉપર સુખમય હાસ્ય નૃત્ય કરી રહ્યું હતું. સુંવાળા વાળના ગુંચળાંઓ તેની ભ્રમરને શણગાર રૂપ થઇ પડયાં હતાં. પરંતુ આ સર્વ તેના અંગ ઉપરનાં ભગવા રંગનાં વસ્ત્રો સાથે મહાન વિરોધ પાડતાં જણાતાં હતાં.

રાજાની નજર તે લાવણ્યમયી બાળા ઉપરજ ઠરી રહી. પોતાના મનમાં તે એકાંત અરણ્યના આશ્રમમાં વસતી સુંદર રૂપીબાળા શકુંતલાનો વિચાર કરવા લાગ્યો. વસંત રૂતુના બહારમાં ખીલી નીકળેલા નવપલ્લવ અને સુગંધીપુષ્પોથી લચી રહેલા વૃક્ષોથી સુશોભિત ઉપવનમાં લતાપત્રોથી આચ્છાદિત થયેલા એક સાદા પરંતુ સ્વચ્છ આશ્રમ પાસે લજ્જાથી ઘેરાઈ ગયેલી મુગ્ધ બાળા શકુંતલા દુષ્યંત તરફ નીચી નજરે જોઇ રહી છે, અને પોતાના હૃદયમાંનો પ્રેમનો સંદેશો એ દ્રષ્ટિદ્વારા પાઠવવાનો યત્ન કરી રહી છે, દુષ્યંત પણ તેની સ્થિતિને પ્રાપ્ત કરી મૌન અવસ્થામાં તેના તરફ નીહાળી પોતાના નયનોને તૃપ્ત કરે છે, એવું ચિત્ર તેની સમક્ષ ખડું થયુ, અને તે ધુનમાં સહજ જ શંકુતલાના પ્રેમીએ ઉચ્ચારેલો–પ્રેમદર્શક શ્લોક તેના મુખમાંથી નીકળી પડયોઃ—

सरसिजमनु बिद्धं शैवलेनापि रम्यं
मलिनमपी हिमाशोर्लक्ष्म लक्ष्मींतनोति ।

* ખંજન પડેલી–ખાડાવાળી.

## પ્રેમ–પ્રભાવ

इयमधिकमनाज्ञा वल्कलेनापि तन्वी
किमिवहि मधुराणां मण्डनं नाकृतीनाम् ॥

शाकुंतल प्रथमोऽङ्कः

અર્થાતઃ—'શેવાળથી વિંટાયલું કમળ સુંદર છે. ચંદ્ર મલિન-ઝાંખો હોય ત્યારે પણ અનુપમ સૌંદર્ય ધરાવે છે. આ બાળા વલ્કલ વસ્ત્રોમાં સજ્જ બનેલી હોવા છતાં પણ એ બંનેથી અધિક લાવણ્યવાન છે. આકૃતિના મધુર સૌંદર્ય કરતાં બીજા ઉત્તમ અલંકાર શું હોઈ શકે ?'

આ સુંદર યુવાન આકૃતિ તરફ જોતાં ગણેશદેવના સંકલ્પ-વિકલ્પોને દેશવટો મળ્યો, અને તેની અને પોતાની વચ્ચે કેટલો બધો અંત્તર છે તે પણ તે વિસરી ગયો. સરિતા કિનારે આવેલા જંગલને તેણે પોતાની બાળવયમાં ક્રિડાસ્થાન બનાવ્યું હતું, અને ઘણા દિવસો અગાઉ તે ત્યાં પોતાના બાળજીવનની રાણી શક્તિ સાથે રમતો હતો. કોઇ પ્રકારના અદ્રશ્ય આકર્ષણથી તે તેની તરફ ખેંચાયો, અને ભોંભેગા થયેલા તે વૃક્ષ ઉપર શક્તિના પડખે બેઠો.

તે આકર્ષણના પ્રભાવમાંથી તેને સચેત કરનાર મૃદુશબ્દો તેના કાને અથડાયા અને ત્યાં ફેલાયલી અગાધ શાંતિનો ભંગ થયો. "રાજકુમાર ! હજી તમે આગળની માફક વાંસળી વગાડો છો ખરા કે ?"

આ શબ્દોથી કુમારના હૃદયમાં વિચિત્ર પ્રકારનો આઘાત થયો. તેણે દીર્ઘ નિશ્વાસ મુક્યો. પોતાના મુખને–અરે આખા અંગને તેણે બીજી દિશામાં ફેરવ્યું, પરંતુ તે ત્યાંથી ઉઠી શક્યો નહીં–ત્યાંને ત્યાંજ બેસી રહ્યો.

ઉત્તર મેળવવાની જીજ્ઞાસુએ પુનઃ પ્રશ્ન કર્યો, "રાજકુમાર ! આપ કેમ ઉત્તર આપતા નથી ? તમારી બાલ્યાવસ્થાની મિત્ર–મધુર બંસી કેમ નજરે પડતી નથી ? કહો, કહો, રાજકુમાર ! તમારી

વાંસળી ક્યાં છે? તમે નાનપણમાં વગાડતા હતા તેમ હવે બંસી વગાડતા નથી?"

આગળનું સ્મરણ ગણેશના હૃદયના ચુરેચુરા કરતું હતું. તેણે એક ઉષ્ણ નિઃશ્વાસ નાંખ્યો અને ધીરા સાદે બોલ્યો, "મારી નાની વયમાં? બાળા! મારો બાલ્યાવસ્થાનો કાળ ગયો છે. ગયો સમય કદિ પાછો આવ્યો સાંભળ્યો છે? રાત્રી એક વખત પૂર્ણ થઇ, નિદ્રાસમય પસાર થયો, એટલે સ્વપ્ન કદી ચાલુ રહે છે?"

"પરંતુ રાત્રી તો પાછી ફરે છે." ટુંકોટચ પરંતુ માર્મિક ઉત્તર મળ્યો.

"તે સત્ય છે બાળા! રાત્રી પાછી ફરે છે ખરી, પરંતુ ગયેલું–અદ્રશ્ય થયેલું સ્વપ્ન પાછું લાવવાને માટે તો નહિજ!"

બંનેનાં વચનો માર્મિક હતાં–ગુઢાર્થી હતાં. બંનેની હૃદયોર્મીઓ શબ્દદ્વારા પ્રદર્શિત થતી હતી, પરંતુ બંને એક બીજાની હૃદયવ્યથાથી અજ્ઞાન હતા. વાંચકો જાણી ચુક્યા હશે કે તે તેજઃપુંજની પ્રતિમા બીજી કોઈ નહીં પરંતુ આપણી નવલકથાની નાયિકા શક્તિ હતી!

રાજકુમારના શબ્દો સાંભળી શક્તિનું હૃદય હર્ષાનંદથી ઉભરાવા લાગ્યું.

આ બાળાના હૃદયે સત્વર સત્ય શોધી કાઢ્યું. તેના અંતરમાં પડઘા પડવા લાગ્યા, 'ખરેખર રાધાની ગેરહાજરીને લીધેજ વંદ્રાવન નિર્જન અને સુનકાર બન્યું છે. રાધા વિના શ્રી કૃષ્ણની બંસી અવાચક અને મૌન બની રહી છે. સત્ય છે! મારી ગેરહાજરીમાં તેને બહુ ખમવું પડયું છે અને હું પણ તેને માટે બહુ ટળવળી છું. હું પણ આશાના પ્રવાહમાં તણાઈ છું.'

અને વાત પણ તેમજ હતી. વંદ્રાવનની ઘેલી ગોપીઓની પેઠે–શુદ્ધ પ્રેમી રાધાની પેઠે પોતાનું સર્વસ્વ તજીને, દેહનું ભાન

ભુલીને, જેમ ગોપીઓ કૃષ્ણ પાછળ પોતાના સુખાનંદનો ભોગ આપતી હતી, તેમ શક્તિએ પણ ગોપીઓની અવિચળ દૃઢ શ્રદ્ધા અને ટેકથી ગણેશદેવને માટે પોતાના સુખનો, આનંદનો અને જીવન સર્વસ્વનો ભોગ આપ્યો હતો.

ગરીબ બિચારી ભોળી બાળા ! તું ભરમમાં શાને ભરમાય છે ? સત્ય શોધ્યા વિના શાને સંતુષ્ટ બને છે ? અટપટા સંસારથી તું અનુભવહિન છે. ખરેખર સંસારના કડવા અનુભવથી હૃદય ડંખાય છે, જીવન વિષમય બની જાય છે ત્યાં સુધી પ્રેમમાં વસેલો વિશ્વાસ અનંત–અનહદ હોય છે !

શક્તિ હજી પણ હસતાં હસતાં બોલી, “ તેમ પણ બની શકે એમ છે. રાજકુમાર ! જો ઈચ્છા પ્રબળ હોય તો તે જૂનાં સ્વપ્નો પણ પાછાં લાવી શકે છે. શું તમે યુવાવસ્થાના આનંદોનો ત્યાગ કર્યો છે ? ”

ગંભીર મુદ્રાથી તેણે જવાબ આપ્યો, “ સઘળા નહિં તોપણ તેમાંના ઘણાખરા તો મેં તજી દીધા છે. શક્તિ ! તું જાણે છે કે દિવસે દિવસે વયમાં હું વધતો જાઉં છું, વખતના વ્હેવા સાથે હું મોટો ગણાતો જાઉં છું, રાજ્યની વ્યવસ્થા કરવાનું કર્તવ્ય મારે માથે આવી પડયું છે. મારી પ્રજાના ભલા માટે મારે કાળજી રાખવી પડે છે, અને પ્રજાજનનું હિત સમજી તેઓના ઉત્કર્ષ માટે મારે અહોનિશ તત્પર રહેવું પડે છે. હું હવે મિથ્યા આનંદમાં સમય ગાળવા જેવો નાનો બાળક રહ્યો નથી. ”

ગણેશદેવને હમણાં માત્ર બાવીસ વર્ષજ થયાં હતાં, અને હૃદયમાં તો તે એક બાળક હતો, પરંતુ પ્રસંગ આવતાં તે પુખ્ત વયના મનુષ્યની માફક ગાંભિર્ય ધારણ કરવામાં આનંદ માનતો હતો.

ગણેશદેવ હવે પોતાની વાંસળી માટે દરકાર કરે નહિ એ સંભવિત હતું; પરંતુ શક્તિના સ્મરણમાંથી તે કદી પણ ભુંસાય તેમ

ન્હોતું. હજી પણ બંસીનાદ તેના મગજમાં ઘુમતો હતો. હજી પણ તે બંસી સાંભળવાની તેની ઇચ્છા સતેજ હતી. તે જીજ્ઞાસાપુર્વક બોલી, "રાજકુમાર ! તમે તેનો ત્યાગ કેવી રીતે કરી શકો ? અર્જુનને કદી ધનુષ્ય વગર ચાલ્યું છે ? કૃષ્ણે કદી બંસીનો ત્યાગ કર્યો છે ? કંદર્પ કામબાણ વિના, અર્જુન ધનુષ્ય વિના અને બંસીધર શ્રી કૃષ્ણ બંસી વિના રહે નહિ, તો પછી ગણેશદેવ વાંસળી વગર રહે એ બનેજ કેમ ?"

વૃંદ્રાવનની ઘેલી ગોપીઓ બંસીનાદને માટે અસ્વસ્થ સ્થિતિમાં દેહભાન ભુલી કનૈયાની બંસીના મધુર સ્વર તરફ આકર્ષાતી હતી–બંસી ! બંસી ! એજ શબ્દના તાનમાં લીન બની એનુંજ સ્મરણ કર્યા કરતી હતી–તેમ શક્તિનું હૃદય પણ માત્ર રાજકુમારની બાલ્યાવસ્થાની વાંસળીના વિચારમાં લીન હતું. તે બંસીના નાદનો મધુર રસ તેણી કર્ણેંદ્રિયમાં રેડાતો હોય, તેથી તે અદભુત આનંદ અનુભવતી હોય એવી કલ્પનાએ તેના મસ્તકમાં સ્થાન લીધું હોય, અને તેથી તે મધુરરસનો આસ્વાદ પુનઃ મેળવવા ઉત્કંઠ બની હોય તેમ તે ગોપીરૂપે રાજકુમારને બંસી બજાવવા વિનવતી હોય તેવો ભાવ તેના શબ્દોમાં પ્રદર્શિત થતો હતો. તેની શ્રદ્ધા વિશુદ્ધ હતી–દ્રઢ હતી.

રાજકુમાર તેના ભાવને પારખી ગયો હોય તેમ હાસ્ય કરી પ્રફુલ્લ વદનથી બોલ્યો, "ત્યારે જો તેમજ હોય તો હું આજે મારી વાંસળી તરફ નજર કરૂં છું, અને મારે હવે તેનો કદી પણ ત્યાગ કરવો ન જોઇએ." આ શબ્દોના ઉચ્ચાર સાથે ગણેશદેવ એકદમ ઉભો થઈ ગયો. પોતાના રાજવંશી ઝભ્ભામાંથી તેણે લાકડાની નાની વાંસળીના ટુકડાઓ કાઢયા અને તેને એક બીજાની સાથે સાંધવા માંડયા.

"ઓહહો ! આ તો તેજ જુની વાંસળી !" શક્તિ હર્ષથી બોલી ઉઠી.

" હા, હજી પણ તેજ વાંસળી છે ! "

એક વખત **શક્તિ** જ્યારે નાની બાળા હતી ત્યારે તે આ વાંસળી રાજકુમાર પાસે લઇ ગઇ હતી, તેને તે વગાડતાં શિખવું હતું, અને રાજકુમારને માથે તે શિખવાડવાનું કામ આવી પડ્યું હતું. પરંતુ બાળાઓના સામાન્ય સ્વભાવ પ્રમાણે શિખતાં શિખતાં તે કંટાળી ગઇ. રાજકુમારે તે વાંસળી સાચવી રાખી હતી અને જોકે તે સામાન્ય નળી હતી, છતાં પણ તેના સુર મધુરા હતા–કુમારની પોતાની કનકજડીત વાંસળીના સુરથી પણ અધિક મધુરા હતા.

વાંસળી બરાબર ગોઠવાઇ રહી. બેમાંથી કોઈ કાંઇ બોલ્યું નહીં. ગણેશદેવ પોતાની કોમળ આંગળીઓના સ્પર્શથી બંસીના સુર કાઢવા લાગ્યો–એક પરિચિત ગાયનનો રાગ વગાડવા લાગ્યો. **શક્તિ** સહૃદય, લક્ષપૂર્વક એકાગ્ર વૃત્તિથી તે સાંભળવા લાગી, અને સુર્યાગ્નિથી દગ્ધ બનેલ ભૂમિ તુષારને–ઝાકળને શોષી લે છે તેમ દરેક શબ્દના દરેક લીટીના અને **બંસીના મધુરનાદના અદ્‌ભુત રસના ઘુંટડા પીવા લાગી.**×

**બંસી***

પ્રીતિરસ પ્રણયે પાતાં પીતાં.........
પ્રેમી વધતા પ્રભુતામાં;
રસકુંજે રસિયા રસ શું રમતાં.........
પ્રેમે રમતાં પ્રભુતામાં–
સ્વર્ગકુંજ સમ રસકુંજેથી
દિવ્ય દીસે જગકુંજ;
શાંતિકુંજ સહ પ્રેમકુંજથી,
પૂર્ણ ભરી ઉરકુંજ.
હૈડાં ઉછળે હૈડાં ઝીલતાં.........
પ્રેમે વધતાં પ્રભુતામાં–

× જુઓ ચિત્ર.

* કાનુડા તારી કામણ કરનારી............એ રાગમાં ગાઈ શકાશે.



બંસીના મધુર નાદના અદ્‌ભુત રસના ઘૂંટડા પીવા લાગી.

ચિત્રકાર શ્રી. કનુ દેસાઇ ] **પ્રેમ પ્રભાવ.** [ પૃ. ૪૬.

## બંસીની ધુનમાં

આછાં ધવલાં કિરણ ચંદ્રનાં,
રમતાં સાગર ઉર;
સ્ફટિક મણિ સમ સાગર છોળે,
મચવે આનન્દપૂર.
સરિતા અમીની પ્રણયી સરતાં.........
પ્રેમે વધતા પ્રભુતામાં–
આત્માના ઓજસ અણમોલાં,
. આંખે ઉલટયાં આજ;
નવજીવનનો નવ રસ લ્હાવો,
પામ્યા સીધ્યા કાજ.
પ્રેમી પ્રેખી ઉદધિ ઉડુગણ હસતાં.........
પ્રેમે સરતાં પ્રભુતામાં;
દિવ્યાનંદે સાગર પટ સરતાં.........
પ્રેમે ભળતાં પ્રભુતામાં.
—' મર્મવિદ્ધ. '



# પ્રકરણ ૭ મું.

## ભૂલનો ભોગ.

આશાનાં ભવન આકાશ સુધી રચ્યાં;
મુરખ ! ત્યાં મુળ છે ભીંત કાચી— **નરસિંહ મ્હેતા.**

વિયોગે ભુલાયે, પ્રીતિ, જન વૃથા એમ વદતાં,
ભુલાયે ભુંસાયે, પ્રીતિ નહિ જ એ સ્વાર્થ સ્વપના ?

**કલાપી.**

આહાહા ! તે ગાનની–બંસીના મધુર સ્વરની કેવી જાદુઈ મોહની ! ગણેશ જ્યારે પોતાની બાલ્યાવસ્થામાં અલ્પ વયસ્ક બાળાઓ સહિત મહિપાળ સરોવરમાં રૂપેરી મોજાઓ ઉપર જળતરણીમાં બેસી સહેલ કરતો હતો ત્યારે એ શાન્ત સુખી દિવસોમાં આ મધુર ગાન તે ગાતો હતો. શક્તિએ હવે જાણ્યું કે કુમાર અદ્યાપિ સુધી તેને ચહાય છે. તેનું હૃદય આનંદોર્મિયોથી ઉભરાઈ જવા લાગ્યું. હર્ષાવેશમાં તે બોલી.

" મહારાજાના કરકમળમાં આવી કાષ્ટની સાદી વાંસળી શોભે ! મ્હારા મનમાં તો જાણે એમ થાય છે કે તમારા હાથમાંથી તે લઇ લઉં, અને આ સરિતાના સ્રોતમાં ફેંકી દઉં ! "

કુમારનો હાથ રત્નજડિત મૂઠવાળી તરવાર–આજના વિજયના ઇનામ તરફ વળ્યો.

તે સ્પષ્ટ અને ગંભીર અવાજે બોલ્યો: " શક્તિ, આ સમશેર તરફ જો ! તે અમૂલ્ય વસ્તુ છે, છતાં પણ આ મ્હારી પુરાણી બાળ-

સખીનો ત્યાગ કરૂં તે પહેલાં આ મૂલ્યવાન તરવારને હું એકદમ ફેંકી દઉં! એ બંસી મારૂં બાલ્ય સમયનું એક વ્હાલામાં વહાલું માનીતું સ્મરણ છે. તેના કરતાં મારૂં જીવન પણ મને વિશેષ વહાલું નથી."

કુમારનાં આ વચનો સાંભળતાંજ શક્તિ પોતાના કંઠ ઉપર વિરાજતી કરમાયલી પુષ્પમાળાનો સ્પર્શ કરીને બોલી, "કુમાર, મારી પાસે પણ તે બાલ્ય સમયનું એક સ્મારક છે. તે સંધ્યા સમય જ્યારે તમે તમારી બાળસખિના કંઠની આસપાસ પુષ્પમાળા ફેંકી હતી તે તમને યાદ છે? તે સમયથી મેં તે સાચવી રાખેલ છે, અને તેને હું મારા જીવન કરતાં પણ વધારે મૂલ્યવાન સમજું છું. આ કારણને લીધેજ જ્યારે આપને આજના યુદ્ધવિહારના વિજેતા થયેલા જોયા ત્યારે આપના તરફ મેં તે સહર્ષ ફેંકી હતી. કહો ત્યારે હવે રાજકુમાર! આ કરમાયલી પુષ્પમાળા સન્માનની નિશાની હતી કે અપમાનનું ચિન્હ? કહો, કહો, શું આપનું અપમાન કરવા—શું આપનું ઉપહાસ કરવા મેં તે ફેંકી હતી એમ આપ માનો છો?"

યુવાન રાજકુમારના હૃદયમાં શક્તિનાં માર્મિક અને અપૂર્વ પ્રેમદર્શક વચનો સાંભળી અવનવી લાગણીઓ ઉત્પન્ન થઇ. તેના શરીરમાં રોમાંચ થયો. પરંતુ આ સ્થિતિ માત્ર પળવારજ ટકી, અને નિમિષ માત્રમાં તેની મુખમુદ્રા ઉપર એક પ્રકારની અલૌકિક છાયા પ્રકટી નીકળી. આર્યરીતિનું કાંઇક દિગ્દર્શન થયું. મનુ, યાજ્ઞ-વલ્ક્યાદિ સ્મૃતિકારોની આજ્ઞાને લીધે કે વંશપરંપરા ઉતરી આવેલા રિવાજોને લીધે એવી પ્રણાલિકા બંધાઈ છે કે—પુરૂષ એકજ વખતે એક કરતાં વધારે સ્ત્રીઓને ચાહી શકે,—અરે પોતાની ઇચ્છામાં આવે અથવા અમુક સંયોગોને લીધે આવશ્યક જણાય તો તે એક કરતાં વધારે સ્ત્રીઓ સાથે લગ્ન કરી તેઓને પોતાની પત્ની બનાવી શકે, પરંતુ સ્ત્રીને એ નીતિ માન્ય નથી, તેમજ ગ્રાહ્ય પણ નથી. સ્ત્રી

માત્ર એકજ વખત પ્રેમ કરી શકે છે અને તે એક પ્રેમમાંજ પોતાનું જીવન સર્વસ્વ સમર્પણ કરી દે છે. એક વખત સ્ત્રીનો પ્રેમ એક પુરૂષને અર્પણ થયો અને તેની સાથે સ્ત્રી લગ્ન કરી તેની પત્ની બની એટલે પછી અવર પુરૂષનો મનમાં વિચાર સુદ્ધાં લાવવો– પોતાના પતિ સિવાય પરપુરૂષને હૃદયમાં સ્થાન આપવું એ ભયંકર અઘોર પાપ મનાય છે અને એ પાપકર્મ તે સ્ત્રીને ભીષણ નર્ક-યાતનાની અધિકારી ઠરાવે છે. શક્તિની મૂર્ત્તિ હજી પણ ગણેશના સ્મરણમાંથી ખસી ગઇ નહોતી, પરંતુ તેને માટે તે પાપકર્મ ન્હોતું, કારણ કે તે પ્રથમથીજ શક્તિને ચહાતો હતો–નિરૂપમાનું પાણીગ્રહણ કર્યું તે પહેલાંથી તેને ચ્હાતો હતો. પરંતુ શક્તિ જો હજી તેને ચ્હાતી હોય–શક્તિના હૃદયમાં ગણેશ રમી રહ્યો હોય તો તે આ ભવ અને પરભવ માટે પાપનો સંચયજ કરતી હતી !

આ વિચારોની પરંપરા જ્યારે રાજકુમારની કલ્પનામાં ચાલતી હતી ત્યારે તેના મુખપર ગાંભીર્ય છવાયું હતું. કુમારને વિચારગ્રસ્થ જોઈ શક્તિ પણ ગંભીર બની. કુમારના કંઠમાં આરોપવાની ઈચ્છાથી પોતાના કંઠમાંથી કહાડેલી પુષ્પમાળા તેના હાથમાં એમની એમજ લટકતી રહી અને શક્તિ ત્યાંની ત્યાંજ કુમારને એકીટસે જોતી સ્થંભી રહી !

છેવટે કુમાર નિશ્વાસ નાંખી શોકપૂર્ણ હૃદયે બોલ્યો, “આ પુષ્પમાળા આપણે સરોવરતીરે આવેલાં ઉપવનમાં જે માળાથી બાળક્રીડા કરતાં હતાં તે તો નહિ ? શક્તિ ! બાળવયના તરંગો ભૂલી જવા જોઈએ, એ ત્હારો ધર્મ છે. અદ્યાપિ સુધી એ વિચારો ત્હારા મનમાં કેમ રમ્યા કરે છે ?”

શક્તિના હૃદયને આઘાત થયો. “ત્યારે શું તમે એ બધું વિસરી ગયા છો ?” દીન મુખે તે બોલી અને પ્રત્યુત્તર સાંભળવાને જીજ્ઞાસુ બની કુમાર સામું જોઇ રહી.

" નહિ શક્તિ ! નહિ, તે સઘળું હું ભુલી ગયો નથી. અને તેથીજ મને શોક અને દુઃખ થાય છે. શક્તિ ! તું અમને એમ એકદમ અચાનક કાં છોડી ગઇ ? "

શક્તિનું હૃદય આશાથી ધડકવા લાગ્યું. મધ્ય સમુદ્રમાં વહાણ તૂટી જતાં એકાદ મુસાફરની જેવી સ્થિતિ થાય તેવી સ્થિતિ શક્તિની બની હતી, પરંતુ તેવી સ્થિતિમાં બુડતા મુસાફરને પાટિયું હાથ લાગી જાય અને તેની સહાયથી સિન્ધુ તરતાં તરતાં કિનારો દ્રષ્ટિએ પડતાં તેને જેવો અવર્ણનીય આનંદ થાય તેવો આનંદ શક્તિને થતો જણાયો.

ગણેશદેવે શક્તિને ધર્મનો–કર્ત્તવ્યનો માર્ગ બતાવવા યત્ન કરવા માંડયો, પરંતુ સરલ મનના તે કુમારને ખબર ન્હોતી કે તેમ કરવા જતાં તે પોતાનો પ્રેમ પ્રદર્શિત કરતો હતો. તેનાં વચનનો શક્તિ પોતાની ઇચ્છાનુકુળ અર્થ કરતી હતી. પોતાનાં દુઃખોને તે વિસરી ગઇ.

દુઃખભાર ઓછો થવાથી અને પોતાની આશાનું બીજ અંકુરિત જણાયાથી વીતક કથા રૂપે તે ઉત્તર આપવા લાગી, " કુમાર ! આપણે અચાનક શા માટે વિખુટાં પડયાં તેનું કારણ મારા જાણવામાં કિંચિત્ પણ આવ્યું ન્હોતું. એક દિવસ પ્રભાતમાં મારા પિતાએ મને કહ્યું, ' શક્તિ ! બેટા ! મ્હારો વિચાર યાત્રાર્થે જવાનો થયો છે. તારે પણ મારી સાથેજ આવવું પડશે. જેમ બને તેમ સત્વર તૈયારી કર. જરા પણ વિલંબ કરવાનો નથી. આજેજ–હમણાંજ આપણે રવાના થવું જોઇએ. ' આપનાં છેવટનાં દર્શન કરવા માટે મારો જીવ લાગી રહ્યો હતો, અને તે માટે રાજમહાલય સુધી આવી જવાની મને તીવ્ર ઈચ્છા થઇ, પરંતુ અફસોસ ! તેમ બની શક્યું નહિ. જવાની બહુજ ઉતાવળ હતી. મારા પિતાના મુખમાંથી ત્વરા ! ત્વરા ! એજ શબ્દનું વારંવાર ઉચ્ચારણ થતું હતું. તેઓ જરા પણ

ખોટી થાય એમ ન્હોતું. મારી ઇચ્છા સ્પષ્ટ રીતે વ્યક્ત કરવા જેટલી હિંમત મારામાં ન્હોતી એટલે તે ઇચ્છાને અનીચ્છાએ મનમાંજ શમાવવી પડી, અને હું દુભાતે–કચવાતે મને તત્કાળ તત્પર બની. અમારે તરતજ અહીંથી વિદાય થવું પડયું, એ વાતને આજે પૂરાં ૭ વર્ષ વીત્યાં છે. ૭ વર્ષના એ દીર્ઘકાળ સુધી અમે ભિન્ન ભિન્ન સ્થળે રખડયાં છીએ. વારંવાર હું તેમને વતન તરફ–મારી બાલ્યાવસ્થાની રંગભૂમિ તરફ પાછા ફરવાને વિનવતી, પરંતુ મારા પિતાશ્રીના મુખમાંથી હમેશાં એકનો એક નિરાશાજનક ઉત્તર મળતો. તેઓ માર્મિક શબ્દોમાં કહેતા કે–' બેટા ! આપણે આપણી યાત્રા પૂર્ણ કરવી જોઇએ '. અલ્પ સમયથી હું પાન્ડુઆમાં આવી રહી છું. કેટલાક દિવસ પહેલાં મારા પિતાશ્રીએ દેહ ત્યાગ કર્યો તે સમયથી એકાન્ત જીવન મને અકારૂં થઇ પડયું છે, અને વારંવાર મને મારા વતન દિનાજપુરમાં પાછા ફરવાના વિચાર થયા કરે છે. આપ પાન્ડુઆમાં પધારનાર છો એવા સમાચાર મળતાં મને આપના દર્શનની તીવ્ર અભિલાષા થઇ અને તે આજે સફળ પણ થઇ. આટલા વર્ષોમાં–એટલા લાંબા કાળમાં મ્હારે માથે શું શું વીતક વીત્યાં છે–મેં કેવાં કેવાં દુઃખો સહન કર્યાં છે તે માત્ર સર્વવ્યાપી જગન્નિયંતાજ જાણે છે. એ દુઃખી દિવસોમાં માત્ર આ કરમાયલી પુષ્પમાળા મને દિલાસા રૂપ........"

કુમાર આશ્ચર્યચકિત બન્યો. " શક્તિ ! હું ધારતો હતો કે તું તો વિવાહિત થઇ છે. શું તું હમણા સુધી અવિવાહિત રહે એ શક્ય છે ?"

" ત્યારે શું આર્ય અબળા બે વખત લગ્ન કરી શકે છે ? " સાથે સાથે શક્તિએ કુમારને સ્પષ્ટ ઉત્તર આપ્યો.

સંધ્યાના સોનેરી પ્રકાશમાં શક્તિનું મુખારવિંદ અત્યારે કેવું સુંદર લાગતું હતું ! તેની દેદીપ્યમાન કાન્તિમાં તેનો અંતર્પ્રેમ પ્રકાશી રહ્યો હતો. કુમાર શક્તિની સત્ય સ્થિતિ સમજતાં નિરૂત્તર બની

ગયો. પશ્ચાત્તાપથી તેનું હૃદય દંશવા લાગ્યું. શક્તિનો તેના પ્રત્યે નિઃસીમ પ્રેમ હતો અને તે અદ્યાપિ સૂધી એકનિષ્ઠ રહી હતી. તે પવિત્ર–અડગ રહી હતી. પોતાનો હાથ બીજાને સમર્પણ કરવાનો તેને વિચાર સુદ્ધાં આવ્યો ન્હોતો. પરંતુ ગણેશદેવે તેને વિશ્વાસઘાત કર્યો હતો, તેણે અન્ય સ્ત્રીનું પાણીગ્રહણ કર્યું હતું, અને તેના પ્રેમમાં પોતે સુખહિંદોલે હિંચતો હતો. આવા વિચારો એક પછી એક વારા ફરતી તેના મસ્તકમાં ઉભરાવા લાગ્યા, અને તેને દુઃખી કરવા લાગ્યા. પરંતુ માત્ર એક વિચાર–અદ્યાપિ પર્યંત કોઈ પણ પુરૂષ શક્તિનો હસ્ત મેળવવા ભાગ્યશાળી નિવડયો નહોતો એ વિચાર–થી તેનું હૃદય આનંદથી ઉછળ્યું.

શક્તિના ધૈર્યનો અંત આવ્યો. ગણેશદેવને મૌન જોઈ આતુરતાથી તેણે પૂછયું, "કદાચ રાજકુમાર પરણેલા હશે ?"

ગણેશની જીવ્હા ખેંચાઇ જતી હોય તેમ તેને લાગ્યું. શો ઉત્તર આપવો ? તેનું મ્હોં સીવાઈ ગયું હોય તેમ એક શબ્દ પણ તે ઉચ્ચારી શક્યો નહિ. થોડા સમય સૂધી ત્યાં શાંતિ રહી. ઉભયમાંથી કોઈ કાંઇ બોલ્યું નહિ. દીર્ઘ શાંતિ ફેલાઇ.

આખરે કુમારેજ શાંતિનો ભંગ કર્યો, "શક્તિ ! તું એમ અચાનક ક્યાં ચાલી ગઈ ?"

આટલા શબ્દો પૂરતા હતા. આ પ્રશ્નમાં શક્તિના સ્ત્રી સ્વભાવે પોતાને જોઇતો ઉત્તર જાણી લીધો. જાણતાંજ મુખ નિસ્તેજ થઈ ગયું. આંખમાં ઝળઝળિયાં ભરાઈ ગયાં. શરીર કંપિત થયું. તેનો અવાજ શોકપૂર્ણ બન્યો. ગદગદ કંઠે તે બોલી, "અને ગણેશદેવ મને વિસરી ગયા ?"

"નહિ, શક્તિ, નહિ, એમ બન્યું નથી." કુમારના હૃદયમાં ઉત્પન્ન થતી લાગણીઓ તેના અવાજ ઉપરથી સ્પષ્ટ જણાઈ આવતી

હતી. " મારાં માતુશ્રીએ મને કહ્યું કે તારાં લગ્ન કરવાને માટે તને અહીંથી બીજે સ્થળે લઈ જવામાં આવી છે. હું એમજ ધારતો હતો કે તું બીજાની પત્ની બની છે."

ગણેશનાં વચનો સત્ય હતાં. શક્તિના માબાપનું વતન દિનાજપુરમાં ન્હોતું, પરંતુ ત્યાંથી કેટલેક અંતરે આવેલા દેવકોટ નામના ગામમાં હતું. આર્યાવર્ત્તમાં એવો સામાન્ય નિયમ છે કે માબાપો પોતાની સંતતિનાં લગ્ન પ્રસંગ પોતાના વતનમાં જઈ કરે છે. ગણેશની માતાએ એવી વાત ફેલાવી હતી કે શક્તિના લગ્ન માટે તેનો પિતા તેને પોતાને વતન લઇ ગયો છે. આ વાત અસંભવિત ન્હોતી, અને દિનાજપુરના માણસોએ તેનું સત્ય સ્વીકાર્યું હતું.

શક્તિએ પોતાના જીવનમાં આવી શોકમય પળ કદી પણ અનુભવી ન્હોતી. આવી સ્થિતિમાં અન્ય સ્ત્રી કદાચ ધૈર્ય ધરી ન શકત, પરંતુ શક્તિ દ્રઢહૃદયા હતી. દુઃખ સહન કરવાને તે ટેવાઇ ગઇ હતી. જેટલી દ્રઢતાથી તેણે આ સમયે સ્વસ્થતા સાચવી રાખી તેટલી દ્રઢતા અન્ય સ્ત્રી ભાગ્યેજ બતાવી શકે. તેનાં ચક્ષુઓમાં અશ્રુબિંદુ ભરાયાં, પરંતુ પોતાની સ્થિતિ કોઇ ન જાણે એ ઇચ્છાથી તે અશ્રુઓ તેણે દબાવ્યાં–છૂપાવ્યાં.

સંધ્યા સમયના સમીરની લહરીઓના સપાટાની પેઠે શક્તિના અધરોષ્ટમાંથી ત્વરાથી પ્રશ્ન નિકળ્યો, "રાણી કોણ છે?"

મંદસ્વરે પ્રત્યુત્તર મળ્યો, "નિરૂપમા!"



# પ્રકરણ ૮ મું.

## આશામાં નિરાશા.

અજાયબ સ્નેહના રસ્તા ! અજાયબ ગાંઠ પ્રેમીની !
ખુમારીને ખુવારી છે : અજાયબ પ્રેમની મસ્તી !

કલાપી.

દુર્ભાગી બાળા ! કુમારનો ઉત્તર સાંભળી તેના હૃદયને આઘાત થયો. પ્રેમના વિષમ વિપાક આસ્વાદવાનો પ્રસંગ તેણે અનુભવ્યો. તેના શરીરમાં–હૃદયમાં ઇર્ષ્યા પિશાચીનીનો સંચાર થયો, રગેરગે પ્રબળ દ્વેષ વ્યાપી ગયો.

શક્તિનું જીવન કલેશ અને પરિતાપમાંજ વીત્યું હતું. સુખશાંતિનાં દર્શન તેને દોયલાં થઇ પડયાં હતાં. પરંતુ તેની તેણે ઝાઝી દરકાર કરી નહોતી. તેનું જીવન ગણેશદેવના પ્રેમની આશામાં ટકી રહ્યું હતું, ગણેશદેવમાંજ તેનું ચિત્ત રમી રહ્યું હતું, ગણેશદેવનેજ તે પોતાના હૃદયનો અધિષ્ટાતા માનતી હતી; પરંતુ અહીં તો બાજી બગડી ગઇ હતી. તેની પ્રેમરજ્જુ તોડી નાંખવામાં આવી હતી. હમણાંજ તેના જાણવામાં આવ્યું કે જેને પોતાનો પ્રેમ અર્પવામાં આવ્યો હતો તેણે–કુમારે અન્ય સ્ત્રીનું પાણીગ્રહણ કર્યું હતું !

ઓ જગન્નિયંતા ! તેં સ્ત્રી અને પુરૂષ વચ્ચે આટલું મોટું અંતર કેમ રાખ્યું છે ? શું સ્ત્રીઓનાં અશ્રુશ્રાવનું પુરૂષ ઉપહાસ કરે એ ન્યાય છે ? શું બીજાના હૃદયના રક્તપાનથી જીવનપીપાસા તૃપ્ત થાય એ ધર્મ છે ?

શક્તિ દ્રઢહૃદયા હતી. તેનો નિશ્ચય નિશ્ચલ–અડગ હતો. હૃદયના ઉંડાણુમાંથી ઉદ્દભવ થતી તીવ્ર લાગણીઓથી પ્રેરાયેલી શક્તિના

મુખ સામું જોતાં રાજકુમારને કંપ થયો. સ્ત્રી-શક્તિથી તે અજ્ઞાન હતો. માત્ર સ્ત્રી-સ્વભાવના મૃદુતાર ઉપર તેની કલ્પના નૃત્ય કરી રહી હતી. 'શું આ શક્તિ પોતાની બાલ્યાવસ્થાના આનંદની સમભાગિની બાળા-જેને સ્મરણમાંથી ખસેડવા તેણે અનેક યત્ન કર્યા હતા-તેજ શક્તિ છે કે કોઈ બીજી? શું આવી રમ્ય મૂર્તિમાં આવી ભીષણતા સંભવે?' કુમાર વિચારમાં પડયો.

પરંતુ શક્તિ બોલી-આશા ભગ્ન હૃદયને છેવટે બોલવાની ફરજ પડી. "વાહ રાજકુમાર વાહ! તમે બહુ સારૂં કર્યું! પુરૂષનાં હૃદય આટલે સુધી નિષ્ઠુર હોય છે તેનું ભાન મને આજેજ થયું! જગતમાં સ્ત્રી પુરૂષોનું અસ્તીત્વ હશે ત્યાં સુધી આમજ ચાલ્યા કરશે? અમે સ્ત્રીઓ વિશ્વાસ ઉપર જીવન ગાળીએ છીએ, તમે પુરૂષો તેઓને છેહ આપો છો, છેતરો છો. અમે તમારા પ્રેમમાં ઝુરી મરીએ છીએ, ત્યારે તમે મધુકર-ભ્રમરની પેઠે એક પુષ્પ ઉપરથી બીજા પુષ્પ ઉપર ગુંજારવ કરી જીવનમધુરતારૂપી મકરંદનું આસ્વાદન કરો છો. આપના પૂજન અર્ચન માટે અમે તમારા ચરણમાં પડીએ છીએ, ત્યારે તમે અમારી કિંચિત પણ દરકાર કર્યા વગર અમને પગતળે કચડી-છુંદી અમારા દેહ ઉપર થઇ ચાલ્યા જાઓ છો. તમારી રમતમાં અમારૂં મૃત્યુ છે. ખચિત 'હાડિયાને મન હસવું અને દેડકાનો પ્રાણ જાય' એવોજ ન્યાય નજરે પડે છે!"

કુમારની જીવ્હા બંધ થઈ હોય તેમ જણાયું! તે દિગ્મૂઢ થઈ ગયો. તેણે ધાર્યું કે શક્તિનો સ્વભાવ હમણાં સત્ય સ્વરૂપમાં પ્રકાશ્યો છે. કુમાર સંકુચિત બન્યો. પોતાનું શરીર શક્તિથી દૂર ખસેડી લીધું. આ ક્રોધપરિપૂર્ણ મૂર્તિના વિચારોને પળવાર હૃદયમાંથી હડસેલી મુકી તે એક અન્ય મૃદુ-રંક સ્વભાવની, વિશ્વાસ ઉપર જીવન ગાળનારી પતિપરાયણા પત્ની જે આ સમયે પણ તેની પધરામ-

ણીની આતુરતાથી માર્ગપ્રતિક્ષા કરી રહી હતી તેના વિચાર કરવા લાગ્યો. કલ્પનામાં બંનેની તૂલના થવા લાગી. કાંઇ પણ નિર્ણય થઇ શકે તે પહેલાં કલ્પનાસૃષ્ટિમાં એક દ્રશ્ય ખડું થયું. જાણે શક્તિ રાણી બની હતી અને બીજી સ્ત્રી–તે નાજુક સકોમળ વેલી કચડાઇ–દબાઇને પૃથ્વી પર પડી હતી, ધુળમાં આળોટતી હતી. આ દ્રશ્યથી–કલ્પનાથી કુમારનું સર્વાંગ કંપી ઉઠયું.

જેને તે પોતાની ધર્મપત્ની કહેતો હતો તેને હૃદયપૂર્વક પ્રેમ અર્પવાને તે શક્તિવાન થયો ન્હોતો, કારણ હજી પોતાનો બાલ્યાવસ્થાનો પ્રેમ તેના મનમાં ધુન મચાવી રહ્યો હતો. પરંતુ ગત સમયનો પ્રેમ માત્ર સ્મરણશક્તિના સ્વપ્નવત્ તાર સમાન હતો, અને જ્યારે તે નિરૂપમા સમક્ષ રહેતો ત્યારે તે પોતાને સુખી માનતો. ભક્તના હૃદયમાં પરમાત્માની મૂર્તિ વિરાજી રહે તેમ તેના સ્મરણમાં માત્ર સ્વપ્નની પેઠે–છાયાની પેઠે શક્તિ રમી રહી હતી.

તે ઇચ્છા અને અભિલાષાને અગમ્ય એવી ઉચ્ચ મનોરથ-સૃષ્ટિમાં વિહરતો હતો, પ્રેમની આદર્શમૂર્તિનું પૂજન કરવા ધારતો હતો; પરંતુ નિરૂપમા તેની વિવાહિત પત્ની હતી, તેના બાળકની માતા હતી, તેનાં સુખ દુઃખની ભાગિયણ હતી. તેની પતિપરાયણ-તામાં સન્માનની કે સ્નેહની કિંચિત પણ ન્યુનતા ન્હોતી, પરંતુ મનુષ્યનું હૃદય તૃપ્ત બને તે પ્રકારનો પ્રેમ રાજકુમારને તેનામાં જણાતો ન્હોતો, છતાં પણ આજ સુધી પોતાની પત્નીના મૃદુસ્વભાવ અને તેની પતિપરાયણતાથી કુમાર અમુક અંશે સંતુષ્ટ હતો. પરંતુ આજે જ્યારે તેની મનોરથસૃષ્ટિની અધિષ્ઠાત્રી દેવી તેના ચક્ષુ સમીપ ઉભી હતી, જ્યારે તેના મનતરંગોમાં રમતી આદર્શ મૂતિએ પ્રકટ સ્વરૂપે ત્યાં દર્શન દીધું હતું, ત્યારે પોતાના જીવનમાં એક મહાન ન્યુનતા હોવાનું અચાનક તેને ભાન થયું. પોતાની સન્નિધ ઉભેલી મોહિની સ્વરૂપ સૌન્દર્યમૂર્તિના વિચારમાં

તે પોતાને, જગતને અને પોતાની ધર્મપત્ની નિરૂપમાને પણ વિસરી ગયો હતો. પરંતુ શક્તિની દેદિપ્યમાન મુખાકૃતિ જ્યારે વૈરથી–ઇર્ષ્યાથી કલંકિત બની ત્યારે જે જાદુભર્યા મોહે તેને મુગ્ધ બનાવ્યો હતો તેમાંથી તે જાગૃત બન્યો, અને તે મોહક ઇંદ્રજાળને દૂર ખસેડી મૂકવા તેણે યત્ન કર્યો. આ શક્તિ પોતાના સ્વપ્નોમાં સંચરતી દૈવીમૂર્ત્તિ–પોતાની મનોરથસૃષ્ટિની આદર્શ સુંદરી ન્હોતી ! આ શક્તિનું હૃદય તો કલુષિત વિષાદમય ઇર્ષ્યાથી ભરેલું હતું ! હવે તેને તે સઘળું સમજાયું. તેની સાથે સરખાવતાં નિરૂપમા કેવી કેટલી પવિત્રહૃદયા હતી ! તેના તરફના પોતાના ધર્મનો શું પળવાર પણ તે ત્યાગ કરે ? નિરૂપમા જે નિઃસીમ પ્રેમ પોતાના તરફ દર્શાવતી હતી તેનો બદલો શું તેની યુવાવસ્થામાં શોકયનું સાલ લાવીને–પતિના પ્રેમદાનમાં અન્ય સ્ત્રીને અર્ધો હિસ્સો આપવાની ફરજ પાડીને અપાય ? આમ કરવાથી તેને જે દુઃખાઘાત થાય તેનો વિચાર આવતાં તેનું હૃદય ભરાઇ આવ્યું. શું કરવું તે તેને સુઝયું નહિ. તે મૌનજ રહ્યો.



# પ્રકરણ ૯ મું.

## અમૃતમાં વિષ ! દારૂણ શ્રાપ !

उन्मत्त प्रेमसंरम्भादारभन्ते यदंगना ।
तंत्र प्रत्यूहमाधातुं ब्रह्माऽपि खलु कातरः ॥

**भर्तृहरि.**

"સ્ત્રીઓ અત્યંત પ્રેમના વેગથી જે કાર્ય આરંભે છે, તેમાં વિઘ્ન નાંખવાને બ્રહ્મા પણ ડરે છે, એ નિશ્ચય છે."

હૃદયને હલમલાવી નાંખે એવી દીન વાણીની, ભીષણ પ્રતિજ્ઞા પણ પડતી મૂકાવે એવા મેણાટોણાની અને વજ્રમય હૃદયને પણ પીગળાવી નાખે એવા દુઃખ-નિવેદનની કુમાર ઉપર કાંઈ પણ અસર થયેલી જણાઈ નહિ. તે તો પાષાણની જડમૂર્તિ હોય તેમ નિશ્ચળ જણાયો. તેનું હૃદય પાણીમાં ભીંજવેલા ગાંગડુ કઠોળની પેઠે જરા પણ નરમ ન થયું.

જગતના માર્ગો અટપટા છે. ગર્વાભિમાની અને ઉદ્ધત સ્વભાવની સત્તાભિમાની શક્તિ પોતાની પ્રેમમૂર્તિનો નિર્દય, કઠોર, પાષાણ હૃદયી વિરાગ જોઈને ઠંડીગાર બની ગઈ-હિંમત હારી ગઈ. નભોમંડળમાં વિહાર કરવા નિકળી પડેલા શિતરશ્મિ ચંદ્રે ભગ્નહૃદયા શક્તિનાં ચક્ષુમાંથી ટપકતાં અશ્રુબિંદુઓ જોયાં.

શક્તિનું સ્વરૂપ બદલાયું. આર્તસ્વરે તે વિનવવા લાગી, "રાજકુમાર! મને તરછોડતા ના. આપ પુરૂષ છો. લોકરિવાજને અનુસરીને એક કરતાં વધારે વખત લગ્ન કરવાને આપ સત્તાવાન છો. મારા જેવી દુર્ભાગિની અબળાને તમે આમ શા માટે ટળવળાવો છો ? સર્વજ્ઞ

અખિલેશ્વર પ્રભુ સમક્ષ હું આપની ધર્મપત્ની છું. અખિલ વિશ્વમાં મારૂં કોઇ હોય તો તે માત્ર આપજ છો કુમાર! આપ મારી આશાનું વિશ્રામસ્થાન છો. આપ મારા હૃદયના અધિષ્ઠાતા દેવ છો. આપજ મારા ઇષ્ટ અને આપજ મારૂં અભીષ્ટ છો. હૃદયેશ! એટલું પણ લક્ષમાં રાખવાનું છે કે મારા પિતા પણ પંચત્વ પામી ગયા છે એટલે આ જગતમાં મારૂં અન્ય કોઇ નથી. આપની આશાના અવલંબને આ દેહ જીવનને ધરી રહ્યો છે. સ્નેહવિચ્છેદ કરી આપ મ્હારો ત્યાગ કરશો તો મારૂં જીવન વિષમય બની જશે. જો અવર પુરૂષ સાથે લગ્ન કરવાની મને ફરજ પડશે તો મ્હારી લગ્નગ્રંથી અપવિત્ર ગણાશે અને તે પપાકર્મને માટે તમે પોતેજ દોષિત રહેશો." ચંડસ્વભાવ મીણની પેઠે પીગળતો ગયો. તેનો આવેશ શોક છાયામાં પરાવર્ત થઇ ગયો. ક્રોધથી દેખાતું રક્તમુખ અત્યારે મૃદુતાના સૌંદર્યથી છવાયલું જણાયું.

શક્તિની આર્ત વાક્ધારા ધીમે ધીમે બંધ પડી. આ સમયે અરણ્ય નીરવ નિઃસ્તબ્ધ હતું. અનિલ પણ સ્થંભી ગયો હતો. અને રાજકુમાર? રાજકુમાર પણ સ્તબ્ધ બની ઉભો હતો. તેને માત્ર એટલુંજ ભાન હતું કે શીતળ ચંદ્રથી પ્રકાશિત, અશ્રુધારાથી અંકિત, શકિતની ખિન્ન મુખાકૃતિ તે જોઇ રહ્યો હતો. ઉત્કૃષ્ટ રૂપરેખામાંથી પ્રતિભાસ થતા દૈવી ભાવથી તે મુખ ગૌરવયુક્ત બન્યું હતું. પ્રકોપ અને સંતાપથી વિરૂપ બનેલું મુખ વિસ્મૃત થયું. સર્વ કાંઇ વિસ્મૃત થયું. રાજમહાલયમાં વિરહ વ્યાકુળ બનેલી વ્હાલમની વાટડી જોતી વલ્લભા પણ વીસરાઇ ગઇ. શાન્ત નિર્જન અરણ્યમાં પોતાની પ્રેમપ્રતિમા સ્વરૂપ બાળાની સાથે તે એકલોજ હતો, આટલું માત્ર તેના લક્ષમાં હતું.

તે બાળાના આવા પ્રેમાળ હૃદયને આઘાત કરવાને પોતાને પશ્ચાતાપ થતો હોય એમ તેને જણાયું. સ્વાભાવિક પ્રેરણાથી તે એ

બાળા તરફ ખસ્યો. તેનાં તેજોમય કાળાં ચંચળ ચક્ષુમાંથી પ્રેમજ્યોત્સના પ્રકાશવા લાગી. પ્રેમ ભરી દ્રષ્ટિએ તે શક્તિ તરફ જોઈ રહ્યો. તેનો હાથ શક્તિ તરફ વળ્યો. શક્તિના મૃણાલદંડ સમાન સુકોમળ બાહુને પોતાના હાથમાં લીધો. કરસ્પર્શથી કુમારના શરીરમાં રોમાંચ થયો, હૃદયમાં પ્રેમ ઉછળ્યો, તે બોલવાને અધીર બન્યો. હૃદયમાં વસી રહેલા પ્રેમને પ્રગટ કરવાને, પ્રેમ ભકિતનાં ગાન ગાવાને, હૃદયની તીવ્ર ઇચ્છા, આકાંક્ષા, અભિલાષા–જીવનની આવેશપૂર્ણ વાંચ્છનાઓ વ્યકત કરવાને પ્રેમ વચનો જે દીર્ઘકાળ સૂધી નૂતનજ જણાય છે, અને જે સૃષ્ટિની ઉત્પત્તિથી–અનાદિકાળથી પ્રેમીઓના હૃદયમાં વાસ કરી રહ્યા છે તે પ્રીતિવચનો ઉચ્ચારવાને કુમાર તત્પર બન્યો.

પરંતુ સબુર, ગણેશદેવ! તારા મુખમાંથી એક શબ્દ પણ બહાર નીકળે તે પહેલાં આ અરણ્યની શાન્તિને ભેદનારો કર્ણકટુસ્વર કયાંથી આવે છે તે લક્ષપૂર્વક જો અને સાંભળ! ત્હારી ધારણામાં અને તેના બોધમાં કેટલો બધો અંતર છે?

"ત્હારા કુળને કલંકિત ન કર! પરસ્ત્રીનો સ્પર્શ કરતાં જરા ભય ધર." ગણેશે જે દિશામાંથી આજ્ઞાસુચક સ્વર સાંભળ્યો તે દિશા તરફ મુખ ફેરવ્યું.

આ કોણ? રાજમાતા? ગણેશ લજ્જાયો, તેના મુખ ઉપર શરમના શેરડા પડી ગયા. તે રાજા હતો છતાં પણ આર્યશાસ્ત્ર અનુસાર પોતાની માતાની સમક્ષ તો પુત્ર હમેશાં બાળકજ ગણાય છે, અને ગમે તેટલી મ્હોટી વયે પુત્ર માતાની આમન્યા રાખવા બંધાયલો છે. રાજમાતા સંધ્યા સમયે શીવપૂજન માટે ગઇ હતી. ત્યાંથી પાછાં ફરતાં પાપમોચની ગંગાના તીરે તેણે પોતાના પુત્રને કોઇ સ્ત્રી સાથે બેઠેલો જોયો. ગણેશને ધર્મ વિરૂદ્ધ કાર્ય કરતાં તેણે પકડયો હતો. લજ્જાથી શરમીંદા બનેલા–લેવાઇ ગયેલા બાળકની પેઠે

તે નીચી દ્રષ્ટિ કરી ઉભો રહ્યો. ભૂમિ ઉપર ઠરી રહેલી દ્રષ્ટિ તે ઉંચી કરી શકયો નહિ.

પરંતુ શકિતના દ્રઢ અંતરાત્માનું સત્ય દિગ્દર્શન થયું. જરા પણ સંકોચ વગર બેધડક તે ઉભી થઇ. રોષીત રાજમાતા સામે મર્મભેદક દષ્ટિ કરીને તે બોલી, 'રાજમાતા, હું કોઇ અન્ય પુરૂષની પત્ની નથી. હું તો આ આપના રાજકુમાની ધર્મપત્ની છું. અમારી બાલ્યાવસ્થામાં અમે ઇશ્વર સમક્ષ પરણી ચૂકયાં છીએ."

શકિતનો અવાજ સ્પષ્ટ અને મક્કમ હતો. અભિમાની રાણીના ક્રોધની સીમા ન રહી. તેનો સ્વર કોપથી કંપતો હતો, "ગણેશ ! આ સ્ત્રી કોણ છે ? આ બેનોવરીલાલની પુત્રી તો નહિ ? સાવધાન ! પુત્ર ! સાવધાન રહેજે ! જોજે રખે તેની સાથે પરણવાનો વિચાર કરતો ! તેને સ્વીકારવાથી તો પ્રતાપરાયદેવના કુળને કલંક લાગશે ! બેટા, કદાચ તને ખબર નહિ હોય કે બેનોવરીલાલની બ્હેને તો પોતાનું–પોતાના કુળનું નામ બોળ્યું છે, અને તેથીજ તે દિનાજપુરને તજી ગયો છે. શું એવા કલંકિત પુરૂષની પુત્રી મ્હારા પુત્રની પત્ની બનશે ? તેવા રખડતા બાપની દીકરી દિનાજપુરની રાણી થશે ? નહિ, નહિ, કદાપિ નહિ. કોઈ કાળે તેમ બનનાર નથી. જ્યાં સુધી આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી તો બ્રહ્માંડ ફરે તો પણ આ બનવાનું નથી. ગણેશ ! ત્હારી ઇચ્છા હોય તો તેને રખાત તરીકે ત્હારી સાથે રાખ. તેમાં મને વાંધો નથી. ગણેશ ! આવા અધમ વિચારો કરતાં ત્હારે શરમાવું જોઇએ. ધિક્કાર છે ત્હારી દુર્બુદ્ધિને !"

રાજમાતાના મુખથી પોતાના પિતાની, પોતાના કુળની અને પોતાની નિંદાનાં વચન સાંભળી શકિતનો ઉગ્ર સ્વભાવ આવેશના શિખરે પહોંચ્યો. પોતાનું સ્વાભિમાની મસ્તક પાછું ખેંચતા તેણે

રાજમાતા તરફ એક તીવ્ર કટાક્ષ ફેંકયો. તેની ઉન્નત ભ્રમરો ક્રોધ, તિરસ્કાર અને માનભંગ ઓજસ્વિતા વ્યકત કરતી હતી.

રાજમાતાની અવગણના કરનારા તુચ્છકાર ભર્યા અવાજે તે બોલી, "મહારાણી! આપના ખાનદાનને—આપના કુળને છાજે તેવાંજ વચનો આપના શ્રીમુખથી ઉચ્ચારાયાં છે. પરંતુ મ્હારે કહેવું જોઇએ—કદાચ આપને તે રૂચશે નહિ—કે પરમકૃપાળુ પરમાત્મા ન્યાયી છે. કર્મના નિર્માણકર્ત્તા જગન્નિયંતાની દ્રષ્ટિમાં રંક અને રાય, નિર્ધન અને શ્રીમંત સર્વ સમાન છે. સૃષ્ટિ સૃજનહાર સમદર્શી છે, તે પ્રાણી માત્રને સમાન ગણે છે, અને જો દૈવી ન્યાય હજી જવલંત હોય તો તમારા પુત્રને માટે મારો પ્રેમ નિર્ઝર પેઠે અસ્ખલિત વહે છે. તેમના પ્રત્યેના મારા પ્રેમમાં જેટલી એકનિષ્ઠા છે તેટલીજ એકનિષ્ઠાથી તે દૈવી શકિત તમારો અને મારો ન્યાય કરશે. રાજમાતા! અભિમાન કોઇનું ટકયું નથી. ત્રિલોકને ખળભળાવી નાખનાર રાજા રાવણનો પણ ગર્વ ગળી ગયો તો બીજાનું શું ગજું? રાજમાતા, હું આપની પાસે ન્યાયની યાચના કરૂં છું, પરંતુ જયાં અભિમાનનો નિવાસ હોય ત્યાં ન્યાયનો વાસ હોતોજ નથી. આજે આપ ગર્વ પ્રફુલ્લ બની ફુલાઓ છો, મારા જેવી નિર્દોષ અબળાને અન્યાય કરવા—તેને હૃદયભંગ અને આશાભંગ બનાવવા—આપની સહેમાં દબાવવા તત્પર થાઓ છો, પરંતુ એવો પણ સમય આવી લાગશે કે જયારે આપનું અભિમાની કુળ, કલંકી બેનોવરીલાલનું નમ્ર સંતાન જેને તમે આજે હડધુત કરી મૂકો છો તેના ચરણમાં પોતાનુ મસ્તક નમાવશે—તેના પગે પડવાનો વારો આવશે! જો દૈવી ન્યાય સત્ય હશે તો આ નિર્દોષ ભગ્નહૃદયા અબળાની વાણી સત્ય નીવડશે, અને તેમ નહિ થાય તો પછી પ્રભુના ન્યાયમંદિરને તાળાં લાગેલાં છે—ન્યાયમૂર્તિ પરમાત્મા નિદ્રાવશ થયો છે એમ જગતમાં સિદ્ધ થશે!"

જાણે દૈવીભુમિમાં સંચાર કરનાર કોઇ દેવાંશી મૂર્તિ બોલી રહી

હોય તેવો ગણેશદેવને આભાસ થયો. શકિત ફરી, ગણેશદેવ અને રાજમાતા ઉપર વિચારરૂપી જાદુની ભુરકી ફેંકીને છાયાની પેઠે અરણ્યની વૃક્ષઘટામાં તે ચાલી ગઇ, જોત જોતમાં અદ્રશ્ય થઇ ગઇ.

શકિત ગઇ, પરંતુ તેનો શ્રાપ–તે શ્રાપની દારૂણુ અસર તો રહીજ. એ શ્રાપની ઉત્પાદક રાજમાતા અને તેનો પુત્ર એ ભયભિત ભવિષ્યવાણીથી વિચારશૂન્ય-દિગ્મૂઢ બની ઉભાં રહ્યાં. તેઓને એમજ લાગ્યું કે કોઇ દેવાંશી મૂર્તિ પોતાના ઉપર આવનાર આપત્તિની દિવ્ય ભવિષ્યવાણી સંભળાવીને ત્યાંથી અંતર્ધાન-થઇ ગઈ છે !



## પ્રકરણ ૧૦ મું.

### પુષ્પમાળાને છેવટના પ્રણામ.

બસ કમબખ્ત દિલ ભોળા! ઉધામા છોડ ઉલ્ફતના;
ન કર તું મુફ્ત અફસોસી મળશે દાદ ના અહિંયા!

× × × ×

જે દિલ ફુલથી બહુ મલકાશે, જે હૈયે ફુલથી અતિ હર્ષ થાશે,
તે હૈયે કાંટો તુર્ત ભોંકાશે, તે હૈયું ભાળું તુર્ત ચીરાશે!

કલાપી.

આકાશમાં ઝળહળ ચમકારા મારતો ખરતો તારો પોતાનો તેજભંડાર પરિપૂર્ણતાથી પ્રકાશમાં મૂકી એક વખત ખુબ પ્રકાશી ખરી પડે છે, અને પોતાનીજ દહનક્રિયામાં લય પામી સ્વાહા–ફના થઇ જાય છે. પૂર્ણિમાના પનોતાં પગલાંના આનંદમાં ઉલ્લસી, ભરતીના તાનમાં હર્ષઘેલો બની, ઘુઘવાટ કરતો, ઉછાળા મારતો સમુદ્ર ઓટ થતાં શાન્ત પડી જાય છે. તેવીજ રીતે આવેશની લાગણીથી પ્રેરાયલો મનુષ્ય આવેશની ધુનમાં ઉગ્રતાના અંતીમ શિખરે પહોંચે છે, પરંતુ આવેશનું તત્વ નષ્ટ થતાં–તેની ઉગ્રતા ઉભરાઇ જતાં વિશ્રાંત બની જાય છે, તેનો આવેશ–તેની ઉગ્રતા સમાઈ જાય છે. 'જે બહુ ચડે છે, તે બહુ પડે છે' એ જગતનો નિયમ છે. પંચભુતનું પુતળું આત્માને ઉન્નત બનાવવાની ઇચ્છામાં વિવેકને વિસારી, પોતાની બધી શક્તિયોને એકજ કાળે પ્રકાશમાં લાવવાનો વ્યર્થ યત્ન કરી, અંતે નિષ્ફળતા મળતાં નિરાશ થાય છે. અતિ ઉન્મત્ત સ્વભાવ દૈવી શાસનનો ભોકતા થાય છે.

શક્તિની પણ આવીજ દશા થઈ. પોતાના હૃદયની નિર્દોષતા, પવિત્રતા, પ્રેમપરાયણતા અને તીવ્ર ઉર્મિયો દર્શાવવા અને પોતાના

કુળની ઉત્તમતા સિદ્ધ કરવા તેણે પોતાની સર્વ શક્તિનો ઉપયોગ કર્યો હતો. તેના આવેશની બધી પુંજી વપરાઈ ગઇ હતી. તેનો ઉકળાટ સમાઇ ગયો હતો. ધીરે ધીરે ધુંધવાયલું મસ્તક શાન્ત પડતું ગયું, સ્નાયુઓ ઢીલા થતા ગયા, તેનું મન અને તન બંને પરિશ્રમિત બન્યાં હતાં.

મધ્યરાત્રિ થવા આવી હતી. રજનીએ અંધકારની ઓઢણી ઓઢી લીધી હતી. જેવો હમણાં વિશ્વમાં રાત્રિનો અંધકાર હતો, તેવોજ અંધકાર શકિતના હૃદયમાં વ્યાપી રહ્યો હતો. તે ભાન ભૂલી હતી. પોતે ભુલભૂલામણીમાં આવી પડી હોય, ભુલભુલામણીના અટ-પટા માર્ગમાં અટવાઇ ગઇ હોય તેવો તેને આભાસ થયો. આખું જગત્ તેને ફરતું જણાયું, દુનિયા ડોલતી જણાઈ, ને તે પોતે ચક્કર ચક્કર ફરતી હોય, પોતાની આંખે તિમિર આવતાં હોય એમ તેને લાગ્યું. પળમાં પોતાના પગ તળેની પૃથ્વી ફાટી જતી હોય– ચીરે ચીરા થતા હોય અને તેમાં પોતે સમાઇ જતી હોય– ઉંડી ઉંડી ઉતરી જતી હોય એમ તેને જણાયું. તેનું ચિત્ત ચકડોળે ચડયું હતું. શરીર લથડિયા ખાતું હતું, પગ ફરી–લથડી જતા હતા, ક્યાંક આરામ લેવાને–ચિત્તને સ્વસ્થ કરવાને વિશ્રાંતિ લેવાની તેને જરૂર જણાઇ. પોતાની બધી શકિત એકત્ર કરીને–હતું તેટલું બધું જોર વાપરીને તે જેમ તેમ એક વિસ્તૃત વૃક્ષ પાસે આવી પહોંચી અને શરીરમાં ઉભા રહેવા જેટલી પણ તાકાત ન હોય તેમ વૃક્ષ આગળ આવતાંજ તે ધરતી ઉપર ઢળી પડી, શકિત શકિતહિન થઇ પૃથ્વી ઉપર ચતીપાટ પડી.

શક્તિના જીવનમાં કોઇ પણ વખતે તે ભાન ભૂલી હોય તો તે આજેજ–અત્યારેજ. નિર્જન અરણ્યમાં મધ્યરાત્રિએ ઘોર અંધ-કારમાં શક્તિની સંભાળ લેનાર–તેની ભાળ કાઢનાર કોઇ ન્હોતું.

'બિચારી એકલી અટુલી અસહાય અહીં વૃક્ષની છાયામાં તે બેભાન પડી હતી.

આવી બેભાન અવસ્થામાં પણ કોઇ કાચું પોચું ભીરૂ માનવી આવા નિર્જન અરણ્યમાં તમરાના તીણા રવ, શૃગાલોનું રૂદન, જંગલી હિંસક પશુઓનું ગર્જન સાંભળીને અને અંધકારમાં ભયંકર દેખાવ જોઇને ભયથી તરતજ ફાટી પડે અથવા અધમૂઉં બની જાય; પરંતુ શક્તિ સ્વભાવેજ નિડર હોવાથી તેમજ જીવનમાં મેળવેલા કેટલાક દુઃખાનુભવથી ઘડાયલી હોવાથી આવા ભયને ગણકારે તેવી નહોતી. તેની બેભાન અવસ્થા વધારે વાર ટકી નહિ. શરીરના મજબુત બાંધાને લીધે કે યુવાવસ્થાના તનમનાટને લીધે તેના દેહમાં સ્ફુર્તિ આવી. ધીમે ધીમે તેનું લોહી શરીરમાં વેગથી વહેવા લાગ્યું, અને ભાન ભૂલેલી શક્તિ પુનઃ શુદ્ધિમાં આવીને સાવધ બની.

તેણે આંખો ઉઘાડી. પ્રચંડ વૃક્ષોની છાયાઓ જાણે રાક્ષસી સ્વરૂપ ધારણ કરી, પિશાચો અરણ્યમાં ઉજાણી કરવા ઉતરી પડયાં હોય તેવો ભાસ આપતી હતી. પવનના સપાટાથી વૃક્ષોની કુમળી શાખાઓ ડોલતી, તેની સાથે છાયા પણ હાલતી; અને શક્તિનું માન ખંડન થએલું જોઈ, આનંદમાં આવી જઈ, એ છાયાપિશાચો નૃત્ય કરતાં હોય એમ તેને લાગ્યું. તેણે ચોમેર દ્રષ્ટિ દોડાવી. જટાધારી યોગીઓ શક્તિને સમયાનુકુળ બની જવા-ધૈર્ય ધરવા ઉપદેશ કરતા હોય, મલિન પિશાચો તેને દુઃખી જોઇ દાઝયા ઉપર ડામની પેઠે તેનું હાસ્ય કરી રહ્યા હોય, એમ ચોમેર વૃક્ષની ઘટાઓ અને તેની છાયાઓ સિવાય તેને કાંઇ પણ નજરે પડયું નહિ. તેની દ્રષ્ટિ ફરી આકાશ ભણી ગઇ. રજની શ્વેત તારલાવાળી વાદળી રંગની સાડી પરિધાન કરી નિશાકર ચંદ્રરાજની શોધ કરવા નીકળી પડી હોય તેવી જણાઇ, પરંતુ તેમાં શક્તિને કાંઈ સૌંદર્ય ન જણાયું. પોતાના અધિષ્ઠાતા ચંદ્રની ગેરહાજરીમાં તેની ખોટ પુરી પાડવાનું મથન કરી રહ્યા

હોય તેમ તારાગણ દોડાદોડ કરતા થોડે થોડે બહાર નીકળી પોતાનું કાર્ય પૂર્ણ ઉત્સાહથી બજાવવા ચમક ચમક ચમકારા મારી રહ્યા હતા; પરંતુ શક્તિને તો તે નિસ્તેજ જણાયા. તેને કાંઇ ગમતું નહોતું. રજનીમાં કાંઈ આનંદ નહોતો, ઉડુગણમાં કાંઇ પ્રકાશ નહોતો, અરણ્યમાં કાંઇ ભય નહોતો. તેને તો માત્ર એકજ વાતનું ભાન હતું. તેના હૃદયમાં નિરાશાના ભણકારા વાગી રહ્યા હતા. નિરાશા ! નિરાશા ! સિવાય તેને માટે બીજું કાંઇ હતુંજ નહિ.

તે ઉઠી, બેઠી થઇ, વૃક્ષના થડને અઢેલીને તે બેઠી. પૃથ્વી ઉપર, અરણ્ય તરફ, આકાશ પ્રતિ જતી દ્રષ્ટિ હવે અન્ય દિશામાં ગઈ. તેણે પોતાના જમણા હાથ ભણી જોયું. તેની આંખોમાંથી ઉષ્ણ અશ્રુ બિંદુ ખરી પડયાં, અને જમણા હાથ ઉપર-હાથમાં રહેલી વસ્તુ ઉપર પડયાં. હાથમાં તેની વ્હાલામાં વ્હાલી વસ્તુ, જીવનનો આધાર, પ્રેમની પ્રતિમા, આશાની દોરી તેની સખી સમાન થઈ પડેલી બકુલ પુષ્પની માળા-ગણેશદેવે સરોવરને તીરે શક્તિના કંઠમાં આરોપેલી, પ્રેમવૃક્ષનું બીજારોપણ કરનારી પેલી પુષ્પમાળા હતી !

અહા ! તે સમયને અને અત્યારના સમયને કેટલો બધો અંતર ! તે વખતે આ પુષ્પમાળા અમૂલ્ય, જીવનને સ્ફુરાવનાર, હૃદયને આનંદસાગરમાં ડોલાવનાર, હૈડાંને પ્રેમથી રસબસ કરી દેનાર હતી. હમણાં તેજ પુષ્પમાળા શક્તિને નિરાશાની ઉંડી ખીણમાં ધકેલી દેનાર, તેના આશાના મંદિરને છિન્નભિન્ન કરી નાંખનાર, તેના જીવનને વિષમય કરી દેનાર બની ગઇ. તેણે પુષ્પમાળા તરફ દ્રષ્ટિ કરી. ઓશિયાળી બનતી હોય તેમ દીન મુખે ગદગદ કંઠે તે બોલી, "મારી બાળસખી ! મારા જીવનને ઉન્નત બનાવનાર, મારા હૃદયમાં રાજકુમાર પ્રત્યેના પ્રેમવૃક્ષનું બીજારોપણ કરનાર, તેના પ્રેમની અધિકારિણી બનાવવાની નિશાનીરૂપ બકુલ પુષ્પમાળા ! મારો પ્રેમ તેના પ્રત્યે કેવો અચળ, અડગ અને નિર્મળ છે તેની તું સાક્ષી છે, એ પ્રેમને સજીવન રાખ-

વામાં તુંજ સાધનભુત બની છે. જેટલી કાળજી અને ખંતથી મેં તને સાચવી રાખી છે, તેટલીજ દ્રઢતાથી તે પ્રેમને પણ નિભાવી રાખ્યો છે. પ્રેમવૃક્ષનું બીજારોપણ કરનાર અલી પુષ્પમાળા! એ વૃક્ષ પોષાઇને ફુલીફાલીને મધુરાં મીઠાં ફળ ધરશે, તને સાચવી સંભાળી રાખવાનું મને ફળ મળશે, મારો પ્રેમ અંતે વિજય મેળવશે, એવી એવી કેટલી બધી આશાએ મેં તને રાખી હતી! પરંતુ એ આશાઓ તે માત્ર આશાઓંજ રહી ગઈ. મનની મુરાદ મનમાંજ સમાઈ ગઇ. ખરે તું પણ ધીરે ધીરે કરમાઇ ગઇ છે. જેમ તું કરમાતી ગઇ તેમ રાજકુમારનો પ્રેમ પણ કરમાતો—ઓછો થતો ગયો છે. નહિ, કેવળ નષ્ટ થયો છે! તને જોઈ જોઇને તારા દર્શનથી મારા પ્રેમને પ્રોત્સાહન મળતું, દુઃખમાં ડુબેલી આ અભાગિનીનું હૃદયકમળ પ્રફુલ્લ થતું, આનંદના કંઇક દર્શન થતાં; પરંતુ હવે, હવે તો તારૂં સત્વ—તારો સુગંધ સર્વ નષ્ટ થયાં છતાં પણ તું હજી હયાતી ધરાવે છે. મારી પેઠે—મારા પ્રેમજીવનના આધારરૂપ પ્રેમનું છેદન થવા છતાં ભગ્ન હૃદયે પણ હું હજી જીવું છું તેમ તું તારો પરિમળ, તારી મોહકતા સર્વ ગુમાવીને પણ જીવે છે. તું આવીજ નહોત, રાજકુમારના હાથે મારા કંઠમાં આરોપાઈ ન હોત તો કેવું સારૂં થાત! તેમ થયું હોત તો આવો વખત આવતજ નહિ. તુંજ દોષભાગી છે, તારે લીધેજ મારે સહન કરવું પડયું છે, જા......જા............"

જમણા હાથમાં દડાની પેઠે વીંટાળેલી માળાને તે ફેંકવા જતી હતી, તેવામાં કંઇ સુઝી આવ્યું હોય તેમ તેના વિચાર બદલાયા. "ના, ના, તને દોષ શા માટે આપું? દોષ તો રાજકુમારનો! રાજકુમાર! તમને આ શું સુઝયું?

લગાડી મોહની પ્યારા કઠણ હૈયું કર્યું શાને?<br>
અહોહો નાથ કપટીરે! બલિહારી તમારી છે. **(કલાપી.)**

બલિહારી! ખરેખર તમારી બલિહારી છે! તમારે માટે આટલાં વરસ સુધી દુઃખમાં રઝળી–રખડી તેનું આજ ફળ! આવુંજ ફળ!! અફસોસ!

" આ દરબાર દરવાજે ડંકા પ્રેમના બાજે;
પરંતુ બેવફાઇના ઉપર નિશાન ફરકે છે?"

બેવફાઇનો વિચાર આવ્યો. પ્રેમમાં પોતાને ફરેબ અને દગો થયો જોઇ તેનું હૃદય હલમલી ઉઠયું, મનને ઉદ્દેશીને તે બોલીઃ—

" કરી ખામોશ પછડામાં; આતો ખ્વાબનાં નખરાં;
આ ગુલજાર જાદુનો, ફરેબીને દગાવાળો!

ખરેખર, દગાવાળોજ! આનું નામ દગો નહીં તો બીજું શું? પુરૂષો, તમે નિષ્ઠુર છો. અમે અબળાઓ તમારે માટે જીવન સર્વસ્વ સમર્પણ કરવા તત્પર બનીએ, ત્યારે તમે જાણે તમારામાં દયાનો, પ્રેમનો અને અનુકંપાનો અંશજ ન હોય તેમ નિર્દય બની અમને છેહ આપો છો, અમારૂં જીવન વિષમય કરી નાંખો છો. અમે પ્રેમ માટે પ્રાણ પાથરીએ ત્યારે તમે પ્રપંચની જાળ પાથરો છો. અમે તમારે માટે બળીએ, ઝળીએ, તરફડીએ કે મરીએ તેનું તમને કાંઈ નથી! અમારો એ તરફડાટ, અમારો એ સંતાપ તમારામાં કાંઇ સામર્થ્ય ન હોય તેમ શાન્તિથી જોયા કરો છો, અમારી ઉપેક્ષા કરો છો. પ્રણય! પ્રણય! ત્હારો આવોજ પ્રતાપ! ઓ દેવાંશી પ્રેમ! શું તારો આવોજ પ્રભાવ? ઓ અખિલ જગતના સૃજનહાર! શું તારો આવોજ ન્યાય?

+ + + અહહહ પ્રભુ! સ્નેહની આ દશા શી?
ઓહો કર્ત્તા! તુજ કરણીમાં આવી તે ક્રુરતા શી?
પ્રેમી ભોક્તા પ્રણયી હૃદયે ભોજ્યની પાસ આવે;
તે ભોક્તાનું હૃદય કુમળું, ભોજ્ય તે કેમ બાળે?"

## પુષ્પમાળાને છેવટના પ્રણામ

પ્રણયીજન નજરે તર્યો. તેને વિનવતી હોય તેમ બોલી "ગણેશ! તમારાં વચનોમાં મારા પ્રત્યેનો પ્રેમ સ્પષ્ટ વ્યક્ત થાય છે. તમે મને ચાહો છો એમ મને સ્પષ્ટ જણાય છે, ત્યારે શા માટે મારો સ્વીકાર કરવા અચકાઓ છો? શા માટે આ આપના પ્રેમની પ્યાસી દાસીને ટળવળાવો છો? સમજી! સમજી! પેલી રાક્ષસી, કાળરાત્રિ જેવી કૃત્યા—કુળની ઉત્તમતાના અભિમાનમાં મરડાઈ મરતી રાજમાતાની સત્તા તમને અવરોધે છે? તેની આજ્ઞા.મારી ઇચ્છાનું છેદન કરાવે છે!"

ગણેશદેવને ધમકાવતી રાજમાતાનું ચિત્ર તેની કલ્પનામાં ખડું થયું. તેનું સર્વાંગ કંપ્યું. તેના અભિમાનપૂર્ણ અપમાનકારક નિર્દય શબ્દો તેને હૃદયમાં શલ્ય પેઠે ખુંચવા લાગ્યા. તે શબ્દોનું વિષ તેની નસેનસે વ્યાપ્ત થતું જણાયું. પરંતુ તેથી શક્તિ લેશમાત્ર પણ ચળી નહિ. તેનું હૃદય વધારે દ્રઢ બન્યું. ક્રોધાવેશમાં તેણે પોતાના દાંત કચકચાવ્યા, ઓષ્ટ ધ્રુજ્યા, આંખમાંથી અગ્નિ વરસતો જણાયો. "મારા આશામંદિરને તોડી નાંખનાર રાજમાતા! તુંજ મારી આ ભવની વૈરિણી બની છે. તારેજ લીધે ગણેશ મારો સ્વીકાર કરતાં અચકાય છે. તું છે ત્યાં સુધી એ પ્રેમ મળવાની આશા નથી. શા તારાં મર્મભેદક વચનો! બસ, એ સર્વથી હવે મ્હારે શું કામ છે? ઓ પ્રાણઘાતક પુષ્પમાળા! ત્હારૂં પણ હવે મ્હારે શું કામ છે? ત્હારા દર્શનથી મ્હારો આશાંકુર સચેત રહેતો હતો, તે આશા હવે ગઇ તો તું પણ જા, વૃથા મ્હારા ચિત્તને બાળીને ખાખ ન કર. જગતમાં તું મને વ્હાલી હતી તેટલીજ હવે તું મને અકારી થઇ પડી. તને જાળવી સદોદિત્ બળ્યા કરવું તેના કરતાં તારો વિલય કરવો એજ ઉત્તમ! જા, મ્હારી દ્રષ્ટિથી દૂર થા! ભસ્મિભુત થઇ જા! મ્હારી બાળસખીરૂપ પુષ્પમાળા! તને આ દુઃખી પ્રેમદગ્ધ અબળાના છેવટના પ્રણામ!"

**આવેશમાં ને આવેશમાં તેણે પુષ્પમાળાને તોડી નાંખી.*** પુષ્પો બિચારાં દિન વદને તેના સામું જોઇ રહ્યાં હોય તેમ એક પછી એક ખરતાં ગયાં. છુટાં થઇ ગયેલાં–ખરી પડેલાં–કરમાઇ–સુકાઈ ગયેલાં પુષ્પોને તેણે હાથમાં લીધાં, પોતાની આંગળીઓ વડે તેને ચોળીને ચૂર્ણવત્ કરી નાંખ્યાં. તે ઉઠી. એકવખત એ પુષ્પના ચુર્ણને આંખોએ લગાડયું. જરાવાર તેના તરફ ચકળ વિકળ નેત્રે જોઇ રહી અને ઉન્માદ થયો હોય તેમ જુસ્સાથી તે પુષ્પચુર્ણને ઉરાડી દીધું. થોડુંક ચુર્ણ પોતાની પાસે પડેલું હતું તેને તિરસ્કાર બતાવતી હોય તેમ પગતળે છુંદી નાંખી ધુળમાં મેળવી દીધું.

**શક્તિ! શક્તિ!** આ તું શું કરે છે! દ્રઢહૃદયા પરંતુ આશા-ભગ્ન દુઃખી અબળા! તારા જીવનના આધાર રૂપ, પ્રેમની પ્રતિમા સ્વરૂપ, આશાના અંકુર સમાન એ સુંદર–દિવ્ય પ્રેમપુષ્પોને હમણાં તારા જ પગતળે કચડાતાં જોઈ શું તારા હૃદયમાં દુઃખાઘાત નથી થતો? તારી આંખોમાંથી અશ્રુધારા નથી વહેતી? નિરાશા મનુષ્યનું ભાન ભૂલાવે છે તેનું આ પ્રત્યક્ષ પ્રમાણ!

**શક્તિ** જડવત ઉભી રહી. તેના ઓષ્ઠ દાંતમાં દબાયલા હતા. તેની આંખો જે સ્થળે પુષ્પચૂર્ણ પગ તળે કચરી નાખ્યું હતું તે સ્થળે ટગર ટગર જોયા કરતી હતી. ગરીબ બિચારાં પુષ્પો **શક્તિની** અત્યારે જે અવસ્થા હતી તેજ અવસ્થાને પ્રાપ્ત થયાં હતાં!

ક્રોધનો તમામ ઉભરો ખાલી થયો. તેની આંખમાં અશ્રુ આવ્યાં. ફીકા પડી ગયેલા ઓષ્ઠ નિરાશાથી ઉત્પન્ન થતા દુઃખને લીધે ધ્રુજ્યા. તેનો ક્રોધ સમાયો, પરંતુ નિરાશા તો ચોમેર મુર્તિમાન્ દશ્ય થતી હતી. **શક્તિ શક્તિહિન** બની, તેને આંખે અંધારાં આવવા લાગ્યાં, પગ ફગી જવા લાગ્યા, તે જમીન ઉપર બેસી ગઇ. ગાંડાની પેઠે ઘડીમાં શરીરને, ઘડીમાં વાળને પીંખવા લાગી, નાના બાળકની પેઠે

* જુઓ ચિત્ર.

તે રોઈ પડી. તેની આંખમાંથી શ્રાવણ ભાદરવો વહેવા લાગ્યો. લલાટને દોષ દેતી હોય તેમ કપાળે હાથ મૂકી તે ચીસ પાડી બોલી ઉઠી, "રાજકુમાર! રાજકુમાર! જુઓ, આ તમારા અવિચારી કૃત્યનું પરીણામ!"

દુઃખાવેશમાં તેણે પોતાના હસ્તની બીડેલી મુઠીથી પોતાની છાતીમાં પ્રહાર કર્યો. તેનું ચિત્ત ચળ્યું–ફટક્યું, આંખો ફાટી અને ચિતભ્રમિત મનુષ્યની પેઠે ઉન્માદવશ બની તે બૂમ પાડી ઉઠી, "મૂર્ખ કલ્પનાઓ! નષ્ટ થાઓ! નિર્બળ વિચારો! મારાથી દૂર જાઓ! શું તમે મને નિર્માલ્ય બનાવવા માગો છો? જાઓ, જાઓ, મારા માર્ગમાંથી દુર હઠો! મારે તો વૈર જોઈએ છે, હું બદલો માગું છું. વૈર! ઓ પ્રભુ! વૈર! બસ વૈર! વૈર લઈશ ત્યારેજ મારી ભીષણ જિજ્ઞાસા તૃપ્ત થશે!"

પોતાનાંજ વચનોથી–પોતાના સાદથી તે કંપી ઉઠી, ઘડીભર મૌન નિર્જીવ પુતળી પેઠે પડી રહી. તેનાં વચનોને ઝીલી લેતો હોય તેમ અરણ્યની વૃક્ષઘટાઓમાંથી પ્રત્યાઘાત થયો, "વૈર! ઓ પ્રભુ! વૈર! બસ વૈર!"



# પ્રકરણ ૧૧ મું.

## વૈર ! બસ વૈર !

"માલીકનાં બાળક સૌ, માલીક સૌના શ્રી જગનાથ,
અમે તમે જુદા નથી, સૌ જાયા જનેતાના,
કોણ પોતાનું કોણ પરાયું, સૌ બાળક એક પિતાના."

× × ×

ઊંડા વિચારવમળમાં ઉતરી પડી હોય તેમ શક્તિ શૂન્યવૃત્તિથી પૃથ્વી ઉપર ચત્તિપાટ પડી હતી. વૈરની ધૂનમાં તેની વૃત્તિયો લ્હેર મારી ગઈ હતી. આકાશમાં આછો પ્રકાશ નાંખવાને યત્ન કરતા ઉડુગણુની ગણુના કરવા મથતી હોય તેમ તે આકાશ તરફ શૂન્યદ્રષ્ટિથી જોઇ રહી હતી, તેવામાં તેના શરીરને કોઇનો સ્પર્શ થયો હોય તેમ તેને લાગ્યું. તે ચમકી, ચોંકી, સફાળી બેઠી થઇ. કોપિત સ્વરથી તે બોલી, "કોણુ છે ?"

"એતો હું."

"હું તે કોણુ ?"

"એક ફકીર."

મોડી રાત્રે નિર્જન અરણ્યમાં કોઈ અજાણ્યા પુરૂષને–તેમાં પણુ એક મુસલમાન કે જેના તરફ હિંદુઓ તે સમયમાં તિરસ્કારની દ્રષ્ટિથી જોતા તેવા એક મુસલમાન પુરૂષને પોતાની સમક્ષ ઉભેલો જોઈ કોઈ અન્ય અબળા હોત તો ભયથી હેબકાઈ જાત, પરંતુ શક્તિ–દુઃખમાં ઉછરેલી આ હિંદુબાળા હિમ્મતવાન અને દ્રઢ હ્રદયા હતી અને પ્રતિકુળ સંજોગોને લીધે સ્વાશ્રય ઉપર રહેવા ટેવાઈ ગયેલી



'નીચ ' દૂર હઠ, મને સ્પર્શ કરવાની હિમ્મત કરનાર
તું કોણ !'

**પ્રેમ પ્રભાવ.**

ચિ.–શ્રી કલાબ્ધિ.] [પૃ. ૭૫

હતી. આ અપરિચિત પુરૂષને જોઇ તે જરા પણ ડરી નહિ, પરંતુ એક યવન પોતાને સ્પર્શ કરવાની હિમ્મત કરે એ વિચાર આવતાં તેનું મસ્તક ધમધમી ઉઠયું. પોતાના શરીરને સંકોચીને તે જરા દૂર ખસી ગઈ અને કર્કશ સ્વરે બોલી, **"નીચ! દૂર હઠ, મને સ્પર્શ કરવાની હિમ્મત કરનાર તું કોણ?"***

મુસલમાન ફકીરે શ્વેતવર્ણની કફની ધારણ કરી હતી, તેના કંઠમાં લાલ અકીકની માળા લટકતી હતી. નમ્ર–મૃદુસ્વરે શાન્તિથી તે બોલ્યો, "બાળા! તું અહીં બેભાન–મુર્ચ્છાવશ પડી હતી."

શક્તિના મુખમાંથી ગૌરવભર્યો ઉત્તર નીકળ્યો, "હશે, મુર્ચ્છાવશ હતી તેથી તને શું? ત્હારે તેની સાથે શું લેવા દેવા? મ્હારો સ્પર્શ કરવાનું તને શું પ્રયોજન?"

શક્તિને કાંઇ ઉત્તર ન આપતાં ફકીર પાસેના વૃક્ષના થડ આગળ જઇ બેઠો. માથેથી પોતાની પાઘડી છોડી નાખીને પોતાના ખોળામાં મૂકી અને પુનઃ તે બાંધવા લાગ્યો. આ નિષ્કાળજીભર્યા વર્તનનું કારણ શક્તિ સમજી શકી નહિ.

પાઘડી બાંધી લઇ તે શાન્ત ચિત્તે બોલ્યો, "સૃષ્ટિનો સર્જનાર માત્ર એકજ છે. તમામ મનુષ્યો ફક્ત એકજ માટીની પયદાશ છે. પંચતત્વનાં પુતળાં સર્વ સમાન છે. હું, તું અને આખું જગત સૌ કોઈ એકજ પિતાનાં સંતાન છીએ. આમજ છે તો તું શા માટે આટલા અભિમાનથી આમ અક્કડ રહીને દૂર દૂર ભાગે છે?"

"ચૂપ, ત્યાંજ ઉભો રહેજે. તું પુરૂષ છે, હું સ્ત્રી છું. તું મુસલમાન છે, હું હિંદુ છું. તું અનાર્ય છે, હું આર્યા છું. મ્હારૂં કુળ ઉત્તમ છે, મ્હારો ધર્મ જગતમાં શ્રેષ્ટ–સર્વોત્કૃષ્ટ છે. એકજ જગતપિતાએ તને અને મને બનાવ્યાં હશે, પરંતુ એકજ આકૃતિનાં–

*જુઓ ચિત્ર.

એકજ સ્વરૂપનાં–એકજ જાતનાં તો નહિજ. ત્હારા અને મ્હારામાં કોઈ પણ પ્રકારનું સામ્ય હોઈ શકેજ નહિ."

પુરૂષે અટ્ટહાસ્ય કર્યું. તેનાં વચનો કટાક્ષમય હતાં, "શું મહાન શક્તિમાન ખુદાએ જગતને માટે જૂદા જૂદા નિયમો બનાવ્યા છે? અવિનાશી પરમાત્મા એકજ છે. તે સર્વવ્યાપી સમદ્રષ્ટા છે. તેની દ્રષ્ટિમાં નિર્ધન અને શ્રીમંત સમાનજ છે. હિંદુ અને મુસલમાન એવા ભેદ તેમની દ્રષ્ટિમાં નથી. તે સર્વવ્યાપક સકળ જગતનો સંચાલક અને નિયામક છે. સૌના ઉપર તેની હકુમત ચાલે છે. ખુદાના દરબારમાં ભેદભાવ ચાલતોજ નથી."

શક્તિ વિચારમાં પડી. તેનાં વચનો કેવાં વિચિત્ર, કેવાં મર્મ સૂચક હતાં! પોતે–ખુદ શક્તિ માત્ર એકાદ બે ઘડી અગાઉજ આ વચનોનું પ્રતિપાદન કરતી હતી–મહારાણી સમક્ષ અભેદભાવનું સમર્થન કરતી હતી. પોતાનીજ જીભથી જે શાપરૂપી વાણી પોતે ઉચ્ચારી હતી, તેના પડઘા રૂપે આ વચનો ઉચ્ચારાતાં હોય એમ તેને જણાયું. પોતાનું હૃદય વાંચનાર, અંતરની વાત જાણી જનાર આ ભેદુ કોણ હશે? તેને સમજ પડી નહિ. પ્રથમ દર્શને તેણે એમજ માની લીધું હતું કે ધર્મને બ્હાને ધત્તીંગ ચલાવનારા, ધાડ પાડનારા દામ્ભિક સાધુડાઓ જેઓ આર્ય દેશમાં કીડીની પેઠે ઉભરાઈ જાય છે અને સાધુતાનો ડોળ ઘાલે છે તેવોજ આ એક લેભાગુ ઢોંગી હશે. પરંતુ હવે તેના સંભાષણ ઉપરથી તેની માન્યતા બદલાઈ. તેણે ધાર્યું કે આ ઇશ્વરી જ્ઞાનમાં ગળેલો કોઈ મહાત્મા હોવો જોઇએ. તેનાં વચનોએ શક્તિને મ્હાત કરી.

ક્ષણભર વિચાર કરીને તે બોલી, "મહાત્મન્! જો એમજ છે તો પછી જગતમાં આ સર્વ ભેદભાવ કયાંથી ઉપસ્થિત થયો?"

"અજ્ઞાનને લીધે–મોહને લીધે." ફરીરે ગંભીર સ્વરે ઉત્તર આપ્યો.

"પણ એવો મોહ શા માટે જોઇએ ? પ્રભુ સર્વ શક્તિમાન હોય તો પછી દુઃખ સમુદ્રમાં ગળકાં ખાતા માનવી ઉપરથી મોહપાશ કેમ ખસેડી લેતો નથી ?"

"જગતના અસ્તિત્વને માટે તે આવશ્યક છે. જગન્નિયંતાના ઉદ્દેશોની સિદ્ધિ માટે મોહજાળની અગત્ય છે. જો એ ન હોય, મોહ-માયાનો વિલય થાય તો પછી સૃષ્ટિક્રમ ચાલવો પણ બંધ પડી જાય." ફકીરે મોહના અસ્તિત્વનું નિરૂપણ કર્યું.

"ત્યારે શું જગતકર્ત્તા મનુષ્યોના દુઃખમાંજ આનંદ માને છે ? જો એમજ હોય તો પરમાત્માની નિર્દયતાજ ગણાય. પછી દયાની વાતજ ક્યાં રહી?" શક્તિએ પરમાત્માના કર્ત્તૃત્વમાં વિરોધાભાસ બતાવ્યો.

"ધૈર્ય ધર, બેટા! ખુદા સર્વ શક્તિમાન છે. દયા અને નિર્દયતા એ બંને તેમની વિભુતિઓ છે. તેમના ફરમાન મુજબ—કુદરતના કાયદા મુજબ ચાલો તો દયા તમારી દાસી બનશે. તેની વિરૂદ્ધ વર્ત્તન કરો તો પછી તમારે માટે દુઃખ અને ત્રાસ સરજાયલાંજ છે !"

આ અપરિચિત—અજ્ઞાત પુરૂષનાં વચનોનો મર્મ શક્તિ જાણી શકી નહિ. તેના હૃદયમાં દુઃખજ્વાલા હજી પણ ઉગ્રતાથી ભડભડ બળતી હતી. દીર્ઘ વિચાર કરવાની ભાંજગડમાં ન પડતાં એકદમ તે બોલી ઉઠી, "ત્યારે તો ઈશ્વરને વૈર પણ ગમે ખરૂં કે ? જો તે સર્વ-શક્તિમાન સર્વવ્યાપી અને સમદર્શી છે તો પછી વૈર એ મહાપાપ શા માટે ગણાય છે ?"

"એ તો તારી પોતાનીજ ભૂલ છે. જો વૈર એટલું બધું અધમ કૃત્ય હોત તો પછી નિરંજન પ્રભુ મનુષ્યને એ લાગણીજ શા માટે આપત ? અન્યાયને માટે કોઈ પણ પ્રકારનો બદલો કે શાસન ન હોય તો પછી જગત્કર્ત્તા પોતેજ ન્યાયી ન ગણાય. અન્યાયનો બદલો મોજુદ છે અને તે વૈર છે !"

સ્વાભાવિક રીતે શકિતના મુખમાંથી શબ્દો નીકળી પડયા, "વૈર, ઓ પ્રભુ! વેર! મારે વેર જોઇએ છીએ. વિશ્વાસઘાતને માટે –હૃદયભંગને માટે શું બદલો છે તે જગતમાં કોઈ મને કહેશે? બતાવશે?"

"રકતસ્રાવ! ખૂનામરકી! લોહી રેડવું એજ!" કંઈ ભવિષ્યકથન ઉચ્ચારતો હોય તેમ ગંભીર સ્વરે તે બોલ્યો, "ખુદા તારો મદદગાર થાઓ!"

શકિતનો ઉન્નત સ્વભાવ ખળભળી ઉઠયો. મુસલમાને તેની કલ્પના સમક્ષ ખડા કરેલા શ્યામ ચિત્રથી તે કંપી ઉઠી. ઉગ્ર કોપાવેશથી તે બોલી, "નહિ, હું રકતપાનની તરસી નથી. તેના મૃત્યુને હું ઇચ્છતી નથી. હું તો તેના હૃદયને માગું છું–તેના પ્રેમને ચાહું છું. માત્ર આટલું મળે એટલે બસ. હું એવો સમય ઇચ્છું છું કે જયારે ગણેશદેવ મારે માટે સર્વસ્વ ત્યાગી દેવા તત્પર થાય–મારે માટે માતાનો, કુટુંબ પરિવારનો અને રાજ્યવૈભવનો પણ ત્યાગ કરવાને તે તત્પર થાય. હું આવા પ્રકારના વૈરને ઇચ્છું છું. બીજા કશાથી મને સુખશાન્તિ મળે તેમ નથી."

મુસલમાન ખડખડ હસ્યો, "કેવું અજબ? તઓબા! તઓબા! જે ઓરત સેંકડો હૃદયોને પોતાના પગ તળે કચડી નાંખવાને શકિતમાન છે, મ્હોટા શહેનશાહો જેના ચરણની રજ ચુમ્બવાને તત્પર છે, તેવી સ્ત્રી આમ નિર્માલ્ય બની આવી મામુલી ભેટની ભિક્ષા માગે છે!"

અહાહા! વારંવાર પોતાની કર્ણેન્દ્રિય સાથે અથડાયલા એના એજ શબ્દો! ભવિષ્યવેત્તાઓ એક મતે એવું ભવિષ્ય ભાખતા હતા કે શકિતનું લલાટ તેજસ્વી છે, તેનું કર્મ ઉગ્ર છે. તેની જન્મપત્રિકામાં એવું લખાયું હતું કે અઢાર વર્ષની વયે બેનીવરીલાલની પુત્રી મહાન રાણી થવા સરજાયલી છે. તેના પિતાને આ વચનો ઉપર પૂર્ણ વિશ્વાસ હતો. તેથીજ આટલી વય સુધી તેણે શકિતને અવિવાહિત રાખી હતી. આજ સુધી શકિતને પણ આ ભવિષ્ય કથનમાં

સંપૂર્ણ શ્રદ્ધા હતી, પરંતુ આજે—આજ રાત્રે તેની એ શ્રદ્ધાના ચુરેચુરા થઇ ગયા હતા. આજે તે આશાભંગ બની હતી. એની એ ભવિષ્યવાણી હમણાં ફરીથી સાંભળતાં તેને કંટાળો ઉપજ્યો, ફકીર ઉપર પણ કોપ ઉપજ્યો અને કટાણું મ્હોં કરીને તે બોલીઃ—

"જવાદ્યો, જવાદ્યો, એ વાત હવે મ્હારે નથી સાંભળવી. આવી મશ્કરી—આવાં કટાક્ષમય વચનો તમારા જેવા પવિત્ર ધર્માત્માને છાજતાં નથી. મ્હારા જેવી હતભાગી અબળા! જેને હું તનમનથી ચ્હાતી આવી છું તેનું હૃદય તો હું જીતી શકી નહિ, ત્યાં વળી સેંકડોના હૃદય ઉપર સરદારી મેળવવાની વાતજ કયાંથી?"

"બાળા, હું મશ્કરી કરતો નથી. અમે ફકીરો કોઇનું દીલ દુભાવીએજ નહિ. હું તો મને સત્ય જણાય છે તેજ કહું છું. તને જગતમાં પયદા કરવામાં ખુદાની એવીજ મુરાદ છે કે તું કોઇને સુખી તો કોઇને દુઃખી બનાવે, કોઇને આનંદ આપે તો કોઇને ગમમાં ગિરફતાર કરે!"

શક્તિએ લુખું હાસ્ય કર્યું, તેના હાસ્યમાં નિરાશા સ્પષ્ટ વ્યકત થતી હતી. ધીમા—મંદ સ્વરે તે બોલી, "એક વખત હું પણ તમારી પેઠે એવું ધારતી હતી કે મ્હારે લલાટે કંઇક મહાન કાર્યો થવાનું નિર્માણ થયું છે, પરંતુ આજ રાત્રે મને નિશ્ચય થયો છે કે મ્હારી એ માન્યતા આકાશપુષ્પવત્ મિથ્યા છે. હું તો એક રખડતી રઝળતી કંગાળ અબળા છું. હું તે વળી રાણી કેવી રીતે બની શકું? અશકય, અશકય, તમારૂં કથન કેવળ અશકય છે. ભાવી રાણીના તે વળી આ હાલ હોય?"

"ત્યાંજ ત્હારી ભૂલ છે. જે ધર્મનું તું આટલું બધું અભિમાન ધરાવે છે, તે ધર્મના શાસ્ત્રરહસ્યથી તું અજ્ઞાત લાગે છે. લલાટના

લેખ કોઈ મિથ્યા કરી શકતું નથી, ગમે તેવી હીન જ્ઞાતિ કે દર-જ્જાની સ્ત્રી હોય, તોપણ જો તેનાં પૂર્વકર્મ બળવત્તર હોય તો તે મહારાણી પદને પામી શકે છે. શું તને ખબર નથી કે, મત્સ્યગંધા–સત્યવતી રંક પિતાની રંક પુત્રી હોવા છતાં–તદ્દન નીચ ઢીમર જાતિની હોવા છતાં–પોતાના પૂર્વ પુણ્યના પ્રભાવથી હસ્તિનાપુરના મહારાજા શાન્તનુની મહારાણી બનવાને ભાગ્યશાળી નીવડી હતી?”

શકિત ચમકી. તેનો પિતા તે નાની હતી ત્યારે મહાભારતની કંઈ કંઈ વાતો તેને કહેતો. મત્સ્યગંધા–સત્યવતીનું આખ્યાન તેણે ઘણી વાર સાંભળ્યું હતું અને તેનું આછું સ્મરણ પણ તેને હતું. તેનાં કલ્પનાચક્ષુ સમીપ મત્સ્યગંધા આખ્યાનના કંઈ કંઈ પ્રસંગો ચિત્રરૂપે તરવરવા લાગ્યા. શકિત વિચારવશ બની.



# પ્રકરણ ૧૨ મું.

## 'તે કદી પણ ત્હારો નહિ થાય!'

"Knavery's plain face is never seen till used."

બ્રહ્માને ત્યાં મળેલી સભામાં મૂર્તિમંત ગંગાનું વસ્ત્ર પવનથી ખસ્યું, સર્વ કોઇએ નીચું જોયું, પરંતુ મહાભિષ્મ રાજા સામું જોઇ રહ્યો. ગંગા હસી પડયાં, બ્રહ્માએ શ્રાપ દીધો કે "બંને મૃત્યુલોકમાં પડી સ્ત્રી પુરૂષનો સંસાર માંડજો."

પ્રવાહરૂપે ગંગામાંથી મૂર્તિમંત ગંગા થયાં. ભારતવર્ષના ચક્રવર્તિ રાજા ભરતના પૌત્ર પ્રતીપ મૃગયા કરવા નીકળતાં ભાગીરથીને તીરે બેઠા. મૂર્તિમંત ગંગા નિકળીને પ્રતીપના જમણે ખોળે બેઠી, અને લગ્ન કરવા કહ્યું. પ્રતીપે પરસ્ત્રીનો સંગ ન કરવાનો નિયમ દર્શાવ્યો. ગંગાએ પરસ્ત્રી નહિ પરંતુ દેવલોકની કન્યા હોવાનું જણાવ્યું. પ્રતીપે કહ્યું, 'મારા જમણા સાથળપર બેઠી તો તે સાથળ સંતાન અને પુત્રવધુઓને બેસવાની છે. સ્ત્રીઓને બેસવાની ડાબી સાથળ છોડી દીધી તેથી હું તને સ્ત્રી બનાવી શકતો નથી. મારા પુત્રની સ્ત્રી તું બની શકશે.' ગંગાએ વચન માગી લીધું કે 'હું જે કામ કરૂં તેમાં તમારા પુત્રથી વાંધો ન લેવાય. તેમ થશે તો હું ચાલી જઇશ.'

ત્રણ પુત્રોમાંથી ન્હાના શાન્તનુને રાજ્ય સોંપી પ્રતીપે પુત્રને ગંગા સંબંધી હકીકત જણાવી. શાન્તનુ એક સમયે ભાગીરથી તીરે ફરતા હતા, ત્યાં ગંગા આવી અને પોતાની ઇચ્છા વ્યક્ત કરી. 'હું કંઇ પણ સારૂં નરસું કરૂં તેમાં અટકાવવી નહિ' એવી શરત કબુલ કરાવી ગંગા તેની સાથે પરણી. ગંગાએ સાત પુત્રોને પોતાના પ્રવાહમાં ડુબાવ્યા ત્યાં સુધી શાન્તનુ કંઇ ન બોલ્યો, પરંતુ આઠમા

દેવવ્રતને વંશનું નામ રાખવા ખાતર પણ જીવતો રાખવા તેણે ગંગાને કહ્યું. શરત પ્રમાણે ગંગા ત્યાંથી ચાલી, દેવવ્રત–ભીષ્મને સાથે લઇ પ્રવાહમાં સમાઇ. ધનુર્વેદ ભણાવીને ચોવીસ વર્ષ પછી ગંગાએ ભીષ્મને પાછા આપ્યા.

શાન્તનુ વનમાં મૃગયા કરવા નીકળ્યો. વનમાં અલૌકિક સુગંધ પ્રસરેલી જોઈ. આ દિવ્ય સુગંધ શાની? તપાસ કરવાની ઇચ્છા થઇ. એક માછીને ત્યાં કન્યા હતી- આ મત્સ્યગંધાના દેહમાંથી સ્વર્ગીય સુવાસ નિકળતો હતો અને તે દૂર સુધી ફેલાતો હોવાથી તે યોજનાગંધા કહેવાતી હતી. આ મત્સ્યગંધામાં શાન્તનુ મોહ પામ્યો, અને તેની સાથે લગ્ન કરવાનો તેણે નિશ્ચય કર્યો. માછી પાસે માગણી થઈ. ક્યાં ચક્રવર્તિ રાજા અને ક્યાં માછીમાર? એ યોગ કદી બને? માછીમાર વિચારમાં પડયો. ગરીબ માછીની કન્યા રાણી બને? તેને એ અશક્ય લાગ્યું, રાજાએ ખાત્રી આપી. માછીને બીજો વિચાર થયો. મત્સ્યગંધાને પેટે પુત્ર અવતરે તેને રાજ્યપ્રાપ્તિનું સુખતો નહિજને? દેવવ્રત–ભીષ્મને યુવરાજ્યાભિષેક થયો છે તે ટાળીને મત્સ્યગંધાના પુત્રને પાટવી કુમાર ઠરાવો તોજ તેને પરણી શકો એવી હઠ લીધી. શાન્તનુ નિરાશ થયો. તે હંમેશાં ચિન્તાતુર રહેતો. દેવવ્રતે સત્ય કારણ જાણી લીધું, માછીને બહુ બહુ સમજાવ્યો, પરંતુ તેણે હઠ પકડી રાખી. બીજો એકે ઉપાય ન મળવાથી પિતૃભક્ત દેવવ્રતે રાજ્ય ઉપર પોતાનો કોઇ જાતનો હક ન રાખવા, અને મત્સ્યગંધાના પુત્રને રાજ્યગાદી આપવા, તેમજ ભવિષ્યમાં તે પુત્રને કોઇ જાતનો ભય ન રહે તે માટે પોતે કોઇ સ્ત્રી સાથે લગ્ન ન કરવાની અદ્ભુત ભીષ્મપ્રતિજ્ઞા લીધી. ત્યારથી એ ભીષ્મ નામે ઓળખાયા. રંક માછીની કન્યા ભાગ્યબળે ચક્રવર્તિ-રાજાની રાણી બની. ભીષ્મે તેને માતા કહી હસ્તિનાપુરમાં લાવી પોતાના પિતાને સર્વ વૃત્તાંત કહ્યો. પિતાએ પ્રસન્ન થઇ પુત્રને વર-

દાન આપ્યું કે 'તમને જીવવાની ઇચ્છા હશે ત્યાં સુધી મૃત્યુ તમારો સ્પર્શ કરી શકશે નહીં. તમારી સંમતિ હશે ત્યારે જ મૃત્યુ તમને પ્રાપ્ત થશે. મત્સ્યગંધા શાન્તનુ સાથે પરણી અને રાણી સત્યવતી નામથી પંકાઇ. *

મત્સ્યગંધાની આ વાર્તા સ્મૃતિમાં આવતાં તેની આશા જાગી. મત્સ્યગંધા કેવળ હલકા કુળની હોવા છતાં રાજા શાન્તનુ સાથે લગ્ન કરવા ભાગ્યશાળી થઇ હતી, તો શું પોતાની બાબતમાં તે અશક્ય બને? ફકીરનાં વચનો ઉપર તેને વિશ્વાસ બેઠો. આવા એક યવનને મત્સ્યગંધાનું દ્રષ્ટાંત દેતો જોઇ શકિત આશ્ચર્યચકિત બની. પ્રાચીન હિંદુ પુરાણોનું તેનું જ્ઞાન જોઈ તે સ્થંભી ગઇ. તેના પ્રત્યે તેને પૂજ્યભાવ પ્રકટયો–તેના પ્રતિ વિશ્વાસ વધતો ગયો.

શકિતને કંઇ પણ પ્રશ્ન કરવાનો સમય આપ્યા વગર તેણે પોતાનું પુરાણ ચલાવ્યું, "બેટા, મ્હારાં અંતરચક્ષુ ઉઘડી ગયાં છે. મારી દ્રષ્ટિ આગળ આખો બંગાળદેશ એક છેડેથી બીજા છેડા સુધી તરી આવે છે અને એ મહાદેશની રાણી તરીકે–બંગાળાની સુલ્તાના તરીકે હું શકિતમૈયાને રાજ્ય કરતી જોઉં છું." એકાદ મહાત્મા ધ્યાનસ્થ બન્યો હોય તેમ તેણે પોતાનાં ચક્ષુ બંધ કર્યાં હતાં, સમાધિસ્થ બન્યો હોય તેમ તેનો શ્વાસોચ્છવાસ કુંઠીત બનતો હતો.

શકિતના પૂજ્યભાવની પરિસીમા થઇ. ફકીર ત્રિકાળદર્શી મહાત્માની પેઠે ભવિષ્યની વાતો કરતો હતો. જીજ્ઞાસાની ધુનમાં શકિત પોતાનું દુ:ખ ક્ષણભર ભુલી ગઈ. "શકિત–આ અભાગિની શકિત બંગાળાની રાણી?! ઓ ફકીર સાહેબ! માફ કરો, હવે એવી આશા માટે મારા હૃદયમાં સ્થાન નથી. અરે એના કરતાં પણ ઓછી આશામાં હું મસ્ત હતી; પરંતુ અરેરે તે પણ આજે ધુળમાં મળી ગઇ છે."

---

* મહાભારત.

"ખુદા જે કરે તે સારા માટે. એ આશા ફળીભૂત ન થઈ તો એથી પણ વધારે સારી આશા તારા માટે તૈયાર છે. શક્તિ, તારો સીતારો બુલંદ છે, તારૂં ભાગ્ય બળવાન છે. તારા લલાટમાં એવા સાધારણ મનુષ્યના પ્રેમભોક્તા બનવાને બદલે કંઈ ઓર મોજ મજાહ ભોગવવાનું લખાયું છે. સુલતાનના શાહજાદાસાહેબે તને જોઈ છે. તારા મોહબાણથી તેનું ચિત્ત વિંધાયું છે. તારા સૌંદર્યથી તે દિવાનો બન્યો છે. તું તેની બેગમ બને એજ તેની ઇચ્છા અને અભિલાષા છે, અને તેના પ્રેમનો પેગામ પહોંચાડવાને આ સેવક અહીં હાજર થયો છે."

અત્યાર સુધી શક્તિ ફકીરના કથનનું ગૂઢ રહસ્ય સમજી શક્તી નહોતી. તેનું મસ્તક ગણેશદેવના વિચારથીજ ઘેરાયલું હોવાથી ફકીર કોઈ અન્ય મનુષ્યની વાત કરે છે એવો તેને ખ્યાલ સુદ્ધાં આવ્યો નહોતો. તેથીજ તેની ભવિષ્યવાણી ઉપર વિશ્વાસ રાખતાં તે ડરતી હતી. પરંતુ હવે તેને સ્પષ્ટ સમજાયું કે તે ફકીરના કથનનો નાયક તો કોઇ બીજોજ છે !

હવે શંકા લાવવા જેવું કાંઇ નહોતું ! તે કલ્પનાસૃષ્ટિમાં વિહાર કરવા લાગી. તેણે પોતાના ચરણમાં રાજ્ય આવી પડેલું જોયું, બંગાળ દેશની પ્રજા પોતાની સામે હાથ જોડીને ઉભેલી જોઇ. તેણે જોયું કે હવે તે જગતના તિરસ્કારને પાત્ર થયેલી, હડધુત બનેલી, દીનાજપુરના રાજાએ તરછોડી કાઢેલી અને તેની રાજમાતાના અપમાનનો ભોગ બનેલી બેનોવરીલાલની પુત્રી નહોતી, પરંતુ પોતાનો તિરસ્કાર કરનારાઓના નશીબની અધિકારીણી બનેલી હતી. સુલ્તાના બનવાની આકાંક્ષા કરતાં આ વિચારથી તેનું હૃદય વધારે ખીલ્યું. બાલ્યાવસ્થાથી બે મહત્વાકાંક્ષા શક્તિના મનોરાજ્યમાં નિવાસ કરી રહી હતી. એક તો રાજકુમાર માટેનો પ્રેમ અને બીજી મોટી માલ મીલકત–વાડી વજીફાની અભિલાષા ! આ બંને મહત્વાકાંક્ષા તેણે જીવની પેઠે હૃદયમાં સાચવીને–પાળી પોષીને સજીવન રાખી હતી. તે બેમાંથી

એક મહત્વાકાંક્ષાનું આજેજ નિર્દયતાથી છેદન થયું હતું. એ અભિલાષા હંમેશને માટે તેની પાસેથી છીનવી લેવામાં આવી હતી. ગણેશદેવ હવે તેનો નહોતો. શક્તિએ તેને ગુમાવ્યો હતો અને પુનઃ પ્રાપ્ત થાય તેવી આશાનું નામ નિશાન નહોતું. પરંતુ જે સત્તા સન્માન સહિત તેના ચરણમાં ધરવામાં આવી હતી તે સત્તાનો હવે સ્વીકાર કરવો કે નહિ તેની ભાંજગડ તેના મનમાં ચાલી. ચિત્ત ચકડોળે ચડયું. અવિરી બનવાનું તેણે સાહસ કર્યું નહિ. તે ખુબ વિચાર કરીને બોલી, "તે મુસલમાન છે, હું હિંદુ છું."

શક્તિના આ ટુંકા પ્રત્યુતરમાં લાંબુ રહસ્ય સમાયું હતું. ફકીર સમયસુચકતા વાપરીને અદ્વૈત સિદ્ધાંતના વાકયો બોલ્યો, "એજ દ્રષ્ટિરાગ છે. ખુદા એકજ છે. હિંદુ અને મુસલમાન સર્વ કોઇ તેને જગતકર્તા તરીકે ભજે છે. એ પાક પરવરદિગારની દ્રષ્ટિમાં હિંદુ અને મુસલમાન એવો ભેદ નથી. તેને તો સર્વ સમાનજ છે. તફાવત એટલોજ કે જૂદા જૂદા નામથી અને ભિન્ન ભિન્ન સ્વરૂપે તે પૂજાય છે. માત્ર આટલાજ કારણથી કોઇનો ત્યાગ કરવો એ તો મોટામાં મોટું પાપ ગણાય. આનું નામજ ધર્માંધતા!"

શક્તિનું લક્ષ તેના વચનો તરફ નહોતું. હજી પણ તેના મનમાં ગણેશદેવની પ્રેમમૂર્તિ રમી રહી હતી. તેના વગર રાજપાટ સત્તા અને સાયબી એ સર્વ શા કામનાં? તેનો અંતરાત્મા કંઇ ભેદી સાક્ષી પુરતો હોય—કંઇ પ્રેરણા કરતો હોય તેમ મંદસ્વરે તેના મુખમાંથી વચનો નીકળ્યાં.

"ગણેશદેવ! મારે તો ગણેશદેવનું કામ છે."
"તે કદિ પણ તારો નહિ બને!"
"એટલે? શું કદિ નહિ?"
"નહિ, કદાપિ નહિ! કોઈ કાળે નહિ!"

"શું તમે તે ખાત્રીપૂર્વક જાણો છો ?"

"ગણેશદેવ કદિ પણ તારૂં પાણીગ્રહણ કરનાર નથી. હવે તારી ઇચ્છા પડે તેમ કર. આખી સલ્તનત તારે માટે તૈયાર છે. તું સમગ્ર બંગદેશની અધિષ્ટાત્રી સુલ્તાના બનીશ કે......"

ફકીરનું વાકય પુરૂં થાય તે પહેલાંજ શક્તિ જમીન ઉપરથી ઉઠી ઉભી થઇ. તેણે પોતાનું શરીર ફેરવ્યું અને વચમાંજ બોલી, "બસ, હું વધારે સાંભળવા માગતી નથી. હવે મારે અહીંથી જવું જોઇએ. આવતી કાલે હું મારો વિચાર જણાવીશ."



# પ્રકરણ ૧૩ મું.

## અસાર સંસાર !

**न जाने संसारः किममृतमयः किं विषमयः**

**'નથી સમજાતું કે આ સંસાર અમૃતથી ભરેલો છે કે વિષથી ?'**

ફકીરને વિચાર કરતો મુકીને શક્તિ અરણ્યમાં આગળ વધી. ચોમેર ભયના ભયંકર ભણકારા વાગતા હતા. ગાઢ અંધકારમાં ચાલતાં દૂરથી ભૂતપિશાચોની પ્રતિમા સ્વરૂપ છાયાઓ તેના સામે ધસી આવતી હોય, તેની પાછળ પાછળ પણ ચાલી આવતી હોય, ચોમેરથી તેને ઘેરી લેવા યત્ન કરતી હોય તેવો તેને ભાસ થતો હતો; અને ફકીરે ઉચ્ચારેલા શબ્દો શક્તિની મશ્કરી કરવા માટેજ કોઈ છૂપી શક્તિઓ અટ્ટહાસ્ય કરી ઘોર ગર્જનાથી ઉચ્ચારી રહી હોય તેમ તેને લાગ્યું. તેના કાન સાથે પવનના સુસવાટમાં પણ એજ શબ્દો સંભળાતા હતા, "તે કદિ પણ તારો નહિ થાય-કદાપી નહિ, કોઇ કાળે નહિ !"

દ્રઢહૃદયા શક્તિ ધ્રુજી. તેનું હૃદય વેગથી ધબકવા લાગ્યું. તેના પગ ત્વરા કરવા લાગ્યા. દોડવાનો યત્ન કરતી હોય તેમ ઉતાવળથી તે ચાલી. વૃક્ષઘટાની ડાળીઓમાંથી દૂરથી દીવા જેવો કંઇ પ્રકાશ આવતો હતો તે તરફ તેણે ચાલવા માંડ્યું.

અરણ્યને સીમાડે જીર્ણ પડુંપડું થઈ રહેલું એક પુરાણું દેવાલય હતું. દેવી કાલિકા એ મંદિરમાં વિરાજતાં હતાં.

શક્તિ ત્યાં આવી. મુખદ્વારનો સ્પર્શ કર્યો. દ્વાર વાસેલું ન હોવાથી હાથનો ધક્કો લાગતાં જ તે ઉઘડી ગયું. શક્તિએ મંદિરમાં પ્રવેશ કર્યો. પ્રથમજ એક મોટો ખંડ હતો. અહીં દેવસ્થાન ન્હોતું. આખા ખંડમાં કોડીઆમાં બળતા ઝાંખા દીવાના મંદ પ્રકાશમાં

મૃગચર્મ ઉપર આસન વાળીને બેઠેલી એક સ્ત્રી માત્ર નજરે પડતી હતી. તેણે અંગ ઉપર ભગવાં વસ્ત્રો ધારણ કર્યાં હતાં. તેના મુખ ઉપર શાન્તિ અને ભક્તિભાવની પ્રતિભા ચમકતી હતી. કાલિકાના મંદિરની એ સેવિકા-પૂજારણ હતી.

શક્તિને જોતાંજ નરમાશ ભરેલાં વચનોથી ઠપકો આપતાં તે બોલી, "બેટા, તારે લીધે મારો જીવ ક્યારનો ચિંતાતુર-તલપાપડ બન્યો છે. અત્યાર સુધી ક્યાં હતી બાપુ? તું આટલી બધી અનિયમિત હઇશ એવી મને ખબર નહિ, નહિ તો તને અહીં રાખતજ શું કરવા?"

શક્તિના પિતાએ આ મંદિરમાંજ દેહત્યાગ કર્યો હતો. મૃત્યુશૈયા ઉપર તેણે આ યોગિનીને પ્રાર્થના કરી હતી કે શક્તિની સંભાળ રાખી તેનું પુત્રીતુલ્ય પાલન કરવું. મૃત્યુ સમયની આ માગણીનો યોગિનીએ સ્વીકાર કર્યો હતો. શક્તિ પોતાનું જીવન આ યોગિનીના આશ્રયમાંજ ગાળતી હતી.

શક્તિ મુંગે મોઢે સાંભળી રહી. દોષનું નિવારણ કરવા કે પોતાનો બચાવ કરવાનો તેણે કંઈ યત્નજ કર્યો નહિ. ટુંકામાંજ તેણે પતાવ્યું, "રાજકુમાર અહીં આવ્યા હતા."

આટલું બધું મોડું થવાનું કારણ યોગિની સમજી ગઇ. રાજકુમાર કોણ હશે તે પણ તેના ખ્યાલમાં આવ્યું. છતાં તે અજાણી બની, "એ રાજકુમાર કોણ છે વળી?"

"મારી બાલ્યાવસ્થાનો સખા ગણેશદેવ, દીનાજપુરનો રાણો!" શક્તિએ સ્પષ્ટ જણાવ્યું.

"દીનાજપુરના રાણા તો સૂર્યદેવ હતા. શું તે કૈલાસવાસી થયા છે?"

હા પાડતી હોય તેમ શક્તિએ માથું નમાવ્યું.

" પ્રભુ, તેમના આત્માને શાંતિ આપો ! ૐ ! " મનમાંજ કંઈ ગણુગણુતાં યોગિની ધ્યાનસ્થ બની.

તેના ધ્યાનમાં વિઘ્ન નાંખતાં **શક્તિએ** પ્રશ્ન કર્યો, " માતા, તમે તેમને ઓળખતાં હતાં ? "

યોગિની મૌન રહી. થોડીવારે તે બોલી, ' બેટા, તું હવે નાની બાલિકા નથી. હવે તો તું ઉમ્મર લાયક સ્ત્રી બની છે. રાજકુમાર તારી બાલ્યાવસ્થાનો સંખા હોય તો હવે તેને મળવું કે તેની સાથે વાતચીતનો વ્યવહાર રાખવો તે યોગ્ય ન કહેવાય. "

" અમે તો પરણેલાં છીએ. "

" પરણેલાં ! આશ્ચર્ય ! ત્હારા પિતાએ તો કોઇ વખત મને એ વાત કહીજ નથી. "

" મ્હારા પિતાશ્રી આ વાત જાણુતા ન્હોતા. અમારાં ગાંધર્વ-લગ્ન થયાં હતાં. "

" એટલે ? એ કેવી રીતે ? "

**શક્તિએ** પોતાની વીતક કથા અથેતિ કહી સંભળાવી. સરોવર તીરે આવેલા ઉપવનમાં વસંતવિહાર કરતાં બાળ સ્વભાવની રમતની ધુનમાં કુમારે તેને પુષ્પમાળા પહેરાવી હતી અને રાણીનું પદ આપ્યું હતું એ સર્વ વાત નિવેદન કરી. યોગિનીનું હૃદય ભેદાયું. **શક્તિના** ભોળા સ્વભાવ ઉપર હાસ્ય ઉપજ્યું. " ભોળી બાળા ! ત્હારા તરંગોને માટે તને શું દોષ દેવો ? કારણ આ અખિલ વિશ્વ એક પ્રકારની રંગભૂમિજ છે. સર્વ શક્તિમાન શ્રી કૃષ્ણ પરમાત્મા પણ અનેક લીલાઓ કરે છે. તું તો ભોળી, અજ્ઞાન, નિર્દોષ બાળા છે. જગતના અટપટા માર્ગોનો તને અનુભવ નથી. બાળવિનોદના પ્રસંગને તું સત્ય માની બેસે તેમાં શું નવાઇ ? વારૂ, પણ રાજકુમાર આ બાબતમાં શું કહે છે ? બાલ્યાવસ્થાની રમતની રાણીને તે પોતાની અર્ધાંગના તરીકે સ્વીકારવા અત્યારે તત્પર છે ? "

દુર્ભાગી બાળા ! તેનું હૃદય વાંચનાર જગતમાં કોઇ ન્હોતું ? યોગિની પણ ગણેશ તેનો પતિ અને એ બાબતમાં શંકાશીલ હતી. આજની સંધ્યા સમયનો પ્રસંગ તો હજી યોગિનીથી તદ્દન અજાણ્યો હતો. ત્યારે શું શક્તિ માટે હવે આશાનું એકે કિરણ જ્વલંત ન્હોતું ? શું કોઇ પણ મનુષ્ય તેને ગણેશની પત્ની તરીકે સ્વીકારવા તત્પર નહોતું ? પ્રત્યેક દિશામાંથી તે નિર્દય–નિષ્ઠુર વચનો–' નહિ, તે કદિ ત્હારો નહિ થાય, કદાપિ નહિ, કોઇ કાળે નહિ ' એજ પડઘા પડતા હતા, આ શબ્દો પિશાચની માફક શક્તિના શિરમાં ભરાયા હતા અને તેને ગાંડી ઘેલી બનાવી મુકતા હતા. નિરાશાના સખ્ત સપાટાથી તેના સ્વભાવની નાજુક લાગણીઓ ઝ્હેર મારી ગઇ અને માથું ઉંચકીને તે બોલી; "અરે, અર્ધાંગના તરીકે મ્હારો સ્વીકાર નહિ કરે તો હું તેને ખુવાર કરીશ."

હમણાંજ–થોડા સમય પહેલાંજ ફકીરના મુખમાંથી આ શબ્દો નીકળતાં શક્તિનું હૃદય કંપ્યું હતું. અત્યારે એની એ શક્તિ હતી અને સ્વમુખે એ શબ્દો ઉચ્ચારતાં પણ તેને સંકોચ થયો નહિ. હૃદયમાં ઉપજેલા આવેશનું સંયમન કરવા માટે તે જરાવાર મૌન રહી. ચિત્ત શાન્ત થતાં તે બોલી, " દેવી ! માતા ! હું આપને સર્વ વૃત્તાંત જણાવું છું–આપની પાસે મ્હારૂં અંતર ખોલું છું. હું તિરસ્કાર પામી છું. મ્હારો ત્યાગ થયો છે. હવે મને વૈર સિવાય બીજી કંઈ અપેક્ષા નથી. મને તો ગણેશદેવ જોઇએ છે, તે મ્હારે પગે પડે એજ હું ઇચ્છું છું. જો તે મને નહિ મળે તો પછી—"

" શાન્ત બેટા, શાન્ત. સ્ત્રી જાતીને વૈરની વાત શોભે નહિ ! આ અસાર સંસારમાં માનવીની પ્રત્યેક અભિલાષાઓ તૃપ્ત બની એમ કદી સાંભળ્યું છે ? શું એકલા હાથે આ પૃથ્વીને ઉથલપાથલ કરવા તું શક્તિમાન છે ? ત્હારા જન્મ પહેલાં જગન્નિયંતાએ તને એવો લેખ લખી આપ્યો છે કે ત્હારા માર્ગમાં આવનાર પ્રત્યેક અવરોધ દૂર થઇ જાય ?

ત્હારા જીવનરૂપી ગુલાબપુષ્પમાં કોઇ પ્રકારના કંટક ન જ હોય ? બાળા ! ત્હારો ક્રોધાવેશ વ્યર્થ છે. બાળરમતનાં લગ્ન રાજકુમારને જીવનભર ત્હારી સાથે બંધનમાં રાખતાં નથી. એતો માત્ર બે ઘડીની રમત હતી. શું તેથી સત્ય જીવનમાં તે તને અર્ધાંગના બનાવવાને બંધાયલો છે ! બીલકુલ નહિ. જગતમાં જેઓ દુઃખી થાય છે તે પોતાના ગુણદોષથીજ ! મનુષ્યનું કર્મ તેને દુઃખી કે સુખી બનાવે છે. સુખદુઃખ એ કર્મનાંજ ફળ છે ! તેની દ્રષ્ટિમાં તું રંક લાગતી હઇશ. કહે, એક રંક ભીખારીને એવી મહત્વાકાંક્ષા રાખવાનો કંઇ હક છે ? સત્ય માનજે કે તેણે અન્યાય કર્યો નથી. જરા ઉંડો વિચાર કરીને જૂએ તો તને જણાશે કે તું તેના ઉપર તદ્દન ખોટો–ગેરવ્યાજબી દાવો કરે છે."

"ગેરવ્યાજબી દાવો ?" તેજ શબ્દો ભાર દઇને તે બોલી અને અભિમાનના આવેશમાં પોતાનું મસ્તક ઉંચું કર્યું. "મ્હારો હક્ક પ્રથમ પંક્તિનો છે. પ્રેમનો–હૃદયસમર્પણનો મ્હારો હક્ક છે. દાતારની ઉદાર દયા ઉપર વિશ્વાસ રાખીને આંગણે કોઈ ભિક્ષુક આવે અને તેને નિરાશ કરી હાંકી કાઢવામાં આવે એ તો મહાન પાપ ! ત્યારે જે સ્ત્રી પોતાનું તન, મન અને જીવન સર્વસ્વ સમર્પણ કરતી હોય તેનો ત્યાગ કરવો એ પાપ ન ગણાય કે ? માતા આપ કહો છો કે જગતના અન્ય મનુષ્યોની પેઠે સત્યાસત્ય પારખવાની શક્તિ મ્હારામાં નથી, પરંતુ અંતરાત્માની પ્રેરણા તો હું જાણું છું. પ્રભુના આદેશ જેને મ્હારો અંતરાત્મા અનુકૂળ છે તેને પણ હું જાણું છું, અને નિરંજન પ્રભુની દ્રષ્ટિમાં ન્યાય અન્યાય શું છે તે સર્વ હું સારી રીતે જાણું છું. જેણે મ્હારો વિશ્વાસ ભંગ કર્યો છે તેણે પ્રભુના ન્યાયનું ખંડન કર્યું છે, મનુષ્યત્વને કલંક લગાડયું છે ને હૃદય ધર્મનું છેદન કર્યું છે, અને પ્રેમ પરત્વે જે મહાન ગંભીર કર્ત્તવ્ય રહ્યું છે તેનો સંહાર કર્યો છે; અર્થાત તે પ્રેમદ્રોહી, પ્રભુદ્રોહી, મહાપાપી, મહા અધમ છે !"

"બેટા! તું ખોટી જીદ કરે છે! 'હૃદયને રૂચે તે ધર્મ' એ વાતની હું વિરૂદ્ધ જતી નથી. પરંતુ બેટા, એટલું પણ ત્હારે લક્ષમાં રાખવાનું છે કે તેની પણ હદ હોવી જોઇએ. અંતરના પ્રેમધર્મમાં ઉભય પક્ષનો સમાવેશ થાય છે, અને ત્હારો પ્રેમ એકલો પડી જતો હોય–જેના ઉપર તે પ્રેમ ઢોળાયો છે તેના તરફથી તે પ્રેમનો પ્રતિ-ધ્વનિ ન થતો હોય તો ત્હારો દાવો લુલો થઇ પડે છે, ત્હારો સિદ્ધાંત ઉડી જાય છે. અલબત જો બંને પરસ્પર વ્હાલાં હોય અને તેમાંથી એક વ્યક્તિ વિશ્વાસભંગ કરે, તો પછી હૃદયનો પવિત્ર ધર્મ–વિશ્વાસ–કર્ત્તવ્ય એ સર્વનો ભંગ થયેલો સિદ્ધ ગણાય. આથી પણ એક વિશેષ બાબત તને કહું. ધાર કે કોઈ પુરૂષ ઢોંગી બનીને લાલસા ઉપજાવે તેવાં કૃત્યોથી કોઇ સ્ત્રીના મનમાં ખોટી આશાઓની પ્રેરણા કરે તો તે સ્ત્રીના શાપનો અધિકારી બને, ખરેખર તે વિશ્વાસઘાતી પુરૂષ કહેવાય. બાળા, ત્હારા તરંગોને તું હદ બહાર ન દોડાવ. માત્ર બાલ્ય-રમતની ચેષ્ટાથી તે ત્હારી સાથે પ્રેમગ્રંથીથી બંધાયલો છે એવો ખોટો ખ્યાલ ન કર. એક પક્ષીય પ્રેમ કોઇ પણ પ્રકારનો દાવો કરી શકે નહિ. હા, તે નમ્રતાથી કૃપાની યાચના કરી શકે. જો માગણી ન્યાયી હોય તો હક્ક પણ વ્યાજબી ગણાય. પરંતુ જ્યારે કોઈ ગેરવ્યાજબી હક્ક ઉઠાવે ત્યારે તો તેનો અસ્વીકાર થાય તેથી કોઇએ તેનો શોક સંતાપ કરવો ન જોઇએ."

"દેવી! એ પ્રેમ મ્હારા એકલાનો જ હોય તો તે મને વ્હાલો હોય તેવું વર્ત્તન શા માટે રાખતો હતો? મ્હારા પ્રત્યે તેના હૃદયમાં પ્રેમ ન્હોતો તો મ્હારા કંઠમાં પુષ્પમાળા નાખીને મને રાણી શા માટે બનાવી?"

"એતો માત્ર બાલ્યક્રીડા હતી. એક બાળકે માત્ર રમતની ધુનમાં કરેલા કૃત્યને પુખ્ત વયના પુરૂષના કૃત્ય જેવી મહત્તા કેમ આપી શકાય?"

" હું પણ એ વખતે બાળવયની ન્હોતી ? છતાં હુંતો તેને ચાહતી અને હજી પણ ચાહું છું. માત્ર તે જ બાળક બનીને છુટી જાય કેમ ? "

" શાન્ત, બેટા, શાન્ત થા, સ્વસ્થ બની હું કહું છું તે સાંભળ. ત્હારા વિચારો ઉમદા છે, પરંતુ સંસાર અસાર છે. ઘણુંખરૂં પુરૂષનો પ્રેમ એ યુવાવસ્થાનો આવેશ છે. તુંજ કહે છે કે પ્રેમવૃક્ષનું બીજારોપણ થયા પછી તું તેને કોઇ દિવસ મળી નથી. ત્હારા પ્રત્યેના તેનઃ પ્રેમને પોષવાનો પ્રસંગજ મળ્યો નથી. બીજને પરસ્પરના પ્રેમ-સિંચનથી પોષણ મળી એ વૃક્ષ ફાલ્યું હોય તો તેના ફળની આશા રહે કેની ? એ પણ ઠીક. બીજી વાત તો એ છે કે પતિ પોતાની પત્નીની પસંદગી કરે તેવી રીતે તેણે તને પત્ની તરીકે પસંદ પણ કરી નથી. જગતની કે માનવકર્ત્તવ્યની દ્રષ્ટિએ જોતાં તેણે તને કોઇ રીતે અન્યાય કર્યો નથી. તું સ્વસ્થ બનીને શાંત ચિત્તે વિચાર કરીશ તો એ વાત તને બરાબર સમજાશે. "

" નહિ નહિ માતા, આપની આ માન્યતા ખોટી છે. અરે આજે પણ તેના પ્રત્યેક શબ્દમાં, પ્રત્યેક દ્રષ્ટિપાતમાં, તેના અંતરમાં છુપાયલો પ્રેમ પ્રકાશીત થાય છે. વાંધો માત્ર એટલોજ છે કે તે ભીરૂ છે. પોતાની માતાનો કોપ વ્હોરી લેતાં તે ડરે છે, અને તેથીજ પોતાના મનમંદિરની મોહિનીનો તે ત્યાગ કરે છે. હડહડતા જૂઠા કલંક ઉપર—જગતની અસત્ય નિંદા ઉપર તે લક્ષ આપે છે. બેનોવરીલાલની બ્હેને પોતાના કુળનું નામ બોળ્યું ? ઓ પાપિણી ! કર્કશા ! તારાં વચનો તદ્દન જૂઠાં છે ! પ્રભુ કરશે તો એવો પણ સમય આવશે કે જ્યારે તારા સંતાનને બેનોવરીલાલની પુત્રીના ચરણમાં મસ્તક નમાવવું પડશે ! આ મારો દારૂણ શ્રાપ છે, તારા પાપકર્મનો બદલો પ્રભુ તને આપશે ! "

# પ્રકરણ ૧૪ મું.

## યોગિનીનો ઉપદેશ—કર્મનાં ફળ !

**नाभुक्तं क्षयते कर्म कल्प कोटी शतैरपि**
**अवश्यमेवं भोक्तव्यं कृतं कर्म शुभाशुभं ॥**

શુભ કે અશુભ કર્મ અવશ્ય ભોગવવું પડે છે. કોટી શતક વિત્યાં છતાં, ભોગવ્યા વિના કર્મનો ક્ષય થતો નથી.

શક્તિનો કોપાવેશ સીમાનું ઉલ્લંઘન કરી ગયો હતો. ઉશ્કેરાયલી મુગ્ધા આવેશમાં પોતાનું ભાન ભુલી ગઈ હતી. તેનું હૃદય જોરમાં ધબકારા મારવા લાગ્યું, તેને શ્વાસ ચડી આવ્યો. શ્વાસ લેવાને, મુંઝાયલા અકળાયલા જીવને શાંન્તિ આપવાને તે શાંત બની–શાંત થવાની તેને ફરજ પડી.

આટલા સમય સુધી યોગિની શાંતચિત્તે સાંભળ્યા કરતી હતી. શક્તિને સ્વસ્થ જોઈ તે બોલી, "બેટા ! કર્મને માથે આટલો બધો દોષ ન મૂક, પરંતુ સૃષ્ટિનિર્માણમાં પ્રભુનો હાથ છે એ બાબત લક્ષમાં રાખ ! તે આપણને દુઃખ આપે તે પણ આપણા હિતને માટેજ. કહેવાય છે કે, 'પ્રભુ જે કરે તે સારા માટે !' કદાચ કુમાર તને ચ્હાતો હોય છતાં તારો તિરસ્કાર થતો હોય તો તે ન્યાય અને ધર્મના આદેશને આધિન થાય છે એમજ સમજવું. તારા સુખની સાથે તેણે પોતાના સુખનો ભોગ આપ્યો છે. તને ચ્હાતો હોવા છતાં તેને તારો ત્યાગ કરવો પડે છે તો પછી હવે જીવનમાં તેને શું આનંદ મળવાનો છે ? તે પુરૂષ ઉપર વૈર વાળવાનો વિચાર ન કર, પરંતુ તેના તરફ માનભરી દ્રષ્ટિથી જો અને તેના ભલાને માટે પ્રાર્થના કર. આદિ પુરૂષ જગદાત્મા શ્રી રામચંદ્રજીએ કેવો માર્ગ ગ્રહણ કર્યો હતો તેજ વિચારી જો ને ? ગણેશદેવ તને પરણત તો

પોતાના કુળને કલંકિત બનાવવાનો તેને ભય હતો, તેથી તેણે તારો ત્યાગ કર્યો, અને તેણે તેમાં ડહાપણુજ વાપર્યું છે."

યોગિનીનાં વચનોની ઉપેક્ષા કરતી હોય તેવું તિરસ્કારમય હાસ્ય કરી તે બોલી, "પુરૂષ માટે પ્રેમ કરતાં બીજો કયો બળવત્તર ધર્મ છે? ભગવાન રામચંદ્રે સીતાનો પોતાના ગૃહમાંથી ત્યાગ કર્યો તેમાં તેમની શી મહત્તા જણાઇ? તેમની પ્રજાએ તે કાર્ય માટે તેમની પ્રશંસા કરી, તેઓનો તેમના તરફનો પૂજ્યભાવ વધ્યો, પરંતુ સીતાએ કેવી દુઃખમય લાગણીઓ અનુભવી હશે–તેને શું વિત્યું હશે તે તો માત્ર સ્ત્રીનું હૃદયજ જાણી શકે. કોઇપણ સ્ત્રી રામના એ કાર્યને ઉત્કૃષ્ટ નહિં કહે! જનસમાજ તેમનાં ગમે તેવાં વખાણ કરે પરંતુ તેમના એ કૃત્યથી–તેમના એ અન્યાયી આચરણથી તેમનું નામ તો હંમેશને માટે કલંકિત બન્યું છે."

ક્ષણભર વિચારમાં પડી પુનઃ તે બોલવા લાગી, "સીતાદેવી તેમના પત્ની હતાં, તેવીજ રીતે પ્રજા પણ હતાં. પ્રજા જેટલોજ હક્ક સીતાને પણ હતો. રામ જાણતા હતા કે સીતા નિષ્કલંક–પવિત્ર છે, છતાં પણ પ્રજાની નિંદાના ભયથી તેમણે તેનો ત્યાગ કર્યો. તેમનું આ કાર્ય શું ધર્મપરાયણ ગણાય? એક રાજા તરીકે–ન્યાયી પુરૂષ તરીકે–પ્રેમી પતિ તરીકે તેઓ આ બાબતમાં તો કર્તવ્યવિમુખ બન્યા છે, મનુષ્ય અને દેવો બંનેની દ્રષ્ટિએ તેઓ પાપભોક્તા થયા છે!"

"પરંતુ............"

"નહિ, માતાજી, નહિ, 'પણ' શબ્દ મને જોઇતોજ નથી. જે સ્ત્રીએ પોતાનું જીવનસર્વસ્વ અર્પણ કર્યું છે–જેનો તે હજી પણ વિવાહિત પતિ છે–તે સ્ત્રીનો તે એક અધમ લોકનિંદાથી વ્હેમાઇ જઇને ત્યાગ કરે છે! પ્રેમ, હૃદય, ભક્તિ, વફાદારી અરે મારૂં જીવન સર્વસ્વ મેં તેને અર્પણ કર્યું છે, અને કુમાર તે સર્વને વજ્ર છાતીનો બનીને નિર્દય રીતે લાત મારી હવામાં ફેંકી દે છે, ધુળમાં

મિલાવી દે છે; છતાં તમે કહો છો કે અંતર્યામીની દ્રષ્ટિએ તે પાપાચરણ કરતો નથી. અરે તે પોતાના અને મારા બંનેના આત્માને દુઃખવે છે અને પાપી બને છે. આમ હોવા છતાં તમે વળી તેના તરફ સન્માનની દ્રષ્ટિએ જોવાનો ઉપદેશ કરો છો ! તે પણ બહુ સારૂં ! તે બીરૂ છે, અધમ છે, અન્યાયી છે, પાપી છે ! તેઓ કહે છે કે મારા કુળના એક મનુષ્યે પોતાના નામને કલંકિત કર્યું છે. અને તે મનુષ્ય બીજું કોઇ નહિ પરંતુ મારાં પવિત્રાચરણી ફોઇ ! તેઓ તો કૈલાસવાસી બન્યાં છે અને તેમની હાજરીથી સ્વર્ગ પણ પોતાને અતિપવિત્ર ગણી ભાગ્યશાળી બન્યું છે. તદ્દન ખોટું આળ ! હડહડતું જુઠાણું ! કેવળ અશક્ય ! ”

શક્તિના ક્રોધ પરિપૂર્ણ વચનોનો ઉન્નત સ્વર શાંત રજનીની શાંતિને દુષિત કરવા લાગ્યો. પરંતુ પુનઃ ક્રોધનો ઉભરો બેસી ગયો. બાળા શાંત બની.

યોગિનીનું ચિત્ત તો સ્વસ્થ–શાંતજ હતું. તે તો આગળની પેઠે સ્વસ્થતાથી બોલી, “ બેટા ! શાંત થા. જગતની વાતોથી આટલી બધી ઉશ્કેરાઈ ન જા. સત્ય ઘટના તો માત્ર ઘટઘટવ્યાપી અંતર્યામીજ જાણે છે. તે તારી ફોઈ કોણ હતી તે તું જાણે છે ? જો **શક્તિ**, જો ! તારી પાલક માતા તરફ–આ યોગિની તરીકે ઓળખાતા દેહ તરફ નજર કર. આ કાયા તે કલંકનો ભોગ બનેલી તારી ફોઇજ છે ! ”

અચાનક તોપનો ધડાકો સાંભળી કોઈ મનુષ્ય ચમકી ઉઠે તેમ શક્તિ ચમકી ઉઠી. તેનું લોહી ઉછળવા લાગ્યું. દિગ્મૂઢ બની તે યોગિની તરફ તાકી રહી, તેના મુખમાંથી ઉદ્દગાર નિકળી પડયા, “ શું આ સાચી વાત ? મારાં ફોઈ હજી જીવતાં છે ? ”

“ સત્ય છે બેટા ! તદ્દન સત્ય છે. તારી આ નિર્ભાગી ફોઈ હજી જીવતીજાગતી છે. આ અભાગિનીને સ્વર્ગ મળશે કે કેમ તે તો પરમાત્મા જાણે, પરંતુ અદ્યાપી નર્કનો ખુણો પણ મળ્યો નથી.

પ્રભુ જાણે હજી આ અસાર સંસારમાં કેટલા દિવસો કાઢવા પડશે, શું શું જોવું અને ભોગવવું પડશે."

શક્તિના આશ્ચર્યની અવધિ થઇ. કોઇ જાદુગરના જાદુઈ ખેલ જોતાં પ્રેક્ષક અજાયબ બની જાય, નાટકનું એકાદ તલેસ્માતીક દ્રશ્ય જોતાં નાના બાળકો દિંગ થઈ જાય, કદી પણ ન બનવા જેવો તદ્દન અસંભવિત બનાવ પણ સત્ય બનેલો નજરે દેખાય, ત્યારે મનુષ્યના મનની જેવી અટપટી સ્થિતિ થાય છે તેવીજ સ્થિતિ શક્તિની થઇ. જે યોગિની સાથે પોતે આટલા બધા દિવસોથી જીવન ગાળે છે, જે માતાના વાત્સલ્યથી પોતાનું પરિપાલન કરે છે, તેજ દયાની મૂર્તિ શું પોતાની ફોઇ છે ? ખરેખર પોતાનો પિતા તેને શરણે પોતાને સોંપી ગયો તેનું કારણ પણ એજ હોવું જોઇએ ! યોગિની તરફનો તેનો પૂજ્યભાવ ઉછળી આવ્યો. દીનતાથી તેનાં ચરણો પકડીને તે બોલી, " ફોઈ, માતા સમાન સ્નેહાળ ફોઇ, આપની પણ આવીજ સ્થિતિ? બેનોવરીલાલની બ્હેન અને તે આવા ભગવાં વસ્ત્રોમાં?"

" બેટા ! એ મારા કર્મનો દોષ. સત્ય કહ્યું છે કે 'સુખ દુઃખ કર્મના વ્યવહાર.' મારા જીવનઇતિહાસનાં પૃષ્ઠો અત્યારે હું તારી પાસે ઉકેલું છું. મારા જીવનવૃત્તાંત ઉપરથી તને કંઇ કંઇ શીખવાનું મળશે. અને બેટા ! તેના ઉપરથી તું કંઇક ઉપદેશ લે તે માટેજ મારી કર્મ કથા તને કહી સંભળાવું છું. શક્તિ ! તું અત્યારે જેવા વિચાર કરે છે તેવાજ વિચારો મને તે સમયે આવતા, હું માનતી કે અંતરાત્માનો કાયદો સર્વોત્તમ છે અને એજ ખરો કાયદો છે, મારા મનમંદિરમાં વસેલી રમ્યમૂર્ત્તિ મને પ્રભુ સમાન પૂજ્ય હતી. સકળ જગતમાં સૌંદર્ય, સત્યતા, ભલાઈ, પવિત્રતા વિગેરે જે જે સદ્‌ગુણોનો વાસ છે તે સર્વ ગુણો તેમનામાં ઓતપ્રોત ભરાઇ રહ્યા હોય એવા દૈવી ભાવથી હું તેમનું આરાધન કરતી હતી. તેમનાં વચનો મને મૂર્ત્તિમંત સત્ય જણાતાં હતાં, તેમનાં કાર્યો પવિત્રતાની સાક્ષાત

પ્રતિમારૂપ લાગતાં, તે અન્ય પુરૂષો કરતાં વિરલ જણાતાં, તે સ-ર્વાશે દૈવી પુરૂષ હોય, તદન નિષ્કલંક હોય એમ હું દ્રઢતાથી મા-નતી. પરંતુ દુર્ભાગ્ય મારાં કે એ માન્યતા અસત્ય નિવડી. મેં મારી મૂર્ત્તિને મારા પગ પાસે ચુરેચુરા થઇને પડેલી જોઇ, મારો વિ-શ્વાસ, મારી એકનિષ્ટતા સર્વ વ્યર્થ ગયાં. શકિત ! તે સમયે તારી પેઠે વૈરની ઇચ્છા હું કરત તો તેનું ફળ શું સારૂં મળત ? આ સંસા-રની ઘટમાળ એમજ ચાલ્યા જાય છે. પ્રભુ પોતે માનવ દેહ ધરીને આ સંસારમાં અવતારી બને તો તેને પણ સૃષ્ટિનિયમને અનુસરવું પડે. સૃષ્ટિના નિયમને અનુસરીને હૃદયનો નિયમ બનાવતાં શીખીશ, તો પવિત્રતા અને પ્રતિષ્ઠા સચવાઇ રહેશે, પરંતુ નૈતિક અને સામાજીક કાયદાની વિરૂદ્ધ વર્તન કરવા જઇશ તો તારા હૃદયમાં રાજ્ય કરી રહેલો કાયદો કદી પણ સિદ્ધ થનાર નથી."

"પણ એવો તે એ કેવો કાયદો કે માત્ર સ્ત્રી જાતીને–પવિત્ર, પ્રેમાળ, ભોળા હૃદયની સ્ત્રીનેજ સઘળું સોસવું પડે છે, આનંદ અને શુખ શાન્તિનો ત્યાગ કરવો પડે છે? જેઓ પાપ કરે છે તેઓ–આ ભુમિના યક્ષો પોતાના ઉપર વિશ્વાસ રાખનાર નિર્દોષ પ્રાણીઓના સુખનું છેદન કરીને જીવનમાં ઇચ્છાવિલાસ ભોગવે છે ! તમારી આવી ગતિ થવાનું કારણ હવે મને સ્પષ્ટ સમજાય છે. ગણેશદેવે જેવી મારી સ્થિતિ કરી તેવીજ સ્થિતિ તેના પિતા સૂર્ય દેવે તમારી કરી છે ! આમ હોવા છતાં હજી તમે તેનું શુભ ઇચ્છો છો અને તેના આત્માની શાન્તિ અર્થે પ્રભુની પ્રાર્થના કરો છો ?"

પોતાની ફોઇનાં ઉપદેશવચનો પૂર્ણ થાય તે પહેલાંજ શકિતએ વચમાં માથું માર્યું હતું. તેનાથી વધારે વાર ધીરજ રાખી શકાઇ નહિ. યોગિનીનાં વચનોની વાટ ન જોતાં તે આગળ બોલવા લાગી, " વૈર, એક વખત નહિ પણ હજાર વખત ! ઓ દીનબંધુ ! શું તારો ન્યાય નિદ્રાવશ બન્યો છે ? તેં સ્ત્રીનો સ્વભાવ નમ્ર બનાવ્યો તે શા

માટે ? શું એટલાજ માટે કે પુરૂષો તેને–નિર્બળ અબળાને લત્તાપ્રહાર કરે અને પગતળે કચડી છુંદી નાંખે ?"

"બાળા ! વિધાતાને દોષ ન દે ! કારણ કે જેઓને માટે વિશ્વાધાર દુઃખ નિર્માણ કરે છે તે તેમનું ભલું કરવાને માટેજ. અજ્ઞાન જડવૃત્તીનું જનાવર જ્યારે તેના ઉપર કંઇ જુલ્મ ગુજારવામાં આવે ત્યારે પોતાના જોરનો–પશુબળનો આશ્રય શોધે છે, પરંતુ મનુષ્યને પ્રભુએ કંઈ ઉત્તમ હેતુથી સરજેલા છે. જુલ્મ સહન કરવો છતાં પણ આશિષ આપવી–અપકારના બદલામાં ઉપકાર કરવો એ ખરેખર દિવ્ય છે. જેણે તને દુઃખ આપ્યું છે તેના સુખ માટે પ્રાર્થના કર એટલે તારૂં ઐશ્વર્ય–તારી પ્રભુતા સિદ્ધ થશે. જુલ્મ એ આ જગતનો વારસો છે, પ્રેમ ઇશ્વરના દરબારમાં લઈ જનાર સહાયક છે. તે સ્વર્ગીય દાન છે, દૈવી પ્રસાદી છે. તેની સત્તા મહાન છે, અમાપ છે. તે બીજાનાં દુઃખો આનંદથી સહન કરે છે. દુઃખની તેના ઉપર કંઇ અસર થતી નથી. દુઃખથી તે મંદ પડતો નથી. **પરમકૃપાળુ પરમાત્માએ મનુષ્યોને આપેલી બક્ષીસોમાં સૌથી અમૂલ્ય બક્ષીસ પ્રેમની** છે."

"જેને ક્ષમામાં–સહનશીલતામાં સુખ મળતું હોય તે ભલે સહન કર્યા કરે. જુલ્મ અને અન્યાય મારાથી તો સહન થઇ શકવાનાં નથી."

"બેટા આમ આકળી ન થા ! વેર પણ પ્રભુની વિભુતિ છે. તે સર્વ શક્તિમાન પ્રભુ બદલો લેશે. કાળવશ અજ્ઞાન માનવી સારૂં અને માઠું, સત્ય અને અસત્ય પારખી શકતા નથી. સ્ત્રીના સ્વભાવમાં એકનિષ્ટાનો વાસ છે, અને સત્ય પ્રેમને કદી વેરનો સંકલ્પ થતો નથી. બેટા ! તેં બહુ દુઃખ ભોગવ્યું છે, નિષ્ફળ નિવડેલા પ્રેમના દુઃખની જ્વાલા તારા હૃદયમાં બળ્યા કરે છે એ હું સમજું છું, પરંતુ તું જરા સ્વસ્થ થા. તારા આત્મામાં વસેલી વૈરની ધુનને વશ

કર અને જેણે તને દુઃખ આપ્યું છે તેનું શુભ ઇચ્છવાની વાંચ્છના કર. આવી શાન્તિ મેળવવા યત્ન કર એટલે પછી તને બીજો વિચારજ નહિ આવે."

" જો પરમેશ્વરે મારે માટે આવું નિર્માણ કર્યું હતું તો પછી મારી પ્રકૃતિ પણ એવી બનાવવાની જરૂર હતી, જેથી હું તેને આધિન થઇ શકું. પુષ્પ અને કાંટાઓમાં કેટલો બધો અંતર છે ? જો કે તે બંને એક રોપામાંથી ઉછરેલાં છે અને બંને એકજ કામને માટે-તે ઉત્પાદક રોપાના જીવનને સંપૂર્ણ બનાવવાને માટે નિર્માયાં છે, એકજ પ્રભુએ બંનેને સરજેલાં છે, અને તેની એકજ રચનામાં સારૂં તેમજ માઠું ફળ છે. ગુલાબ પોતાની ખુશબોથી મગજને તર કરે છે, ત્યારે કાંટાઓ દારૂણ દુઃખ આપે છે. જેને જગત ભલા કે સારા કહે છે તેઓ પવિત્રતા અને નીતિના બખ્તરથી પાપની સામે ટક્કર ઝીલે છે, અને જેને જગત ભુંડા કે ખરાબ કહે છે તેઓ જોર જુલમથી અધમ કૃત્યોની સામે થાય છે. પરંતુ નીતિ કે જુલમ બંનેનું એકજ લક્ષ્ય છે, એકજ અંત છે, અને પ્રભુનો ઉદ્દેશ પાર પાડવા માટે બંનેની હસ્તીની જરૂર છે. તમારો જન્મ થયો ત્યારે તમારા લલાટમા એવું લખાયું હશે કે પવિત્રતા અને સત્કર્મોથી તમારે પાપ ઉપર વિજય મેળવવો. પરંતુ હું પાપને પાપથીજ દબાવી દેવા જન્મી છું. મેં પૂર્વજન્મમાં એવાં તે કયાં અઘોર પાપકર્મ કર્યા હશે કે ઇશ્વરે મારૂં કર્મ આવું હીણભાગી બનાવ્યું ? ગમે તેમ હોય પરંતુ મારે તો તેમનો ઉદ્દેશ પાર પાડવો જોઇએ. મને તો વૈર જોઇએ છીએ. જો ગણેશ મારો થાય તો તેના સઘળા દોષો હું ભૂલી જઇશ, નહિતો સાક્ષાત કાળમૂર્તિ આ કાલિકા માતાના સોગન લઇ કહું છું કે........"

યોગિની વચમાંજ બોલી ઉઠી, " બસ, બસ, બેટા, વિચાર કર. કાળી માતા વૈરભાવવાળા મનુષ્યો ઉપર પ્રસન્ન થતા નથી, પરંતુ એ દેવી તો દુષ્કૃત્ય કરનારને દંડ આપનારી છે. જો વૈરને માટેજ

તું દેવતાઓની ઉપાસના કરતી હોય તો તારો પંથ આસુરી છે. શાસ્ત્રો વેર લેવાનો ઉપદેશ આપતાં નથી, હિન્દુ ધર્મ—આર્ય ધર્મ—આપણો સનાતન ધર્મ અત્યંત પવિત્ર અને દિવ્ય છે."

શક્તિના ધૈર્યનો અંત આવ્યો. યોગિનીના ઉપદેશથી તેનું માથું ફરી ગયું. મિજાજમાં તે બોલી, "ફુઈ, જે ધર્મ અન્યાયની શિક્ષાને દૈવી માનતો નથી, જે ધર્મમાં આશાભંગનો બદલો નથી, તે ધર્મ હું સ્વીકારી શકતી નથી. હું હમણાજ દેવી કાલિકા પાસે જાઉં છું. જો તે મારા મનની મુરાદ બર લાવશે—મારી તમામ આશા અભિલાષાઓ તૃપ્ત કરશે, તોજ હું હિન્દુ ધર્મ માન્ય રાખીશ, નહિં તો........" તે જરા વિચારમાં પડી અને બોલી, "નહિં તો હું તેનો સદાને માટે ત્યાગ કરીશ !"



## પ્રકરણ ૧૫ મું.

### કાપાલિકની કપટજાળ.

" પ્રેમ ધર્મની વચ્ચે થઈ ત્રિશંકુ સમાન ગતિ મ્હારી. "

શક્તિ ઉત્તર સાંભળવાને ઉભી ન રહી. તેણે તે ખંડનો ત્યાગ કર્યો. મકાનની પાછળના ભાગમાં મંદિર હતું. વચમાં માત્ર એક ભાંગીતુટી ઈંટની દીવાલનોજ અંતરપટ હતો. ગર્ભાગારમાં સાક્ષાત કાળમૂર્તિ–ભયંકર સ્વરૂપ દેવી કાલિકાની પ્રતિમા હતી. યોગિની પાસેથી નિકળીને શક્તિ એકલી આ મંદિર પાસે આવી. મંદિરના દ્વાર વાસેલાં નહોતાં. શક્તિનો હાથ અડકતાં તે ઉઘડી ગયાં. રાત્રિ બહુ વિતી હતી. ચંદ્ર ક્યારનોએ ક્ષિતિજમાં પેસી ગયો હતો, આકાશમાં ચમકતા તારલાઓ ઉઘાડા બારણામાં આછો પ્રકાશ પાડતા હતા, અને અંધકાર નજરે જોઇ શકાય એટલું અજવાળું માત્ર પૂજા-ગ્રહમાં જણાતું હતું. રાત્રિની શાંતિમાં શિથીલ બની ગયેલો ભય પણ જાગ્રત બની આંટાફેરા મારતો હોય તેમ દેખાતું હતું.

શક્તિ એ અંધકારને ભેદીને ગર્ભાગારમાં આવી અને તારલી-આના તેજથી નજરે પડતા કાલિકાના ભયાનક મુખ તરફ આંખો સ્થીર બનાવી દ્રષ્ટિ આરપાર વિંધવા માંગતી હોય તેમ જોઇ રહી. મૂર્તિની રક્તવર્ણ જીભ વૈર માટે તલસી રહી હોય તેમ તેને જણાયું. તેના કંઠમાં લટકતી ખોપરીઓની અમાનુષી મુણ્ડમાળા નૃત્ય કરતી હોય–મસ્કરી કરતી હોય તેવી કલ્પના થઈ. એ મૃત મ્હોડાંઓ શક્તિ તરફ અટ્ટહાસ્ય કરી રહ્યાં હોય, તેઓની આંખોના પોકળ ઉંડા ઉતરી ગયેલા ખાડાઓ સજીવન બની ધિક્કાર, તિરસ્કાર, ક્રોધ અને કુદરતના અધમ છંદો–હલકામાં હલકા નાદોનું દિગદર્શન કરાવતા હોય એમ

ફાટેલા ડોળે શક્તિને ધુરકાવતા જણાયા. મુણ્ડમાળમાં પરોવેલાં લોહીથી ટપકતાં માથાંઓ શક્તિ તરફ એકી ટસે તાકી રહ્યાં હતાં. શક્તિ જડવત્ બની આ સર્વ જોતી હતી. હવે તો તે માથાંઓએ–તે ખોપરીઓએ હાડપિંજર સ્વરૂપ ધારણ કર્યું અને એક પછી એક કાલિકાના કંઠમાંથી છુટાં પડી જઈ દેવીની આરાધન કરતાં હોય તેમ 'વૈર વૈર' નો ભિષણ ધ્વનિ ગજાવતાં મૂર્તિની આસપાસ નાચવા કુદવા લાગ્યાં, અને વૈરની ધુન મચાવવા લાગ્યાં. શક્તિ આભી બની. આ સર્વ શું પોતાની મશ્કરી કરે છે? કે પોતાના કાર્યને સંમતિ આપતાં પ્રોત્સાહન પ્રેરે છે? ખુદ દેવી પણ પોતાને લોહી રેડવા આજ્ઞા કરતી હોય તેવી તેને ભ્રાંતિ થઈ!

ઝાડની માફક–મૂર્છાવશ મનુષ્યની માફક શક્તિ મૂર્તિ તરફ તાકી રહી. અર્ધઘેલા મનુષ્ય પેઠે તે પોતાનું ભાન ભુલી. ભિષણ ધ્વનિના પડઘા તેની કર્ણેન્દ્રિયમાં પ્રવેશી તેના અંતરાત્માને વલોવી નાંખવા લાગ્યા. જગતનું પણ તેને ભાન ન રહ્યું. પોતાના હૃદયને પ્રેરનાર દૈવીશક્તિ-દેવી કાલિકાજ તેના મનમાં રમી રહી હતી. તેની પ્રેરણાથી પ્રેરાતી હોય તેવી માન્યતાથી, પરંતુ સત્ય જોતાં તો પોતાની ઘેલછામાં તે બોલી ઉઠી, "વૈર બસ વૈર! મને તો વૈર જોઇએ છીએ."

તેનો સ્વર લય પામે–અગાઉ જેવી ચીર શાંતિ પુનઃ સ્થપાય તે પહેલાંજ રાત્રિની ભયંકર શાન્તિનો ભંગ કરનાર અન્ય સ્વર તેના કાને અથડાયો. આ શું? આ એકાંત મંદિરમાં સ્વર શાનો! તે સજ્જડ બની ગઈ. તેનું શરીર થીજી ગયું. જરા પણ હાલવાની તેની હિમ્મત ચાલી નહિ. કર્ણેન્દ્રિય માત્ર પોતાનું કામ કરવા લાગી.

શાન્તિને ભેદ તો અવાજ સંભળાયો, "ત્યારે તેમ થવા દે તારી ઇચ્છાઓ સફળ થશે. તેના ઉપર વિનાશ વરસાવવામાં તુ સાધનભૂત થા!"

શક્તિના ઓષ્ટ ધ્રુજવા લાગ્યા, આંખો ફાટી જવા લાગી, શરીર ઠંડુંઠંડુ થઇ જવા લાગ્યું, અને તેની કાયા કંપી ઉઠી.

તેની દ્રષ્ટિએ વિકરાળ જડ અચેતન મૂર્તિ સિવાય બીજું કંઇ જણાયું નહિ. આંખો ફાડીને તે મૂર્તિ તરફ જોવા લાગી. રક્તવર્ણ જીભ ધ્રુજતી હોય, પોતાની છેવટની શંકાઓને નષ્ટ કરવાને—ભસ્મિભૂત કરવાને ભયંકર આંખોમાંથી અગ્નિનાં કિરણો વરસાવી રહી હોય તેવો તેને આભાસ થયો. શક્તિએ દ્રઢતાપૂર્વક ભયને દબાવી દીધો. ઘેરા સ્વરે તે બોલી, "ઓ દેવી ! માતા કાલિકા ! હું વૈર ઇચ્છું છું, નહિ કે તેનું રક્તપાન! તેના મૃત્યુને હું ઇચ્છતી નથી. જગતમાં જેના ઉપર મારો પ્રેમ હતો તે પ્રેમ છીનવી લેવામાં આવ્યો છે, હું તો તે ખોળું છું. મને તો તેનો પ્રેમ જોઇએ છીએ.મને વરદાન આપો કે તે મારો બને!"

પુનઃ પેલો વિચિત્ર અજ્ઞાત સ્વર સંભળાયો, "તે કદી પણ તારો નહિ થાય, કદાપી નહિ, કોઈ કાળે નહિ!"

શકિતનો મિજાજ ગયો. તેની નસોમાં અગ્નિ સમાન ઉષ્ણ રકત ફરકવા લાગ્યું. બહાદુર રજપૂત બાળામાં ક્ષાત્રતેજ પ્રકટ થયું. ભય તેનાથી દૂર નાસી ગયો. નિડરતાથી આજ્ઞાસૂચક સ્વરે તે બોલી, "કોણ બોલે છે એ? સત્ય કહો! આ સ્વર માતાજીનો ન હોય!"

મૂર્તિના પાછળના ભાગમાંથી એક મનુષ્ય બહાર નિકળી આવ્યો. લાંબા વખત સુધી અંધકારમાં રહેવાને લીધે તારલાના મંદ પ્રકાશમાં મંદિરમાંની વસ્તુઓ શકિત સહેજસાજ જોઈ શકતી હતી. તેણે પોતાની દ્રષ્ટિ સતેજ કરી અને તે મનુષ્યાકૃતિ ઉપર બરાબર નજર તાકી તેને ધારી ધારીને જોવા લાગી. સૂક્ષ્મપણે નિરીક્ષણ કરતાં તેણે જાણ્યું કે તે કાપાલિક* જાતનો કાળીમાતાનો ઉપાસક હતો.

કાપાલિકે સિંદુરીયા રંગની કંથા ધારણ કરી હતી. લલાટમાં

* કાળી માતાને ભયંકર ભોગ આપી પ્રસન્ન કરનાર નિર્દય જાતી.



'તું કોણ છે.'

ચિ.—પ્રો. કલાબ્ધિ. ] **પ્રેમ પ્રભાવ.** [ પૃ. ૧૦૫

કુમકુમનું લેપન કર્યું હતું, અને તેના કંઠમાં મનુષ્યની ખોપરીઓની ભયાનક મુણ્ડમાળ લટકતી હતી. આવા ભયંકર દેખાવના કાપાલિકને જોઇ અરણ્યમાં–ઘોર રાત્રિના સમયમાં–એકાંત મંદિરમાં કોઇ સ્ત્રી તો શું પરંતુ પુરૂષ પણ હેબકાઈ જાય, પણ શકિત બિલકુલ ભય પામી નહિ. તે આ વિચિત્ર વેષધારી કાપાલિક તરફ પળવાર ટગર ટગર જોઇ રહી. પુનઃ આગળ ઉચ્ચારેલો પ્રશ્ન તેણે પૂછ્યો, "તું કોણ છે?"*

"હું માતાજીનો–દેવી ચંડિકાનો સેવક છું. તેમની આજ્ઞાથીજ તેમનું ફરમાન બજાવવાને અહીં આવ્યો છું, તારે માટે તેમનો સંદેશો લાવ્યો છું, અને તેમની પ્રેરણાથીજ હું કહું છું કે, 'તારા નશીબના ઉજ્વળ આકાશને આચ્છાદિત બનાવવાને એક કાળું વાદળું ભમ્યા કરે છે. તારા ભવિષ્યરૂપી ધવલચંદ્રને પોતાની છાયાથી રાહુ ઘેરી લેવા માગે છે. તે રાહુના પંજામાંથી તું મુકત થાય નહિં ત્યાં સુધી તારૂં ભવિષ્ય ભુરૂં છે. તું તારૂં પોતાનું ભલું ઇચ્છતી હોય, જો દેવી કાલિકાની શકિતનો અંશ પણ તારા આત્માને પ્રેરણા કરતો હોય તો એકાગ્રચિત્તથી માતાજીની આરાધના કર અને જે વિશ્વાસઘાતી પુરૂષમાં હજી પણ મૂર્ખતાને લીધે તારો જીવ લાગી રહ્યો છે તેના વિનાશ માટે દેવીની પ્રાર્થના કર! પરંતુ સાંભળ. જો હજી પણ તું તે માણસની કૃપાની યાચના કરતી હોય, જે માણસે તને આશાભંગ બનાવી છે, જેણે સ્ત્રીજાતીની નાજુક લાગણીઓના ચીરેચીરા કરી નાખ્યા છે, જેણે પોતાને જીવન સર્વસ્વ અર્પણ કરનાર સ્ત્રીને રખડતી રઝળતી હાલતમાં તજી દીધી છે, તે બેવફા પુરૂષની કૃપાયાચના કરતી હોય તો માર્ગ મોકળો છે. એમજ હોય તો તું તારે માર્ગે ચાલી જા. અહિં તારૂં કામ નથી. નકામી મૂર્ખતા ભરેલી પ્રાર્થનાઓ કરી કાલિકામાતાજીનું અપમાન ન કર. જા! તે પુરૂષ આગળ

* જુઓ ચિત્ર.

ચાલી જા ! તેને પગે પડ અને ભિક્ષા માંગ ! જો તે પ્રેમ ન આપે તો તેના તિરસ્કારનો સ્વીકાર કર ! તે તને પત્ની તરીકે નહિ સ્વીકારે, પરંતુ તું તેની............"

"બસ ! ચુપ કર ! તારી જીભ વધારે ન લંબાવ !" શકિતની ભ્રકુટી ચડી. તેનું અભિમાન ઉછળી આવ્યું. તેજ સંધ્યાકાળે થયેલું અપમાન સ્મરણમાં તાજું થયું. તેનું હૃદય ડંખાયું, " તું કોણ છે ? સન્યાસી કે શયતાન ? હું હવે તેને ઇચ્છતી નથી, એનો વિચાર આવતાં મારૂં હૃદય હલમલી ઉઠે છે ! "

" તારી ઇચ્છા હોય તો પણ તું તેને મેળવી શકનાર નથી. તે કદી પણ તારો થવાનો નથી. ધર્મપત્ની તરીકે તે તને સ્વીકારનાર નથી. કહે શકિત, હવે કહે કે તું તારી આશાઓનું છેદન કરનારની દાસી બનશે........."

" કે મારી પટરાણી બનશે ?"

આ વળી કોઇ બીજોજ સ્વર હતો. તે ધીરો નમ્ર સ્વર શકિતને કાને પડતાંજ મૂર્તિની પછવાડેથી એક યુવાન બહાર નીકળી આવ્યો. રાત્રિ ધીરેધીરે પસાર થઇ ગઇ હતી, અને અત્યારે ઉષઃકાલ થવા આવ્યો હતો. ઉષાના પ્રથમ દર્શને–પ્રકાશના પ્રથમ કિરણમાં શકિત-એ તે યુવાનને સુલ્તાનના શાહજાદા ગ્યાસુદ્દીન તરીકે ઓળખી લીધો.

શાહજાદો શકિત તરફ વધ્યો, અને તેનો હાથ પોતાના હાથમાં પકડીને બોલ્યો, " અય ખૂબસુરત નાજનીન, બોલ, બોલ, શું તું બંગાળદેશની અધિષ્ટાત્રિ રાણી બનીશ ? તારા વિના અય પરિરૂહ ! તારા વિના આ રાજપાટ અને ધનદોલત સર્વ મને અકારાં થઇ પડયાં છે. "

શકિત ઝંખવાણી પડી ગઈ. તે સંકલ્પવિકલ્પ કરવા લાગી. અત્યારે તે અટપટી સ્થિતિમાં આવી પડી હતી. એક તરફ પ્રેમ, પ્રતિષ્ઠા, સન્માન અને સત્તા તેની સેવામાં ખડા હતા, બીજી તરફ

ધિક્કાર, અવગણના, અપમાન અને તિરસ્કાર તેના તરફ ધુરકી રહ્યા હતા. એક માણસ તેના માટે સર્વ કંઇ અર્પણ કરવાને તત્પર હતો, બીજો માણસ જેને માટે તે પોતાનો જીવ કાઢી આપવાને પણ ખુશી હતી તે માણસ સદાને માટે તેના હાથમાંથી છટકી ગયો હતો, અને તેને પુનઃ મેળવવાની એકે આશા રહી નહોતી. એકાદ હરણની પાછળ શિકારીઓ પડયા હોય અને પ્રાણરક્ષા માટે દોડતું દોડતું તે સમુદ્ર તીરે આવી પહોંચ્યું હોય ત્યારે તે મૃગની જેવી દશા થાય તેવી સ્થિતિ શકિતની થઇ. મૃગ બિચારૂં જો આગળ વધે તો સમુદ્રમાં ડુબી મરવાનો ભય. ત્યાં ઉભું રહે કે પાછળ ફરે તો શિકારીનો ભોગ થઇ પડે. આવી સ્થિતિમાં તે બિચારૂં શું કરી શકે ? ન આગળ વધે, ન ઉભું રહી શકે કે ન પાછળ હઠે. શકિત પણ શું કરવું તેનો નિર્ણય કરી શકી નહિ. બંને તરફ સુખદુઃખ સમાન હતું. તેનું સ્ત્રી હૃદય ખળભળી ઉઠયું. પાષાણ પ્રતિમા માત્ર યાંત્રિક યોજનાથી બોલતી હોય તેમ કંઇ પણ ભાન વગર તેના ફિકા અધરોષ્ટમાંથી અસ્પષ્ટ મંદ શબ્દો નિકળી પડયા, "જહાંપનાહ ! હું આપનીજ છું."

શાહજાદાએ પોતાના કંઠને શોભાવતી અમૂલ્ય નીલમમાળા કાઢી, શકિતના શંખપુઠ સમાન ધવલ કંઠમાં તે આરોપણ કરી, અને સ્મિત હાસ્ય કર્યું.

પરંતુ આ શું ? એ નીલમહારનો સ્પર્શ થતાં નિડર બાળાનું હૃદય નિર્બળ બનતું હોય તેમ જણાયું. તેનું મુખ રૂની પુણી જેવું સફેદ ફિકું પડી ગયું, અને બીડેલા અધરોષ્ટ પવનના ઝપાટાથી કમળની પાંખડીઓ કંપી ઉઠે તેમ ધ્રુજવા લાગ્યા !

## પ્રકરણ ૧૬ મું.

## અવિનાશીની અકળ કળા !

कर्तापि वा कारयितापि नाहं
भोक्तापि वा भोजयितापि नाहम् ॥.
द्रष्टापि वा दर्शयितापि नाहं
सोऽहं स्वयंज्योतिर नीदगात्मा ॥

"હું કર્તા નથી કે કરાવનાર નથી, ભોક્તા નથી કે ભોગવાવનાર નથી, દ્રષ્ટા નથી કે દેખાડનાર નથી, કશા જેવો નહિ એવો સ્વયંજ્યોતિ આત્મા તે હું છું."

**વિવેક ચૂડામણી.**

શકિતને ઉપદેશ આપવાની ધુનમાં યોગિની પોતાના વિચારો આગળ દર્શાવ્યાજ જતી હતી, "દેવતાઓ એવો ધર્મ નથી બતાવતા કે પાપને પાપથીજ દાબી દ્યો—અન્યાયથી ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરો. તેથી તો ઉલટો પાપપૂંજ વધે છે. દુષ્કૃત્યને નિ-વારવાને માટે દુષ્કૃત્યો આદરવાં એ નીતિ નથી. શાસ્ત્રનાં આ સિદ્ધાંતો છે, અને એક આર્યબાળા તરીકે આ સિદ્ધાંતો સ્વીકારવા અને ધર્માનુસાર વર્તવું એ તારૂં પરમ કર્તવ્ય છે."

યોગિની ધ્યાનમુકત થઇ હોય તેમ તેણે પોતાના ચક્ષુઓ ઉઘાડયાં, અને શું આશ્ચર્ય ! તેને જણાયું કે શકિત ત્યાં ન્હોતી ! તે ખંડમાં અંધકાર છવાયો હતો, મંદ મંદ પ્રકાશ આપતો દીપક પણ પવનના સપાટાથી ઓલવાઈ ગયો હતો !

શકિતએ જતી વખતે દ્વાર બંધ કરવાની દરકાર કરી ન્હોતી ! યોગિનીએ ઉઘાડાં બારણામાંથી બહાર નજર કરી. ઉપર આભમાં તારલીઆથી ચમકી રહેલા આકાશે જગત ઉપર પોતાની ચાંદલા

ભાતની ચંદની પાથરી દીધી હતી, ઉત્તર તરફ વૃક્ષઘટાની પાછળ સપ્તઋષિ પુર બહારમાં ભભકી રહ્યા હતા, અને અચળ, દૃઢ, ચિરસ્થાયી જ્યોતિરથ ધ્રુવનો મંદ પ્રકાશ માર્ગદર્શક બની રહ્યો હતો. યોગિની આતુરતાથી આ જોઇ રહી. તે ચકિત બની. પ્રભુની અજબ લીલા, અદ્દભુત કારીગીરી અને ગહનકૃતીનું જાણે પ્રદર્શનજ ભરાયું હોય નહિ? યોગાભ્યાસ વાળા તેના ભાવિક–ભકિતપરાયણ આત્માએ આ ગ્રહમંડળ ઉપરથી કંઇ કંઈ અદ્દભૂત સંદેશા જાણી લીધા, તેનો ભકિતભાવ ઉછળ્યો, તે પ્રભુનાં યશોગાન ગાવા લાગી.

"હે દેવાધિદેવ ! સકળ સૃષ્ટિના કર્તા ! મને તારી અદ્દભૂત લીલાનું સંપૂર્ણ ભાન થવા દે ! અમે આ પાર્થિવ જગત ઉપર વિચરનારાં પ્રાણીઓ કેવાં નિર્બળ છીએ ! શું અમારાં કૃત્યો, અમારા મનોવિકાર અને અમારાં કર્મ ઉપર અમારી કંઈ સત્તા નહિ ? શું પવનના સપાટાથી વિખરાઇ જતા વાદળની પેઠે અમે તારા હાથમાં માત્ર પુતળાં જેવાંજ છીએ કે જેથી બિચારા રખડતા મુસાફરોની માફક આ ભવાબ્ધિમાં અમારે આવવું અને જવું પડે છે, અને તારી ઇચ્છા અનુસારજ પ્રવૃત્તિવાન કે શિથિલ, કર્તવ્યપરાયણ કે વિમુખ. સુખી કે દુઃખી, હસતાં કે રડતાં રહેવું પડે છે? શું સત્કર્મ કે દુષ્કર્મ, લાભ અને હાનિ, આનંદ અને શોક, શ્રીમન્તાઇ અને નિર્ધનતા આ સર્વનો એકજ અંતિમ હેતુ–તારી અપરંગી સૃષ્ટિનું પાલન એજ છે કે? આ સિવાય બીજો હેતુ હોય તો પછી ઓ દયાસાગર ! તેં કર્મ અને કર્તા, ભોજ્ય અને ભોકતા શા માટે નિર્માણ કર્યાં છે ? શા માટે મનુષ્યના નિર્બળ સંકલ્પથી વિષમ જણાય તેવી રીતે તેઓનાં સારાં નરસાં કૃત્યો માટે ફળ રૂપી બદલો કે શિક્ષા રાખેલી છે ? અમારાં કૃત્યો પ્રસરતી હવા સમાન છે. કોઇ ચોકસ આશયથી અમે તે કરતાં નથી, પરંતુ એક વખત તે કાર્યોનો આરંભ કર્યો એટલે તેઓ વિકાસ પામતાં જાય છે અને વૃદ્ધિંગત બની

અમને વ્યાકુળ બનાવે છે. અમારાં કૃત્યોનો અંત કેવો આવશે તેનો અમને ખબરજ પડતી નથી. પિતાનાં પાપકર્મો તેના પુત્રને પણ નડે છે. ત્યારે શું એકના પાપને લીધે બીજાને પણ ભોગવવું પડે? મારા કર્મોને લીધે આ નિર્દોષ સરલહૃદયા બાળાને શા માટે દુઃખ થવું જોઇએ? શું તારી આવીજ ઇચ્છા છે? કે હું મારા અજ્ઞાનને લીધે આપના ઉદ્દેશને સમજી શકતી નથી? કદાચ તેમ કરવાથી તે બાળા પોતાના પ્રારબ્ધને વશ થતી હશે, કદાચ કર્મદેવેજ તેની અને મારી સંબંધ–સાંકળ જોડી હશે કે જેથી તેના પરભવનાં કર્મોના ફળથી તે મુકત થાય."

તેની વિચારમાળા બંધ પડી. ચક્ષુઓ બંધ કરી તે સમાધિસ્થ બની. તેના અંતરમાં સહસ્રાવધિ તારલાઓ ચમકતા હોય તેવો દિવ્ય પ્રકાશ પડ્યો, અને તે પ્રકાશમાં પ્રભુની અલૌકિક લીલાની, તેમની અજબ કૃતિની અને ગહન રહસ્યની અદ્ભુત ઝાંખી થઇ. તેના શોકમય હૃદયમાં શાંતિ અને આનંદ ઉભરાયાં, પ્રભુદર્શનથી પવિત્ર બનેલો આત્મા ભક્તિગાનમાં લીન બન્યો.

"હે વિશ્વંભર! હવે મને સત્ય રહસ્ય સમજાય છે. વિશ્વમાં કંઇપણ નિરર્થક નથી, મહાન વસ્તુથી તે છેક અણું સુધી સર્વનો કંઇક આશય–કંઇક હેતુ છે, સર્વ માટે કર્મનું ક્ષેત્ર છે. તારી દ્રષ્ટિમાં કોઇ મોટું કે નાનું નથી. તું ઘટઘટ વ્યાપી અંતર્યામી છે. ધુળના રજકણોમાં તેમજ મોટા ગ્રહમંડળોમાં પણ તારો વાસ છે. માટીમાંનું બીજ–અંશ વૃદ્ધિ પામી વખત જતાં જ્યાં સુધી જીવનનું ઉત્તમ સ્વરૂપ ધારણ કરે છે ત્યાં સુધી વિકાસ પામે છે. સર્વ વસ્તુઓમાં તારો અંશ છે. જગતના જીવો તારી પ્રેરણા અનુસાર સંસાર સાગરમાં આગળ ધપતા જાય છે, અને તેમ કરવાનો મૂળ ઉદ્દેશ અંતર્જ્ઞાનમાં લય પામવાનો–આત્મામાં મળી જવાનો છે. આ સંસાર ચક્રની ઘટમાળ અવિશ્રાંત ફર્યાજ કરે છે. તેમાં નાના મોટા સૌ

આવી જાય છે. અમે અનેક જન્મો ધારણ કરીએ છીએ, અનેક વખત મરણશરણ થઇએ છીએ. આવી રીતે સૃષ્ટિનો હેતુ સિદ્ધ કરવાને, સુખશાંતિ શોધવાને અને અમારા આત્માના ઉદ્ધાર માટે મુક્તિપદ મેળવવાને અમારે અસંખ્ય જન્મો ધરીને મૃત્યુલોકમાં અવતરવું પડે છે. અમારા આ સંસારસાગરની મુસાફરી દરમ્યાન પાપ અને પુન્ય, વિકાર અને વિરાગ, આનંદ અને શોક એ સર્વ આ દેહરૂપી નૌકાને દુરના બંદરે પહોંચાડવામાં પ્રવૃત્ત બને છે. આ ભવસિંધુમાં મુસાફરોને પાર ઉતરવા માટે ઓ તારણહાર! તારા અનેક માર્ગો છે, પરંતુ દરેક વ્યક્તિ પોતાની ઇચ્છાનુસાર માર્ગ પસંદ કરી સાગરમાં ધપવા મથે છે. અમે અજ્ઞાન છીએ, અમે સર્વ કંઈ સંકુચિત દ્રષ્ટિથી જોઇએ છીએ, તેથીજ અમને એ સાગરમાં તોફાન અને ભય જણાય છે. સત્ય કહીએ તો અમારી નૌકાના સુકાનનો, હે આદિ પુરૂષ! તુંજ કર્ણધાર–તુંજ નાવિક છે! અને તારામાં દ્રઢ શ્રદ્ધા રાખનાર, તારી બાંહ્ય ધરનાર એ ભવસિંધુમાં સલામત છે. પાપમાંથી પણ પવિત્રતા અને આસક્તિમાંથી વિરાગ ઉત્પન્ન કરનાર પણ તુંજ છે. ગર્જના કરતા વાદળમાંથી સૂર્યપ્રકાશ ઝબકારા મારે તેમ કર્મની વિદ્યુલ્લેખામાંથી તારી દયા ચમકયા કરે છે. તારો મહિમા અગાધ–અમાપ છે. તારી શક્તિ અનંત છે. જે જ્ઞાની છે, જે તારા જ્ઞાનમાં ગળેલો છે, તેજ માત્ર તને કંઇક અંશે ઓળખી શકે છે. પામર પ્રાણીનું આવું ગુઢ ગહન રહસ્ય સમજવાની શી શક્તિ? હે પતિતપાવન–દીનવત્સલ! તેં શા માટે મને હજી આ અસાર સંસારમાં જીવતી રાખી છે? તેં આ દેહ ઉપર દયાદ્રષ્ટિ કરી છે તો કહે, ઓ અનાથના નાથ! કે હજી મારૂં શું કર્તવ્ય બાકી રહ્યું છે?"

યોગિનીની સમાધિમાં અચાનક ભંગાણ પડયું. ઘોડાના દાબડાના અવાજ સંભળાયા અને આંખો ઉઘાડી અવાજ તરફ દ્રષ્ટિ

કરતાં ઉષાના પ્રકાશમાં એક મુસલમાન ઘોડેસ્વાર મંદિરના દ્વાર પાસે ઉભેલો યોગિનીએ જોયો.

તેણે સલામ ભરીને કહ્યું, "માતાજી સલામ! જરા અહીં બહાર આવશો? બાદશાહ સલામતનો એક પેગામ કહેવા હું આવ્યો છું."

માતાજી દ્વાર પાસે ગયાં. મંદિરથી થોડે દૂર એક વૃક્ષ નીચે સુંદર ભપકાદાર પાલખી પડેલી હતી, અને ત્યાં કેટલાક અમલદારો અને સેવકગણો ઉભા હતા. આ જોતાં માતાજી દિગમૂઢ બન્યાં. પ્રવેશદ્વારના ઉંબરા આગળ આવી ઉભેલા યવન અનુચરને તેણે પ્રશ્ન કર્યો, "આ પાલખી અહીં શા માટે છે?"

"અમારા બેગમ સાહેબાને લઇ જવા માટે. અમારા શિરતાજ જહાંપનાહ સુલતાન સાહેબે આપની સાથે જે પરીરૂહ નાજનીન રહે છે તેમની સાથે નિકા પઢવાનો વિચાર કર્યો છે. મહેરબાની કરી તેમને અહીં લાવવાની તસ્દી ફરમાવશો?"

યોગિનીનો સાત્વિક શાંત સ્વભાવ અત્યારે હાથ ન રહ્યો. કોપાયમાન થઇને તે બોલી, "શું બાદશાહ જાણતા નથી કે આ બાળા હિન્દુ છે! તેનો અને બાદશાહનો મેળ કોઇ રીતે મળી શકે જ નહિ."

"અરે તેમાં શું શયું? મુસલમાન પણ હિન્દુ ઓરત સાથે નિકા કરી શકે છે. અમારો દીન ઉમદા છે. પયગમ્બરનો ધર્મ એ સારી આલમનો ધર્મ સમજવો. મુસલમાન દીનમાં સૌ કંઇ મેળવી શકાય છે."

"પરંતુ તે પોતાનો ધર્મ શા માટે છોડે? સ્વધર્મનો ત્યાગ શા માટે કરે? અમે હિન્દુઓ તો એવી દ્રઢ માન્યતાવાળા છીએ કે स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः સ્વધર્મમાં મરવાનું પણ શ્રેય છે, પરધર્મ હાનિકારક-ભયદાતા છે!"

યવને અટ્ટહાસ્ય કર્યું. "એવી મુર્ખ સ્ત્રી આ દુનિયામાં કોઇ નહિ હોય કે જે સુલતાનની બેગમ બનવા માટે પોતાના ધર્મનો



'જા' તારા બાદશાહને કહેજે કે તે બાળાને સોંપવાની હું સાફ ના પાડું છું.'

ચિ.–શ્રી કલાબ્ધિ. ] **પ્રેમ પ્રભાવ.** [ પૃ. ૧૧૩

ત્યાગ ન કરે. તમારી સાથે હું આવી માથાકુટ કરવા માગતો નથી. હું તો એટલું જ કહું છું કે એ નાજનીનને અહીં લાવો. બીજું બધું થતું હશે તેમ થઈ રહેશે."

"તેમ કદિ પણ બનવાનું નથી. તેનો પિતા તેને મારા હાથમાં સોંપતો ગયો છે. મારી ઇચ્છા વિરૂદ્ધ કંઈ પણ થઇ શકવાનું નથી. એ બાળા હું કોઇને સોંપનાર નથી."

યોગિનીનો અવાજ દ્રઢ હતો. યવન આભો બન્યો. તેણે જાણ્યું કે માતાજીને સમજાવી લેવાનું કાર્ય રહેલું નથી. તેણે બીજો માર્ગ ગ્રહણ કર્યો.

"ત્યારે તમે બાદશાહના ફરમાનનું અપમાન કરવા માગો છો એમજ ને? કે તમને સલુકાઇથી કહીએ છીએ ત્યાં સુધી તમે નહિ માનો? તે ઓરતને આપવામાં આનાકાની કરશો તો પછી મારે પોતાને મંદિરમાં પ્રવેશ કરવો પડશે."

"એટલે? રાજાનો એવો ધર્મ છે કે પોતાની પ્રજાનું સંરક્ષણ કરવું, નહિ કે તેના ઉપર જુલમ કરવો. **જા! તારા બાદશાહને કહેજે કે તે બાળાને સોંપવાની હું સાફ ના પાડું છું**"*

"માતાજી, માતાજી! હું ઠીક કહું છું, મારૂં માનો. તમારૂં પોતાનું ભલું ચ્હાતાં હો તો તે ઓરત અમને આપી દ્યો નહિ તો..."

"નહિ તો શું? તું શું કરવાનો હતો?"

"નહિ તો હું તમને બળવાખોર તરીકે કેદ કરીશ." આટલું કહેતાંજ ગુસ્સાની ધુનમાં તે યવન સરદાર અશ્વ ઉપરથી ઉતર્યો. યોગિનીનો જીવ ઉડી ગયો, તે ત્યાંથી નાઠી, અને દેવાલયના ગર્ભાગાર તરફ દોડવા લાગી. દેવી કાલિકાની મૂર્તિ સિવાય યોગિનીને બીજા કોઇનો આધાર ન્હોતો!

શ્વાસભેર દોડતી યોગિની ગર્ભાગારમાં પગ મૂકે તે પહેલાં દેવ-

---

* જુઓ ચિત્ર.

સ્થાનમાંથી બે મનુષ્યાકૃતિઓ બહાર નીકળતી તેની નજરે પડી. આ કોણ? શકિત સાથે આ અજાણ્યો પુરૂષ કોણ અને તે પુરૂષ પણ શકિતનો હાથ પોતાના હાથમાં લઇને નિશ્ચિંતતાથી ચાલનાર? યોગિનીને પોતાની આંખો ઉપર પણ વિશ્વાસ ન આવ્યો. શું આ દ્રશ્ય સત્ય છે? તે ભાન ભૂલી. આજ્ઞાસૂચક સ્વરે તેણે પ્રશ્ન કર્યો, "શકિત? આ પુરૂષ કોણ છે?"

"શાહજાદા ગ્યાસુદીન, મારા પતિ."

આશ્ચર્યની અવધિ થઇ. તેના પગ જમીન સાથે જકડાઈ ગયા હોય તેમ તે જડ જેવી દિગમૂઢ બની ઉભી રહી. જોતજોતામાં શકિત અને શાહજાદો મંદિરમાંથી બહાર નીકળી અરણ્યમાં ગયાં અને ધીમે-ધીમે દ્રષ્ટિવિમુખ બન્યાં.

× × × ×

દિનમણી જગતને તેજકિરણોથી દિપાવી રહ્યો હતો. યોગિનીએ સુયદેવનાં દર્શન કર્યાં અને ડોક ઉંચી કરીને પૂર્વાકાશમાં ધીરે-ધીરે ઉગતા પ્રકાશના રકતવર્ણ વર્તુલ તરફ તે જોઈ રહી. પુનઃ તેના અંતરમાંથી ઉદ્‌ગાર નિકળવા લાગ્યા, "હે જગન્નિયંતા! મારા જીવનનો હેતુ હવે મને સમજાય છે. મારા દેશને આ જુલમ અને ત્રાસની ધુંસરીમાંથી મારે મુક્ત કરવાનો છે. આ કાર્ય મારૂં એકલીનું જ નથી. હું ધારૂં છું કે આ બાળાને પણ તારા હથીઆર રૂપે તેં પસંદ કરી છે. તું બંનેને પ્રેરણા કરે છે, એકને ઇચ્છાથી અને બીજાને ત્યાગથી. હે અવિનાશી! તું જગત્કર્તા છે, સૃષ્ટિ તારી છે. તું જ્ઞાનસ્વરૂપ છે, મોહસ્વરૂપ પણ તું જ છે. ચેતન આપનાર તેમજ સંયમ અને નિગ્રહ બતાવનાર પણ તુંજ છે. તું કર્મ છે, તેનું ફળ પણ તુંજ છે. અખીલ વિશ્વ તારા સ્વરૂપમય છે. તું સર્વવ્યાપી છે. ઓ સર્વ શક્તિમાન સર્વેશ્વર! મારા અંતરને તારા જ્ઞાનથી પ્રકાશીત બનાવ! તારો ઉદ્દેશ પાર પાડવાની મને શક્તિ આપ. ૐ!"

# પ્રકરણ ૧૭ મું.

## વસંતનાં વધામણાં—આનંદોત્સવ !

" બની શી શોભા અપરંપાર
અહો ઋતુરાજની આજે—
ધર્યાં શા આમ્ર મોર શિરતાજ
સુરેશ્વર પણ દેખી લાજે—બની.
કરી રહી કોયલ ટૌકા સાર
પુકારે જેમ નેકી છડીદાર
ગૌરી પર પણ ગૌરવ શું આજ
મદન મહારાજનું ગાજે—બની.

—ચિત્રકાર.

વસંતના પનોતાં પગલાંથી પૃથ્વી સુભગ બની હતી. કુદરતની ઉત્તમ કારીગીરીનું વિશ્વપ્રદર્શન ભરાયું હતું ! કોઇ મહારાજાની સ્વારી પધારતાં તેના સત્કાર માટે સેવકો સુસજ્જ બને તેમ ઋતુરાજ વસંતની પધરામણી થતાં તેના સ્વાગત માટે કુદરતના સેવકો પુર બહારમાં ખીલી રહ્યાં હતાં ! દ્રષ્ટિપ્રિય અમરંગી લતા પત્રો ધારણ કરનારાં વનવૃક્ષો મંદ સમીરલહરીથી પોતાની શાખાઓને ડોલાવી ઋતુરાજને નમન કરતાં અને તેને વધાવવાને માટે પોતાનાં સુગંધિ પુષ્પોનો ભંડાર તેના ચરણમાં ધરતાં. જમીન ઉપર પથરાયલી હરિયાળી પૃથ્વી ઉપર લીલો ગાલીચો પાથરી દીધો હોય તેવી જણાતી હતી, અને અવનવા રંગના નાના છોડવાઓ એ ગાલીચામાં રંગીન ભાત પાડેલી હોય તેવું ભાન કરાવતાં હતાં. રક્તવર્ણ પુષ્પધારી વૃક્ષોથી વનપ્રદેશ સેંથામાં સિંદુર અને લલાટે કુમકુમથી દિપતી સુંદરી સમાન શોભી રહ્યો હતો. સુગંધી પુષ્પો પોતાનો મધુર પરાગ ફેલાવી રસિક

જનોને આલ્હાદ આપતા હતા. આંબાનો મોર પણ પુષ્પોની પ્રતિ-સ્પર્ધા કરવા માગતો હોય તેમ પોતાનો સુવાસ હવામાં મિલાવી દેતો હતો. સુકંઠી પંખીડાંઓ પણ ઋતુરાજની કૃપા સંપાદન કરવા માટે પોતાના સુકંઠી ગાનથી મધુરાં ગીતડાં ગાઇ રહ્યાં હતાં. કાળી કોયલ હર્ષટહુકા કરી રહી હોય, મેના પોપટ રાસ રમી રહ્યા હોય, બપૈયો વિરહવ્યથાનું ગાન ગાઇ રહ્યો હોય તેમ ઉપવન પક્ષીગણોના કલરવથી ગાજી ઉઠ્યું હતું. મદનરાજની સ્વારી મૃગયા કરવા નિકળી પડી હતી. ભગવાન મન્મથના ધનુષ્યમાંથી કામબાણો છુટી રહ્યાં હતાં, કામદેવે પોતાની કળા વિસ્તારી હતી, વસંતે તેને વધારી હતી. વસંતના પ્રતાપે ઉપવનમાં દિવ્ય શોભા છવાઈ રહી હતી.

વિલાસી વસંતના પ્રતાપે વિધવિધ શોભા ધારણ કરનાર ઉપવન આજે તો કંઈ ઓર દિપી રહ્યું હતું! આજે તો ત્યાં રસિક લલનાઓ આનંદોત્સવ કરવા આવી હતી. જીવનરૂપી વસંતના પરિમલભર્યાં સુકોમળ પુષ્પો સમાન આ આનંદ સ્વરૂપ, સૌંદર્યવતી, મોહક મુગ્ધાઓ નિર્દોષ હાસ્યથી ઉપવનને ગજાવી મુકતી, પ્રફુલ્લ બનાવતી. દિનાજપુરના રણવાસની આ રમણીઓ કુમાર યુદ્ધવિહાર માટે **પાં**ડુઆ આવવા નીકળ્યો ત્યારે તેની સાથેજ આવેલી હતી.

આર્યાવર્ત્તમાં અદ્દભુત દંતકથાઓનો પ્રવાહ બહુ ચાલે છે. જીર્ણ અસ્તવ્યસ્ત સ્થાનકો, ખંડીયેરો, નાનાં મોટાં જળાશયો, મેદાનમાં ઉભા કરેલા પથ્થરના પાળીઆઓ, અરે વનમાં ઉગનારાં વૃક્ષો પણ પોતાને માટે કંઇને કંઈ દંતકથા ધરાવે છે. આંબાના મ્હોરનો પરિમળ કામદેવના મદનબાણુ સમાન ગણાય છે. સતી વૃંદાનાં સતીત્વનું સ્મરણ કરાવતી તુલસી અદ્યાપિ પૂજાય છે. કદમ વૃક્ષની શીતળ છાયામાં બંસીધર શ્રીકૃષ્ણે રાધીકા સાથે પ્રેમકેલી કરી હતી, અને ગોપિકા વસ્ત્રહરણ વખતે કદમ વૃક્ષજ શ્રીકૃષ્ણના ચરણ સ્પર્શથી સુભગ બન્યું હતું. બકુલ વૃક્ષ માટે કહેવાય છે કેઃ—

દિવ્ય સુંદરી જો કરે, બકુલ વૃક્ષ પર ધાર;
મુખથી મધુ–ગંડુષનીx, ફાલે તે તત્કાળ.

તેમજઃ—

નૂપુર–રવથી ઝણકતા, ચરણે કરે પ્રહાર;
અશોકને કદિ સુંદરી, પુષ્પ ગ્રહે તે વાર.

સ્ત્રીના ચરણનો સ્પર્શ થાય નહિ ત્યાં સુધી અશોકવૃક્ષ ફળતું નથી. આ મુગ્ધાઓના ચરણસ્પર્શ માટે અશોકવૃક્ષ જીજ્ઞાસુ બની રહ્યું હતું. પરંતુ અફસોસ, અશોક! એ અદ્ભુત રસજ્ઞ જમાનો વહી ગયો છે! આ જમાનામાં તો તારે તારી મેળેજ પુષ્પો ધારણ કરવાનાં છે! આ આનંદોત્સવમાં દંતકથાને વિસારી મુકી તારો સ્પર્શ કોઇ કરતું નથી! મુગ્ધાઓ તો પોતાના મનસ્વી તરંગોને આધિન થઇ આ પેલા જમરૂખના વૃક્ષ તરફ આકર્ષાઈ છે. જો! મેંદીથી રંગેલા નાજુક ચરણોના ભારથી તે જામફળીની કોમળ ડાળીઓ કેવી કંપે છે?

એક રમતિયાળ સ્વભાવની કુમારિકા જામફળી ઉપર ચઢી ગઈ હતી અને ચંચળતાથી ડાળે ડાળે કુદતી હતી. તેની સહચરીઓ વૃક્ષને ઘેરીને ઉભી ઉભી ઉંચા ડોક કરીને–આંખો તાણીને તેની પ્રશંસા કરતી હોય તેમ વિસ્મયતાથી તેના તરફ જોઈ રહી હતી. તેની નિડરતા જોઈને કેટલીક સહિયરો હિમ્મતવાન બની, અને તે બાળાનું અનુકરણ કરવા તેમણે પ્રયત્ન કર્યો. વૃક્ષ ઉપર પગ મૂકતાંજ પગ લપસી જવા લાગ્યા. તેમનામાં વૃક્ષ ઉપર ચઢવાનું કૌશલ્ય નહોતું. તેઓના તમામ યત્નો વ્યર્થ ગયા. એક બે પગલાં વૃક્ષ ઉપર મુકતી કે ધબ દઇને તેઓ પૃથ્વીમાતાને ખોળે આવી પડતી અને ઉલટી પોતાની સહચરીઓના હાસ્યને પાત્ર બનતી.

કેટલીક વિનયશીળ નવોઢાઓ જેઓએ મર્યાદાના માર્ગમાં પ્રવેશ કર્યો હતો, તેઓને આ મસ્તાની બાળાની ઉચ્છ્રંખલ વર્તણું-

x ગણ્ડૂષ=કોગળો.

કથી અણગમો ઉપજ્યો. તેઓએ પોતાનું મ્હોં મચકોડયું અને કંઇક રોષભરી દ્રષ્ટિથી તેના સામું જોઇ મૃદુ ઠપકો આપતાં ફોસલાવીને વૃક્ષ ઉપરથી નીચે ઉતરી આવવા સમજાવવા લાગી. આમ કરવાથી તો આ સાહસિક બાળા વધારે ચીબાવલી બની, અને તેઓને વધારે ખીજવવાની ઇચ્છાથી હાસ્ય કરતાં કરતાં વૃક્ષની ડાળીઓ ઉપર જોરથી કુદીને પોતાની સખીઓના મસ્તકે ફળોની વૃષ્ટિ વરસાવવા લાગી.

તેજ સમયે પડખેના વૃક્ષ ઉપરથી આલુ ફળનો ઢગલો જમીન ઉપર ખરી પડયો. વૃક્ષની શાખાઓ બહુજ નીચે લચી પડી હતી, અને આ આનંદી સમાજની એક સખીએ ત્યાં ઉભા ઉભા એક ડાળીને હલાવી હતી. વૃક્ષ બિચારૂં રમણીના નાજુક ચરણનો સ્પર્શ પામવાને સુભગ થયું નહિ, પરંતુ મૃણાલદંડ સમાન સુકોમળ હસ્ત-સ્પર્શથી પણ તે હર્ષપ્રફુલ્લ બન્યું, અને પોતાનો ધન ભંડાર-મધુર ફળો તે બાળાના ચરણે ધરી કૃતકૃત્ય માનવા લાગ્યું. આ ભેટનો સ્વીકાર કરવામાં બાળાઓ પચ્છાત પડે તેમ નહોતી. દ્રૌપદીના અક્ષયપાત્રની પેઠે પૃથ્વીપર પડેલાં અસંખ્ય ફળોને વિણી લેવામાં આ પ્રમદાઓ પ્રવૃત્ત બની, અને એક બીજાની સાથે સ્પર્ધા કરતાં આનંદકલ્લોલ કરવા લાગી.

કેટલીક નવોઢાઓને આ વિનોદ રસહિન જણાયો. સ્ત્રીત્વના ઉંબરમાં પ્રવેશ કરતી યુવાવસ્થાની ખીલતી કળી સમાન આ સ્ત્રીઓ હમણાંજ વિવાહીત બની શ્વસુરગ્રહે આવી હતી, અને પતિનો પ્રેમ સંપાદન કરી લેવાને સર્વ કંઈ ઉપાયો આદરવામાંજ તેઓનું લક્ષ ગુંથાયું હતું. આવા આનંદના સમયમાં પણ તેઓના મનમંદિરની મૂર્તિ હૃદયમાંથી ખસી નહોતી. નિજગૃહે જતાં એ મૂર્તિને વધાવી લેવા માટે પુષ્પોને ચુંટી લઈ તેની માળાઓ બનાવવામાં તેઓ તલ્લીન બની ગઇ. કેટલીક લલનાઓને તો ફળ કે પુષ્પ એકેમાં



મત્સ્યવિહારનુ અનુપમ દ્રશ્ય આનંદ પૂર્વક અકીટશે જોઇ રહી.

ચિત્રકાર શ્રી. કલાનિધિ ]      **પ્રેમ પ્રભાવ.**      [ પૃ. ૧૧૯.

રસ ન પડયો. તેઓની કાળી કામણગારી કીકીની હલકે ભાન ભુલેલા અને જોબનીયાની ભુરકીથી મોહજાળમાં સપડાયલા શિકારનું–પોતાના પ્રેમપાત્રનું ચિંતવન તેઓના ચિત્તમાં ચાલી રહ્યું હતું, કયાંય ચેન ન પડવાથી પોતાના સ્વાભાવિક નાદને આધિન થયેલી એ લાવણ્યવતી લલનાઓ સરોવર પાસે આવી, જળક્રિડા કરતી રંગબેરંગી માછલીઓને ખાજ આપી લલચાવવા રમાડવા લાગી, અને **મત્સ્યવિહારનું અનુપમ દ્રશ્ય આનંદપૂર્વક એકી ટશે જોઈ રહી***.

" આપણા કવિરાજ તે દિવસે કહેતા હતા તે યાદ છે કે ? " એક લલના મત્સ્યક્રિડા નિરખવામાં ગુલ્તાન બનેલી પોતાની સખીને ગાલે ચિમટી ખણતાં બોલી, " અત્યારે તેનો સાક્ષાત્કાર થાય છે. "

બદલામાં એ લલનાના કપોળપ્રદેશ ઉપર સખીની કરાંગુલીનો મંદ પ્રહાર થયો, " શું છે તે ? "

" પેલું તેમનું કાવ્યઃ—

( સોરઠો )

' પ્રથમ કરીને પ્રીત, જળ પાખી દાદુર જીવે;
મચ્છની એહ ન રીત, પ્રાણ તજે પાણી વિના. ! "

" કવિરાજને તો બીજો ધંધોજ નથી. પ્રેમ, પ્રેમ ને પ્રેમ ! તેમને તો પ્રેમનાજ ભણકારા વાગે છે. ઘરમાંયે પ્રેમ અને બહાર પણ પ્રેમ ! વાતમાંયે પ્રેમ અને ગીતમાંયે પ્રેમ ! આવડી ઉમ્મર થવા છતાં હજી તેમનાં પ્રેમનાં ઝરણાં સુકાતાં નથી. ઘરડી ઘોડી અને લાલ લગામ ! "

વાતમાં રસ પડયો. લલનાઓ એકત્ર થઇ ગઇ, " પરંતુ કવિરાજની સ્થિતિની કોઇને ખબર છે ? એ જળ નથી, પણ મીન છે ! "

* જુઓ ચિત્ર.

"એટલે ? અમે તો કંઇ ન સમજ્યાં."

"એટલે એમ કે મત્સ્ય જળ વિના જીવી શકતું નથી. પરંતુ જળ તો મીન વગર રહી શકે છે. ખરી રીતે જોઇએ તો કવિરાજ જળ અને તેની માનીતી પેલી 'નવી' માછલી ગણાવી જોઇએ. પરંતુ અહિં તો કવીરાજ પોતેજ માછલી બની ગયા છે અને રંગીનીને જળની ઉપમા આપવા માંગતા હોય તેમ જણાય છે. રંગીની વિના તેમને ઘડી પણ ચાલતું નથી, હા...હા...હા !"

લલનાઓ મશ્કરી ઉપર ચઢી, "ખરેખર કવિરાજ તો બડા વિચિત્ર આદમી છે, હો ! મહારાજાને આવું રમકડું ઠીક હાથ લાગી ગયું છે !"

"અરે, અરે, જવા દો એ વાત. રંગીની સાંભળશે તો ખિજવાશે, અને કદાચ આપણી સાથે અબોલા લેશે. પછી પોતાના વહુઘેલા વરની વાતો આપણને કોણ કહેશે ?"

× × × ×

વૃક્ષ ઉપર વિંટાઇ ગયેલી લતાઓ અને વૃક્ષની ઝુલતી ડાળીઓની ગુંથણીથી કોઈ કોઈ સ્થળે હિંચકા જેવી ગોઠવણી બની ગઇ હતી. હિંડોળાખાટે ઝુલવાની શોખીન રસિકાઓને આ કુદરતી હિંચકાનો શોખ થઇ આવ્યો, અને બંને હાથેથી લતાને પકડી નાજુક ચરણો હવામાં ઉછાળતી અને કોમળ કંઠમાંથી રૂપાની ઘંટડી સમાન તીણા સ્વરથી વસંતના ગાન ગાતી આનંદ ઝુલે ઝુલવા લાગી.

+ × × ×

કામિની અને કુસુમ આંબાવાડીમાં એક સ્ફટિકશિલા ઉપર બેસી પુષ્પોની વેણી, કંકણ, બાજુબંધ વિગેરે ભિન્નભિન્ન અલંકાર ગુંથતી ગુંથતી યુવતિઓના સ્નેહભીનાં હૃદયની છાની વાતો એક બીજીને કાનમાં કહેતી હતી.

અચાનક કંઇ મધુર નાદથી આંબાવાડી ગાજી ઉઠી. જાણે કોઇ કિન્નરી કે ગંધર્વકુમારી આ લોકમાં ઉતરી આવી પોતાના દિવ્યગાનથી વસંતને વધાવી રહી ન હોય ? બંને સખીઓનું લક્ષ ખેંચાયું, અલંકાર અધુરા રહ્યા, આ ગાન કોણ ગાય છે તે જાણવાને–જોવાને બંને ઉત્સુક બન્યાં.

'ખીલતી કળી યૌવનબાગ તણી, પ્રિય ચંદ્રમુખી કંઈ વાત કહું...

ધીરે ધીરે સ્વર આગળ આવતો ગયો. ગાનાર પણ આગળ વધતું હતું. કામિનીની દ્રષ્ટિ ખેંચાઈ, ગાનારની આકૃતિ હવે સ્પષ્ટ જણાઇ, તેનાથી હસી જવાયું, "અહો, આતો મારી વ્હાલી પેલી પ્રેમઘેલી રંગીની !"

રંગીની યુવાવસ્થાની ખીલતી કળી હતી. તેનાં લગ્ન દિનાજપુરના રાજકવિ સાથે થયાં હતાં. કવિરાજે રંગીની કરતાં બમણાં ચોમાસાં જોયાં હતાં, પ્રૌઢવયના હોવા છતાં તે અતિ રસિક હતા, અને હૃદયથી તો પોતાને યુવાન જ ધારતા. રંગીની રૂપી કુસુમકળીના રસભોગી ભ્રમર હોવાનું તેમના મનમાં અભિમાન હતું, અને હાસ્યસ્પદ રંગીલી ભાષામાં લ્હેરી લાલાની માફક પોતાની 'નાનકડી નાજુક નાર' ને પ્રેમ દર્શાવવા માટે તે પ્રેમકાવ્યો છોડયા કરતા. આંબાવાડી તરફ આવતાં આવતાં આ કવિરાજનું પ્રેમકાવ્ય રંગીની લલકારતી હતી.

સ્ફટિક શિલા આગળ આવતાં આમ્રતરૂવરની છાયામાં બેઠેલી કુસુમ બોલી "જા, જા, અહિંથી, અમારે તારા બુઢા વરરાજાનું પ્રેમગાન નથી સાંભળવું."

કુસુમ તરફ આગળ વધતાં રંગીનીએ કહ્યું, "કંઈ નહિ, ચાલો, કુસુમબા, ત્યારે તમેજ મારા વરરાજા બનોને ?"

તેણે કુસુમના મુખ ઉપર પોતાનો કોમળ હાથ ફેરવ્યો, હડ-

પછી હલાવી, જાદુભર્યાં નેણ નચાવ્યા અને તેની સોડમાં ભરાઇ લાડ કરવા લાગી, "કેમ હવે તો મારૂં પ્રેમગાન સાંભળવું ગમશેને ?"

આંબાવાડીને ગજાવી મુકતી, ડોલાવતી, મદનરાજને પણ મોહ મુગ્ધ બનાવતી રંગીની ગાવા લાગી:—

( સખી સ્વપ્ન મહીં મનમોહન મેં...એ લય )

ખીલતી કળી યૌવન બાગ તણી, પ્રિય ચંદ્રમુખી કંઇ વાત કહું;
તુજ પ્રેમળ કોમળ હસ્ત મહીં, રમતાં રસિકે ! રસમસ્ત રહું–
કમળે જ્યમ ભ્રંગ ગુંજે કમળા, તવ પાસ હું ત્યમ ગુંજ્યા કરતો;
ભમરો શરણે તવ આવી પડયો, ધરી હાથ તું સાથ રમાડ પ્રિયે !–
સુખ–નાવ રૂડું જગ–સાગર તું, તુજ દર્શનથી દુઃખ દૂર થતાં;
અધરામૃત પાન કર્યે પ્રમદા, મમ તાપ ત્રિવિધ સમાઈ જતાં–
રતિક્ષેત્ર તણા રસની રમણી, રસ દે રસ લે મમ નેત્રમણી;
નવજીવનને નવ આ નમણી, મળતાં સદભાગી ન કોણ પ્રિયે ?

"કવિરાજ મને આવી રીતે ફોસલાવીને પછી કેવી બનાવે છે તે સાંભળો:–

( કટાવની ચાલ. )

રંગિલી પ્યારી, રમણી મારી, તુજપર જાઉં હું બલિહારી; નજરથી પળભર તું દુર જાય, મનમાં મુજને કંઈકંઈ થાય: તું મુજ દોલત, તું મુજ જાગીર, તુજને ગણતો હું મહાભાગી; રાતદિવસ એ વિચાર થાય, રખે કોઇ તુજને લઈ જાય: તું મુજ જામો, બુટની જોડી, તું છે મારી પાઘપિછોડી; વર્ષામાં તું છત્રી બને, જે જોઈએ તે તારી કને: મીઠાઈ તું છે, તું છે સુખડી, તુજને જોઈ ભાંગે ભુખડી; પાનરૂપી તું છે મુખવાસ, સુધાપાન વળી મળતું ખાસ: દીપક તું છે, યજ્ઞ તું છે, ઉષાદેવી ઓજઃભરી તું છે; વેદ ધર્મના મંત્રો જાણે, અહતંત્રને ખુબ પિછાણે: આનંદમૂર્તિ આપે સ્ફુર્તિ, મમમંદિરે રહેજે ઝુલતી; હાસ્યથી દુઃખ મારૂં દુર જાય, જોઈ તને સુખશાંતિ થાય."

કામિની હસી પડી, "અરે વાહરે રંગીલી રંગીનીબાઇ ! તમારા

સ્વામિનાથ તો સાક્ષાત પ્રેમમૂર્તિજ જણાય છે ને ! તેમની પ્રીતની રીત તો બહુ રૂપાળી છે હો ! ''

" હવે તારા પતિરાજ કરતાં તો કંઇક ઠીક ! નર્યો ભગવાનનું માણસ ! જાણે ભકતરાજ ! તેના મુખમાંથી કોઈ દિવસ રસિક ખુબીદાર ભાષણજ નિકળતું નથી. તદન બુડથલ ! મારે જો એવો ધણી હોય ને તો તો હું—

સંસાર ત્યાગી, બની વિરાગી, ધરૂં અલખનો પંથ હું......"

કુસુમથી રહેવાયું નહિ. રંગીની તરફ જોઇ તે બોલી, " કામિનીનો ધણી તો બડો ખંધો છે. એ તો કોઈ જાણવા ન પામે એવી રીતે પ્રેમ કરે છે. વારૂ, રંગીની, તું તારે તારૂં પુરાણ ચલાવ, એકાદ બીજી ચીજ સંભળાવ. "

" શું સંભળાવું મારાં કુસુમ ? મારા કવિરાજના પ્રેમગાનનો ઉત્તર તમારે સાંભળવો છે ? ઉપરનું ગાન તેમના મુખમાંથી નિકળતાંજ આપણે તો રોકડો જવાબ આપી દીધો !''

" અરે વાહ ! ત્યારે તો તું પણ તારા પતિની માફક કવિયાણી બની છે ને શું ! "

" હા, હા, મારી કાળજાની કોર ! '' રંગીનીએ કુસુમના ગુલાબી ગાલમાં નખપ્રહાર કર્યો અને પોતાની રચનાનું ગાન લલકારવા લાગીઃ—

" મનમોહન મસ્તક મોર તમે, ચિત્ત ચાતક ચોર કિશોર તમે,
તન કાંતિ અને મન શાંતિ તમે, મુજ જીવન દોર તમેજ તમે—
જ્યમ દીપક પાસ પતંગ ભમે, મનડું ત્યમ આ તમ પાસ રમે;
તમ દર્શન વિણ કશું ન ગમે, સુખ સાગર પાસ તૃષા શું દમે ?—
કરૂણા ભરી દૃષ્ટિ હસી કરજો, રસિયા ! મધુકુંજ રસે ભરજો;
પિડ રંક તણી પ્રણયે હરજો, વસજો મમ અંતર નાથ! તમે—

" આ તો માત્ર કવિરાજને છાપરે ચઢાવવા માટેજ હો ! સાંભળવા જેવું તો હવે આવે છે:—

( કટાવની ચાલ )

મોહન મારા, આંખના તારા, રહેશો ના નયનોથી ન્યારા; ઘરની ચિંતા છે તમ શિરે, વાત સાંભળો ધીરે ધીરે. તમે છો વાસણ, તમે છો ઘંટી, તમે બાજરો ને વળી બંટી; જ્યાં જોઉં ત્યાં તમને ભાળું કામ સમય તમને સંભાળું. તમે છો ઝાડુ, તમે છો ગોળા, નિત્ય તમારા એ વરઝોળા; સાંણસી કડછી તમને ગણું, કહો કહું શું એથી ઘણું. તમે છો લોઢી, તવી તમે છો, રસોઈ કેરો સાજ તમે છો; પૈસા કેરી પેટી તમે છો, કાપડ કેરી સાળ તમે છો તમે છો. વસ્ત્રાભુષણ મારા, દરદાગીના તમે છો મારા, કૃષ્ણતાણી બંસી ગણું તમને, મધુરગાન પણ શોભે તમને. કવિરાજની સ્ત્રીઓ ભારી, કરતી નિત્યનિત્ય મારામારી; સત્ય કહું છું રોષ ન ધરશો, કરશો ના દાસીને ન્યારી ! "

એક લલિત લલના વૃક્ષની ઓથે છુપાઇને રંગીનીનું હાસ્યજનક ગાન સાંભળતી હતી. ગાન બંધ પડતાં ધીરે પગલે તે બહાર નિકળી આવી, અને બોલી, " અરે વાહરે રંગીની ! તું તો બહુ સુંદર ગાય છે ને શું ? "

તેને જોઇને બાળાઓ ઉભી થઇ અને નમન કર્યું. ત્યાં આવનાર દિનાજપુરની રાણી નિરૂપમા હતી !

" ખરેખર તેનું ગાન કૃષ્ણની બંસીના નાદને પણ ભુલાવી મુકે એવું છે. " કામિનીએ ટાપસી પુરી.

" રંગીની, આજે તો તારે આ ગાન રાજકુમાર પાસે ગાવું પડશે. " નિરૂપમાએ હર્ષપ્રફુલ્લ બની કહ્યું.

ગણેશદેવ રાજા બન્યો હતો, છતાં બાલ્યાવસ્થાની ટેવને લીધે તેના મુખમાંથી રાજકુમાર શબ્દજ નિકળી પડતો.

રંગીનીએ તેની મજાક કરવા માંડી, "અરે નારે રાણી સાહેબ! આજે તો તમારેજ તેમને તમારા સુકંઠી ગાનથી રીઝવવા જોઇએ.

યુદ્ધવિહારના વિજેતાને યોગ્ય બદલો આપવાનું કર્તવ્ય તમારે શિરે છે !"

નિરૂપમાએ મંદ હાસ્ય કર્યું, તેનું હૃદય ઉલ્લાસ અને ગર્વાનંદથી ઉછળ્યું. મુખ ઉપર શરમના શેરડા પડયા. લજ્જાથી તે બોલી, " તમો સર્વ બાળાઓ મધુર સંગીતથી તેમનો સત્કાર કરજો. હું તેમને પુષ્પોથી વધાવીશ. "

અધીરી કુસુમ બોલી ઉઠી, " ઉભા રહો, ઉભા રહો, પ્રથમ તમનેજ અમે પુષ્પમાળા આરોપીએ છીએ. આપ આપના કંઠમાં વિરાજી ભાગ્યવંત બનેલી એ માળાથી આપના વ્હાલમને વધાવજો."

કુસુમ અને કામિનીએ પોતે તૈયાર કરેલા પુષ્પોના અલંકારો વેણી, કંકણ, બાજુબંધ અને માળા હાથમાં લીધાં અને રાણીને પહેરાવતાં તેઓ પ્રેમસ્વરૂપ શ્રી કૃષ્ણનાં વચનો લલકારવા લાગ્યાં:—

× " રસિલી ઓ રાધે મારી, પ્રાણથી અધિક પ્યારી,
પ્રાણથી અધિક પ્યારી, તુજ પર જાઉં વારી. "

નિરૂપમા રાધિકારૂપે ઉત્તર આપવા લાગી:—

" જાઓ છો ઠગારા કાના, બતાવો ન ખોટાં બ્હાનાં,
બતાવો ન ખોટાં બ્હાનાં, છળો છો નકામા શાના—જાઓ૦
મીઠું મીઠું મુખે બોલી, તણખલા તુલ્ય તોલી
હું છું સાવ અણમોલી, વચને ન બાળો કાના—જાઓ૦
ચંદ્રાવલી રૂપ જોઈ, શુદ્ધસાન સઘળી ખોઈ
રાધા મરે રોઈ રોઇ, તોયે દયા ના'વે કાના—જાઓ૦ "

કુસુમ અને કામિની કૃષ્ણ રૂપે મનાવવા લાગી:—

" શાને તું રિસાયે રાધે, જરા જો વિચાર કરી
જરા જો વિચાર કરી, વાત મારી ઉરે ધરી—શાને૦
વૃથા શું દિલે ડરે છે, શંકા ચિત્ત શું ધરે છે.
હું તો છું સદાનો તારો, રસિલી તું રાધે મારી—શાને૦

---

× તમારો છે સાચો સ્નેહ રઘુપતિ રામ સાથે—એ રાહ.

દિવ્ય પ્રેમતણી છોળો, અંતરમાં ઉભરાયે
તનમન અર્પણ આ છે, તુજને એ રાધે પ્યારી-શાને૦ ”

અચાનક કંઇક વિચાર આવતાં નિરૂપમા બોલી, “ કુસુમ, આ પુષ્પમાળા કામમાં નહિં આવે. તેમને માટે હું પોતે એક પુષ્પમાળા પરોવીને તૈયાર કરૂં તોજ ઠીક. પુષ્પો તો અહિં જોઈએ એટલાં છે, ખોટી માત્ર પરોવવાની જ છે. ”

રાણી સ્ફટિક શિલા ઉપર બેઠી, અને પુષ્પ પરોવવા લાગી. કુસુમ અને કામિની કુતુહલભરી દ્રષ્ટીથી તેના તરફ જોઇ રહી. રાણીની મુખમુદ્રા એકાએક શોક છાયાથી છવાઇ ગયેલી જોઈ તેઓ આશ્ચર્યચકિત બની.

ગત સમયનો એક પ્રસંગ રાણીના સ્મરણમાં તાજો થયો. પોતે પરોવેલી પુષ્પમાળા ગણેશદેવે ઉપાડી લઇને શકિતના કંઠમાં આરોપી હતી તે ચિત્ર તેની કલ્પનામાં ખડું થયું. શકિત ત્યાં ઉભેલી તેને જણાઈ. તેની કાયા કંપી, ભયથી તેણે આસપાસ જોયું. સદ્‌ભાગ્ય કે શકિત ત્યાં ન્હોતી ! તેણે છુટકારાનો દમ ખેંચ્યો, નિશ્વાસ નાંખ્યો, અને પોતાનો કાર્યક્રમ આગળ ચલાવ્યો.

દૂરથી બંસીનો મધુર નાદ આછોઆછો, મંદમંદ સંભળાવા લાગ્યો. લલનાઓનું લક્ષ ખેંચાયું, વિરહઘેલી ગોપીઓની પેંઠ તેઓનું ચિત્ત તે બંસીનાદમાં ચોંટયું, તેઓ એકાગ્રચિત્તે સાંભળવા લાગી.

કામિની બોલી, “ જો, જો, કુસુમ, સાંભળ. કેવો કર્ણપ્રિય મધુર બંસીનાદ ! આ તો આપણી બાલ્યાવસ્થાના આનંદનું ભાન કરાવે છે. ત્યાર પછી આવો બંસીનાદ આપણે કદી પણ સાંભળ્યો નથી. હા, એજ-એજ નાદ ! યુવરાણી, આપને દિનાજપુરમાં ગાળેલા સુખી દિવસો યાદ આવે છે ? એક દિવસ આપણે મહિપાળ સરોવરના તીરે આવેલી પેલી રાજવાટિકામાં ‘ રાજારાણી ’ ની રમત રમ્યાં હતાં તે પ્રસંગ આપના સ્મરણમાં આવે છે ? ”

યાદ આવે છે ? ગરીબ બિચારી નિરૂપમા ! તે સર્વ ઘટના બરાબર તેના સ્મરણમાં હતી, અને તેનો વિચાર આવતાં તેનો મુખ-ચંદ્ર શોકરાહુથી ઘેરાઇ જતો હતો. નિરૂપમાએ પોતાની દ્રષ્ટિ ઉંચી કરીજ નહિં. તેના કુમળા જીગરમાં કારી ઘા વાગતા હતા.

પુષ્પ પરોવવામાં જ લક્ષ હોય તેવો ડોળ કરી, અસ્પષ્ટ નિશ્વાસ નાંખી, મંદસ્વરે તે બોલી, "રાજકુમાર હજી કેમ નહિં આવ્યા હોય ? યુદ્ધવિહારની તો સમાપ્તિ થઇ છે. આ બંસી એ પોતે તો નહિ વગાડતા હોય ?"

હા, હા, ભોળી બાળા ! તારી શંકા સર્વાંશે સત્ય છે. લલનાઓ વસંતોત્સવ કરતી કુમારને વધાવી લેવાની તૈયારીઓ કરી રહી હતી ત્યારે ગણેશદેવ શક્તિનો કરકમળ પોતાના હાથમાં લઇને આ આનંદ-રસ રેલાવતી રમણિઓથી કેટલેક અંતરે સરિતા કિનારે બેઠો હતો. નિરૂપમા બિચારી વ્હાલમને વધાવવાની વાટ જોઇ રહી હતી, ત્યારે શક્તિની બંસી વગાડતાં વાતાવરણને મધુર બંસીનાદથી ભેદીને કુમાર વનિતાઓનું ચિત્ત વિંધી રહ્યો હતો. ભોળી ભામિની ! રાજકુમાર અત્યારે તારી પાસે કેવી રીતે આવી શકે ? અત્યારે તો તેને પોતાની બાળસ્નેહી-તેના હૃદયની અધિષ્ઠાત્રી શક્તિનાં દર્શન થયાં છે ! નિરૂપમાને તે અત્યારે ઓળખતો નથી ! તેનો આત્મા અત્યારે બાલ્યાવસ્થાની મિત્ર-પોતાના સુખના સ્વપ્નસ્વરૂપ-આનંદની સાક્ષાત મૂર્તિના વિચારમાં એકાકાર બની રહ્યો છે ! મહિપાળ સરોવરને તીરે બાલ્ય-રમતમાં પોતે પોતાની રાણી-મનમંદિરની દેવી પસંદ કરી હતી, તે સમયે જેવો તે બાળક હતો તેવોજ અત્યારે બાળક સમાન બન્યો છે ! બીજા કશાનું તેને ભાન નથી-વિચાર નથી-દરકાર નથી ! અફસોસ ! નિરૂપમા ! શું ચુગલીખોર પવન સરિતા કિનારે બનતો બનાવ તને કાનમાં કહી ગયો છે ?-સાનમાં સમજાવી ગયો છે ?

# પ્રકરણ ૧૮ મું.

## વિરહવ્યાકુળ વલ્લભા.

" એકલડી તલસે રે વ્હાલાના વિના
રાતલડી થઈ વેરણ મારે મન જો!
વાટલડી જોઈને થાકી વ્હાલુડી,
તોય ન આવ્યા નણદલ વીરા તન જો."

× × ×

' કામિની કંથવિના અરે, કમળીને ઘડે ઘાટ
વિરહે વ્યાકુળ વલ્લભા, વ્હાલાની જુવે વાટ. '

વ્હાલમને વધાવવા વરઘેલી વનિતા આતુર થઈ રહી હતી, રાજહંસણી હંસને શોધ્યા કરતી હતી. સ્વાતીબિંદુ માટે ચાતકપક્ષી પેઠે, ચંદ્રદર્શન માટે કુમુદિની પેઠે, સવિતાનારાયણ માટે કમલિની પેઠે, આ રસિકા પોતાના રસિક માટે રાહ જોઇ રહી હતી. સરિતા સાગરને ભેટવા વેગવાન બની હતી, પરંતુ સાગર તો દૂર દૂર જતો હતો. રાજહંસ મનમાન્યો મોતીનો ચારો ચરવા ગયો હતો, હંસણીને ભુલી ગયો હતો.

નિરૂપમાએ ઉત્સાહપૂર્વક પોતાના શિરતાજને વધાવી લેવાની સર્વ તૈયારીઓ કરી રાખી હતી. પુષ્પહાર શયનગ્રહમાં એમનો એમ લટકી રહ્યો હતો. પોતાનું કર્તવ્ય બજાવવાને આતુર હોય તેમ પવનનો સપાટો લાગતાં તે ડોલી રહેતો અને નિરૂપમાના હૃદયતંતુઓને ડોલાવતો—ખળભળાવી મુકતો હતો. શૃંગારરસિક બનેલી લલનાએ લાડીલાના કોડ પૂરા કરવાને પુષ્પની સુખશૈયા તૈયાર કરી હતી. બરફના ઢગની માફક સુગંધી શ્વેત પુષ્પોની શૈયા ખિચોખિચ ભરાઈ હતી. શયનખંડ સ્વર્ગસદન સમાન બન્યો હતો. માત્ર ભોક્તાનીજ ન્યુનતા હતી!

રાત પડી, ચંદ્ર આકાશે ચડયો. રજની ખીલી નિકળી; પરંતુ નિરૂપમાનો ચંદ્ર હજી પ્રકાશ્યો નહોતો. આકાશનો ચંદ્ર આ લલનાના લલિત લાવણ્યનો આસ્વાદ લેવાને આતુર હોય તેમ પોતાનાં તેજોમય કિરણો તેના ગૌર વદન ઉપર ફેંકતો હતો. સુખકર સમિર પણ આ વલ્લભાને, તેની શૈયાને, તેણે તૈયાર કરેલી સર્વ સામગ્રીને સ્પર્શી જઇ પ્રફુલ્લ બન્યો; પરંતુ આ મોહિનીનો માલિક હજી ઝળકયો નહિ. સુગંધી સમિર લહરીઓ આ વિરહવ્યાકુળ વલ્લભાને વધારે વ્યાકુળ બનાવી તેની વિરહ વ્યથાને વધારવા લાગી. વૃક્ષનાં પાંદડાંનો ખડખડાટ થતાં, 'એ આવ્યા, એ આવ્યા !' એવા ભણકારા થતા, આંખો દૂર સુધી ખેંચાતી, પરંતુ બદલામાં માત્ર નિરાશા! કંઈ કંઈ કલ્પનાઓ થવા લાગી, મનમાં અવનવા તરંગો આવવા લાગ્યા, "શું રિસાયા હશે? જાણ્યે અજાણ્યે મારાથી કંઇ દોષ થયો હશે? હાય, હાય! શું હવે નહિંજ બોલે? ના, ના, એમ છેક નમેરા તો ન થાય. મારા હૃદયહાર એવા નિષ્ઠુર તો ન બને ! ત્યારે કેમ નહિ આવ્યા હોય ? આવા ઉત્સવ પ્રસંગે અત્યાર સુધી કેમ નહિ પધાર્યા હોય ? ક્યાંક ફસાયા તો ન હોય ? ના, ના, તે વીરનર છે, સમર્થ છે. હા, પણ પુરૂષ છે! મોહજાળમાં કદાચ ફસાય પણ ખરા ! ઈંદ્ર ઇંદ્રાણીને ભૂલી કોઈ અપ્સરામાં લોભાય પણ ખરા! એમ થાય તોતો......ઓહ ......દયાળુ પ્રભુ ! એવો અવસર આવે તો......" તેની મતિ મુંઝાઇ. વિરહવેદના તેને સતાવતી હતી, વિચાર વેદનાએ તેને છેક બહાવરી બનાવી. કંથ વિનાની કામિની કંઇ કંઇ તર્કવિતર્ક કરવા લાગી, વિરહવ્યાકુળ વલ્લભા વ્હાલમની વાટ જોઈ જોઈ થાકી, અંતે નિરાશ બની.

નિરાશાથી મન રસહિન થયું, તન બળહિન થયું, વ્યાકુળ વામા શૈયા ઉપર પડી; પરંતુ ત્યાં પણ સુખ ન મળ્યું. સુકોમળ પુષ્પો શૂળ સમાન સાલવા લાગ્યાં, તેને વધારે વ્યાકુળ બનાવવા લાગ્યાં. વિરહની કેવી વેદના !

× × ×

વસંતોદ્યાનનો આનંદોત્સવ રાજકુમારની હાજરી મેળવવા ભાગ્ય-શાળી બન્યો નહિ. એ આનંદ કરતાં વધારે મૂલ્યવાન આનંદરસના પાનમાં તે રોકાયો હતો, અને એ રસપાનના તાનમાં તેને પોતાને માટે રાહ જોઇ રહેલી રમણીનું પણ ભાન નહોતું. શક્તિની મોહનીમાં મુગ્ધ બનેલો કુમાર મોડી રાતે મહાલયમાં આવ્યો. નિરૂપમા પાસે તે ગયો નહિં, તે તરફ તેનું લક્ષ જ ગયું નહિં. તે તો મહાલયની અગાશીમાં સંગેમરમરના આસન ઉપર બેઠો, અને શૂન્ય ચિત્તે તારલાથી ચમકતા ગગનમંડળ તરફ જોઇ રહ્યો.

તેનું મસ્તક આજે ધમધમી ઉઠયું હતું, અનેક દુઃખમય વિચારોએ મગજને ઘેરી લીધું હતું, તેનું હૃદય દુઃખભારથી દબાતું હતું, અંતરમાં એકજ વિચાર ઘોળાયા કરતો હતો. " અરરર આ મેં શું કર્યું ? " સર્પદંશ થતો હોય, તેનું વિષ રગેરગે વ્યાપી જતું હોય, એમ તેને લાગ્યું. " ઓ સર્વ શક્તિમાન પ્રભુ ! આ મેં શું કર્યું ? મારા અપરાધને લીધેજ તેને માથે આવાં સંકટો પડયાં છે. તેણે પોતાનું હૃદય મને અર્પણ કર્યું હતું, છતાં મેં તેનો તિરસ્કાર કર્યો ! ઓ દેવાધિદેવ ! મારા આ પાપકર્મ માટે મને ક્ષમા કર ! ક્ષમા કર ! "

તેની આંખો ઉપર ચંપકકળી સમાન કોમળ કરાંગુલીઓ ફરી વળી. આંખમિંચામણીની રમત રમાતી હોય તેમ તેને લાગ્યું; પરંતુ અત્યારે રસિકતા તેનાથી દુર નાસી ગઇ હતી. તે વિચારનિમગ્ન અને હૃદયશૂન્ય બન્યો હતો. તેના મગજમાં તો શક્તિની ધુન ચાલતી હતી. એ ધુનમાંજ તેનાથી બોલાઇ જવાયું, " કોણ શક્તિ ? "

" જી ના ! એ તો હું આપની દાસી, નિરૂપમા ! "

કુમાર ચમકયો. બોલવામાં કેવી ભયંકર ભૂલ થઇ ગઇ ! જેની પાસે પોતાની સત્ય હકીકત છુપાવવાની ખાસ જરૂર હતી, તેણેજ પોતાના મનની સ્થિતિ જાણી લીધી ! કુમાર ગુંચવાયો. " શો જવાબ આપવો ? " પરનાયિકા પાસેથી આવેલા–ચોરી છુપીથી પોતાના

નિવાસમાં જઇ સ્વપત્નીની પૃચ્છાનો ભોગ થઇ પડેલા પુરૂષ જેવી તેની દશા થઇ પડી. સત્ય વસ્તુ છુપાવવાનો તેણે યત્ન કર્યો, અને નિરૂપમાને સ્ફટિક આસન ઉપર પોતાની બાજુમાં બેસવાની સંજ્ઞા કરી.

શક્તિનું નામ સાંભળી નિરૂપમાનું હૃદય ડંખાયું. કુમારના વર્તનમાં આજ કંઇક વિચિત્રતા જણાઇ. સત્કાર બહુ લુખ્ખો હતો, શબ્દો રસહીન–પ્રેમહીન હતા. પોતાની અવગણના થતી જોઇ તેની આંખમાં ઝળઝળીયાં આવ્યાં. તે જ્યાંની ત્યાં ઉભી રહી.

નિરૂપમા સોળમા વર્ષમાં મ્હાલતી હતી, છતાં તેનો બાળપણાનો ભોળો વિશ્વાસુ સ્વભાવ ગયો નહોતો ! તેના અનુરાગી પ્રેમમાં ક્ષમાશીળ સ્વભાવની દુધ સાકર પેઠે મેળવણી થયેલી હોવાથી મૃદુતા, નૂતનના અને મીઠાશ ઓતપ્રોત ભર્યાં હતાં ! આવી પ્રેમપ્રસાદીનો થાળ ધરવા છતાં મનમંદિરના પ્રભુ તેને હડસેલી મુકે–તેની અવગણના કરે એ કેવી નિર્દયતા !

ગણેશ હજી પણ અસ્વસ્થ હતો. તેને માત્ર એટલુંજ ભાન થયું કે નિરૂપમા પોતાની પાસે હજી ઉભીજ રહી છે ! સભ્યતાના સ્વભાવિક ધર્મથી પ્રેરાઇ તેણે તેનો હાથ પકડયો, અને ખેંચીને સંગેમરમરના કોચ ઉપર પોતાના પડખે બેસાડી. નિરૂપમાએ પોતાનું માથું ગણેશના ખભા ઉપર ઢાળી દીધું, અને તેના વસ્ત્રોમાં મુખ છુપાવીને છાનું છાનું રડવા લાગી. દુઃખી હૃદયના નિશ્વાસ કુમારના કાનમાં સરવા લાગ્યા. થોડાંક અશ્રુબિંદુઓએ શરીરને સ્પર્શ કરી વિચારવશ વલ્લભને જાગ્રત કર્યો.

વિહ્વળ વલ્લભાનો વિલાપ સ્વામિના લક્ષમાં આવ્યો. પત્નીને રડતી જોઇ તેના સ્નેહાળ હૃદયમાં દયાનો સંચાર થયો. દુઃખી વિચારોને દેશવટો આપી, નવોઢાના કંઠની આસપાસ પોતાના હાથ વીંટાળી

તેને લાડ લડાવતો હોય તેમ તે સ્નેહભર્યાં વચનો બોલ્યો, "મારી લાડકી નિરૂપમા શા માટે રડે છે?"

કંઈ ઉત્તરજ ન મળે! પુનઃ તેણે તેજ પ્રશ્ન કર્યો, પરંતુ બોલેજ કોણ? નિરૂપમાના કપોલ પ્રદેશ ઉપર હાથ ફેરવતાં-પ્રેમકેલી કરતાં પુનઃ પુનઃ ગણેશ તેજ પ્રશ્ન પુછવા લાગ્યો. પ્રેમઘેલી પ્રેમદા વધારે રિસામણાં મનામણાંની ભુખી નહોતી. સજળ નેત્રે પતિ સામે જોતાં તે બોલી, "કહો, નાથ, મને કહો કે આપ મને ચાહો છો!"

નિરૂપમાના કાળા ભમર જેવા વાળ પસવારતાં મૃદુ સ્વરથી તે બોલ્યો, "ઓહહો! એતો મેં તને સેંકડો વખત કહ્યું છે. છતાં-ફરીથી એ પ્રશ્ન શા માટે? ઘેલી, એ ને એ વાત કેટલીકવાર કહેવી જોઇએ?"

"જો તમે......જો તમે" નિરૂપમાની જીભ લથડીયાં ખાવા લાગી. કુમારે તેના ધ્રુજતા અધરને ચુંબન કર્યું.

હવે તેને હિંમત આવી. કુમારના ગળામાં હાથ ભેરવીને તે બોલી, "મને શંકા છે, મને ભય લાગે છે કે કદાચ શક્તિમૈયા અહિં હોય તો આપ મને ભૂલી જાઓ."

નિરૂપમાના નિર્દોષ વદન તરફ કુમાર મૌન ધરી જોઈ રહ્યો.

**"કહો વ્હાલા! મને ફરીથી કહો કે આપ મને વિસારી દેશો નહિ, કહો કે આપ સદા મારાજ રહેશો."*** દીન-વદને નિરૂપમાએ ગળગળા સાદે વિનંતિ કરી.

કુમારે તેને ઉડાવવાનો યત્ન કર્યો, "તારો નથી તો હું કોનો છું? પ્રિયે!"

"તે તો પ્રભુ જાણે. મને કંઇ ખબર પડતી નથી. મને તો માત્ર એટલુંજ ભાન છે કે મારૂં હૃદય શોકભારથી દબાય છે."

* જુઓ ચિત્ર.

પુનઃ તેણે પોતાનું મુખ ગણેશના વસ્ત્રોમાં છુપાવ્યું અને ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી.

કુમાર માટે આ કેવો કસોટીનો સમય? તેની ગરવી પ્રેમાળ પત્ની અનેક તર્કવિતર્ક કરતી, શંકાને સ્થાન આપતી, અશ્રુધારા વરસાવતી હતી, છતાં પણ વિશ્વાસે વળગી રહી હતી. તેની વિચાર-શક્તિ બહેર મારી ગઇ. શક્તિ સાથે લગ્ન કરી તેને પોતાના આવાસ-માં લાવતાં નિરૂપમાનું સ્નેહાર્દ્ર હૃદય ભગ્ન થાય તેમ હતું. શક્તિનો ત્યાગ કરવો એ તેને મહા અધમ આચરણ કરવાની ફરજ પાડવા જેવું હતું—કુમારને હૃદયપૂર્વક પતિ માનવા છતાં અન્ય પુરૂષ સાથે તેને લગ્ન કરવાં પડે એવું હતું.

કંઇ નિર્ણય થઇ શકયો નહિ. રડતી રમણીને આશ્વાસન આપી જેમ તેમ ભોળી ભામિનીને મીઠા મીઠા શબ્દોથી ભોળવી તે શયન ખંડમાં લઇ ગયો. જે ઇચ્છાથી નિરૂપમાએ પુષ્પશૈયા તૈયાર કરી હતી તે ઇચ્છા અધુરી રહી. મનની મનમાંજ રહી ગઈ. નિર્દોષ નિરૂપમા જે ઉછળતા પ્રેમની આજે આશા રાખતી હતી તે મળે તેમ નહોતું. કુમારના લુખ્ખાં લાડથી પણ તે રીઝી અને પતિના પડખામાં—પ્રેમીની હુંફમાં તે નિદ્રાધીન બની.

કુમાર જાગતોજ રહ્યો. પત્નીની અવગણના કરવાથી નિદ્રાદેવી તેના ઉપર રોષે ભરાયાં હતાં. વિચારવાયુ થયો હોય તેમ આખી રાત તેણે કંઇ કંઈ તર્કવિર્તકો કરવામાં ગાળી કહાડી. ઉષા સમય થયો, પરંતુ કુમારને શાંતિ ન મળી. કંટાળીને તેણે શૈયાનો—શૈયામાં સુતેલી પોતાની નિદ્રાવશ પત્નીનો તે જાગી ન ઉઠે તેવી સાવધતાથી ત્યાગ કર્યો, અને મહેલની બહાર નીકળ્યો. શક્તિને મળીને તેની સાથે છેવટનો નિર્ણય કરવાની તેને ધુન લાગી હતી. શક્તિને મળવા તે અરણ્ય તરફ ચાલ્યો.

અરણ્યને છેડે આવતાં તેણે ઢોલનો અવાજ સાંભળ્યો. સરિ-

ચામ માર્ગે આવતાં તેણે કેટલાક ઘોડેસ્વાર અને પગપાળા સિપાઈ-ઓને જોયા. તેમની આસપાસ જિજ્ઞાસુ લોકના થોક એકઠા થયા હતા.

એક સિપાઈ ઢોલ વગાડીને બુલંદ અવાજે ઢંઢેરો પોકારતો હતો કે, " નવાબ ગ્યાસુદ્દિને સુલ્તાન વિરૂદ્ધ બળવો જગાડેલો હોવાથી બાદશાહ સલામતે તેની સામે યુદ્ધ જાહેર કર્યું છે. જેઓને બાદશા-હના પક્ષમાં લડવાની ઇચ્છા થાય તેણે આગળ પડવું."

ગણેશદેવ પણ જિજ્ઞાસુ બન્યો. એક ઘોડેસ્વાર સૈનિક પાસે જઇ તેણે પૂછ્યું, " નવાબે શો ગુનોહ કર્યો છે ?"

સૈનિકે ઉત્તર આપ્યો, " ગઈ કાલે યુદ્ધવિહારમાં સુલતાન સ-લામતે જે નાજનીનને જોઇ હતી તેને પોતાની મહેરદાર બનાવવાની તેઓની મરજી હતી. નવાબને આ કામ પાર પાડવાનું ફરમાન થયું હતું, પરંતુ તેણે સુલ્તાનનું કામ કરવાને બદલે પોતેજ તે પરીરૂહ સાથે નિક્કા કરી લીધા છે !"

વજ્રઘાત થયો હોય તેમ કુમાર સ્તબ્ધ બની જડવત્ ઉભો રહ્યો !



# પ્રકરણ ૧૯ મું.

## વ્હારે ધાયો !

विपदि धैर्यमथाभ्युदयेक्षमा

**આપદકાળનો ભય મહાત્માને માથે પણ રહેલો છે.**

પોતાને કોઇ સાદ કરી બોલાવતું હોય તેવી ભ્રાંતિ થતાં કુમાર વિચારગ્રસ્ત સ્થિતિમાંથી જાગ્રત બન્યો. એ સાદ કોઈ સ્ત્રીનો જણાતો હતો. તુચ્છકાર ભર્યો એ આર્તનાદ સ્પષ્ટ સંભળાવા લાગ્યો, " આ કોણ ગણેશદેવ કે ? આપની નજરે સ્ત્રી જાતિનું અપમાન થતું જોઇ આપ બેપરવા બની જોયા કરો છો ? જૂલ્મ અને અન્યાય થતો જોઇ આપનું હૈયું ચલિત થતું નથી ? શરમ છે આપની કીર્તિને ! આપના પૂર્વજો જેઓએ વીર પુરૂષોની પેઠે બંગાળની મહત્તા વધારી છે તેના તમે વંશજ છો ? ખરેખર જ્યારે તમારા જેવા પુત્રરત્નો આવું વર્તન કરે ત્યારે બિચારી માતૃભૂમિની અધમ દશા જ થાય ! "

આશ્ચર્યચકિત બની જે દિશામાંથી સ્વર આવતો હતો તે તરફ જોતાં કુમારે કોઇ પવિત્ર સન્યાસિનીને ચતુર્ભુજ બનાવેલી અને સિપાઈઓના જાપ્તામાં રહેલી જોઇ. આ દ્રશ્ય જોઇ તે ચકિત બન્યો. ઉતાવળથી તે ત્યાં ગયો અને ચોકીદારોને પૂછ્યું, " આ બાઇ કોણ છે ? તેને શા માટે બંધનમાં જકડેલી છે ? "

સિપાઇઓએ સલામ ભરતાં ઉત્તર આપ્યો, " સલામ મહારાજા સાહેબ ! ફોજદાર સાહેબે સુલ્તાનને એવા ખબર આપ્યા કે શાહજાદા માતાજીના મકાનમાંથી બેગમને છિનવી લઈ ગયા, તેથી સુલ્તાન

સલામતે માતાજીને પકડી લાવવાનું ફરમાન કર્યું છે. અમે તો ફક્ત ફરમાનને તાબે થયા છીએ."

અવજ્ઞા કરતાં પૂર્ણ તિરસ્કાર સહિત સન્યાસિની બોલી, "ચોરી કરનાર કોઈ, અને ફાંસીને લાકડે જનાર કોઈ! આ પણ બહુ ઉત્તમ પ્રકારનો ન્યાય થતો જણાય છે!"

ગણેશ આગળ ધસી આવ્યો, એકદમ મ્યાનમાંથી તરવાર બહાર કાઢી, અને ચોકીદારોને સંબોધીને આજ્ઞાસૂચક સ્વરે તે બોલ્યો, **"ચાલો ખસી જાઓ, તમારૂં જીવન તમને વ્હાલું હોય તો મારા માર્ગમાંથી દૂર હઠો!"*** 

કુમારનો વિચાર ચોકીદારો સમજી ગયા. તેમાંથી એક બોલ્યો, "મહારાજા સાહેબ, જો અમારી ગરદન કપાવવાની દાનત ન હોય તો ખુદાને ખાતર તેમને છુટા કરશો નહિ. ફોજદાર સાહેબ અમારા ઉપર બહુ ગુસ્સે થશે."

આવી રીતે કરગરતાં પણ ચમકારા મારી રહેલી તરવાર જોઈને તેઓ પાછળ હઠતા ગયા. કુમાર સન્યાસિની પાસે આવ્યો. તેનું બંધન કાપી નાંખ્યું અને તેને મુક્ત બનાવતાં તે ભયભિત બનેલા સિપાઇઓને ઉદ્દેશીને બોલ્યો, "ડરશો નહિ, હું પોતેજ તમારા સરદારને આ વાત કહીશ. તમારા ઉપર કોઈ પ્રકારનો દોષ નહિ આવવા દઉં એ ખાત્રીપૂર્વક માનજો. છતાં કદાચ તે તમને શાસન આપવાની જીદ પકડે તો તમે ખુશીથી મારી પાસે આવજો. હું તમને મારા સૈન્યમાં દાખલ કરાવીશ. વારૂ, સરદાર ક્યાં છે?"

"અમને હુકમ આપીને તે આપ મહારાજા સાહેબના મહાલય તરફ ગયા છે."

ઢોલ બંધ પડયો. વિલક્ષણ જનસમૂહ સિપાઇઓની આસપાસ ફરી વળ્યો. હાથની ઈસારતથી કુમારે મેદનીમાંથી માર્ગ મેળવ્યો અને

* જુઓ ચિત્ર.



'...તમારું જીવન વહાલું હોય તો મારા માર્ગમાંથી દૂર હઠો!'

ચિ.–શ્રી કલાબ્ધિ.] **પ્રેમ પ્રભાવ.** [પૃ. ૧૩૬

બંધનમુક્ત બનેલી સન્યાસિનીને સંબોધીને બોલ્યો, " માતાજી, મારી સાથે સાથે ચાલ્યાં આવો. આમાંથી કોઇ તમારો વાળ પણ વાંકો કરી શકનાર નથી ! "

માતાજીએ ઉત્તર આપ્યો, " વત્સ ! હું જાણું છું કે તારી સાથે હું છું ત્યાંસુધી મને કોઇ પ્રકારનો ભય નથી. પરંતુ ચાલ મનેજ માર્ગમાં આગળ થવા દે, તું મારી પાછળ ચાલ્યો આવ. અહિંના તમામ માર્ગો હું બહુ સારી રીતે જાણું છું."

આશ્ચર્યમાં લીન બનેલા મનુષ્યો સ્થંભી ગયા. સિપાઇઓ મ્હો-માંથી એક શબ્દ પણ ઉચ્ચારી ન શક્યા. જોતજોતામાં મહારાજા અને સન્યાસિની અરણ્યમાં અદ્રસ્ય થયાં !



# પ્રકરણ ૨૦ મું.

## ધમકી !

Fame is the fragrance of heroic deeds
The flowers of chivalry and not of weeds.

*Longfellow.*

થોડોક પંથ કાપ્યા પછી સન્યાસિની ઉભી રહી અને બોલી, "વત્સ! આ જમણી તરફના માર્ગે જજે, એટલે તારા બગીચાનો સિમાડો આવશે. તું હમણાં ઘેર જા, હું અલ્પ સમયમાં આવીને તને મળીશ."

મહાલય પાસે આવતાં રાજકુમારને બાદશાહના લશ્કરનો સિપાહસાલાર **અઝીમખાં** મળ્યો. કુમારને જોતાં તે બોલ્યો, "મહારાજા સાહેબ, હું અત્યંત અગત્યના કામ માટે આપની પાસે આવ્યો છું. પિતાપુત્રની વચ્ચે લડાઈ શરૂ થઇ છે. તમે સુલતાનની કુમકે આવવા એકદમ તૈયારી કરો."

સરદારની માંગણીનો ઉત્તર ન આપતાં ઉલટો ગણેશદેવે સામો પ્રશ્ન પૂછયો, "સરદાર! તમારાં આવાં કાર્યોનો અર્થ શો? પેલી સાત્વિક વૃત્તિવાળી નિર્દોષ સન્યાસિનીને શા માટે પકડી હતી?"

"મારે નાઇલાજ તેમ કરવું પડયું છે, મહારાજા સાહેબ! ગમે તેમ તો પણ આપણે તો સુલતાન સાહેબના નોકર રહ્યા! એટલે તેમની મુનસફી પ્રમાણે કરવુંજ પડે. નામવર બાદશાહ સલામતે તે ઓરતને કેદ કરી લાવવાનો હુકમ કર્યો, અને મેં તે હુકમ બજાવ્યો છે. મને લાગે છે કે 'તું નહિં તો તારી બ્હેન' એ કહેવત મુજબ પેલી શાહઝાદાવાળી ગુલબદન નાજનીન ન મળી એટલે તેને બદલે

આ ઓરત જોઇતી હશે. ગુલેગુલાબ ન મેળવી શકાય તો પછી ગુલે ગુલનારથી પણ સંતોષ માની લેવો જોઇયે. નહિ મામા કરતાં કાણો મામો પણ શું ખરાબ! હા, હા, હા!"

કંઈક ટોળમાં તેણે આ વચનો ઉચ્ચાર્યાં. તેણે ધાર્યું કે મહારાજાને આ વાતમાં રસ પડશે અને તેથી માથાકુટનો અહિંજ અંત આવી જશે.

પરંતુ આ .અધમ વચનોથી કુમારનું હૃદય ખળભળી ઉઠયું. કોપાગ્નિ તેની ચક્ષુઓમાં વ્યક્ત થયો. દમામથી તે બોલ્યો, "અઝીમખાં! આવી રીતે અયોગ્ય વચનોથી સ્ત્રીજાતિનું અપમાન કરવું એ તમને છાજતું નથી. પવિત્ર સ્ત્રીજાતિની આવી રીતે મશ્કરી કરવા પહેલાં તમારે પુરતો વિચાર કરવો જોઇએ. બહાદુર પુરૂષો આવું વર્ત્તન કદી પણ કરે નહિં."

અઝીમખાંને બોલવું ભારે થઇ પડયું. મશ્કરીનું રૂપ બદલાઈ ગયું, પોતે એ વચનો ઉચ્ચાર્યાં ન હોત તો સારૂં એવો વિચાર થયો, અને બચાવ કરતાં નમ્ર સ્વરે તે બોલ્યો, "પરંતુ મહેરબાન મહારાજા સાહેબ, ખુદ બાદશાહનો તેવો હુકમ હતો એટલે......"

"ગમે તેનો હુકમ હોય, તેને પકડવા માટે કોણે હુકમ કાઢયો એ જાણવાની મને જરૂર નથી. મેં તો તે સંન્યાસિનીને બંધનમુક્ત કરી છે."

સરદાર મ્હોં ફાડીને ગણેશદેવ તરફ જોઇ રહ્યો, "શું સન્યાસિનીને બંધનમુક્ત કરી ? એટલે ? મહારાજા સાહેબ, શું આ આપ સત્ય કહો છો ? મને તો લાગે છે કે આપ મારી મશ્કરી કરો છો."

"નહિ, હું જે કહું છું તે સત્યજ છે. ફરીથી પણ હું કહું છું કે મેં સન્યાસિનીને બંધનમુક્ત કરી છે."

સરદારનું મ્હોં આ વચનો સાંભળતાં કરીયાતાનો કડવો ઘુંટડો પીવામાં આવ્યો હોય તેવું થઇ ગયું; છતાં તેણે મનને મનાવી લેવાનો યત્ન કરતાં કહ્યું, "હશે, તેમાં કંઇ વાંધો નહિ. જ્યાં સુધી હજી

પણ તે બંધીવાન તરીકે છે, ત્યાં સુધી કંઈ કાયદાનો ભંગ થયો ગણાય નહિં.”

ગણેશદેવના મનમાં ‘હજી પણ સરદાર ખાંડ ખાય છે’ એવો વિચાર આવતાં તેના મુખ ઉપર સ્મિત છવાયું, અને તેની ભૂલ ભાંગવા માટે ખરી બીના જણાવી દીધી, “અરે સરદાર સાહેબ! હવે વળી તે બંદીવાન શાની હોય? બંદીવાન રાખવી હોય તો પછી બંધનમુક્ત કરવાથી શો ફાયદો? તેની શૃંખલા શા માટે તોડી નાંખવી જોઇએ?”

“ત્યારે શું તમે એમ કહેવા માંગો છો કે તેનું બંધન તોડાવીને તેને નાસી જવા દીધી?”

“એમાં શો શક? એમ ન કરવું હોય તો તેને બંધનમુક્ત શા માટે કરૂં?”

“ખરેખર સાહેબ! તમે મને બનાવો છો! પહેલાં વાત એ છે કે તે નાસી શકેજ કેવી રીતે? તેની ચોકી માટે મેં મારા સિપાહોની એક ખાસ ટુકડી તેની સાથે રાખી છે.”

“એ સઘળું સત્ય છે, અઝીમખાં! તમારા સિપાઇઓએ તો પોતાના કર્તવ્યનું બરાબર પરિપાલન કર્યું છે. તેમનો આમાં કશો દોષ નથી. અને તમારે તેઓને ઠપકો આપવાનું કંઇ કારણ પણ નથી. મેં જબરાઇથી સન્યાસિનીને બંધનમુક્ત કરી છે અને તેને નિર્ભય સ્થાનમાં મુકી આવ્યો છું.”

સરદાર આભો બન્યો; અત્યંત મુંઝવણમાં આવી પડયો હોય, ભર સમુદ્રમાં વહાણ ડુબી ગયું હોય તેમ તેનો ચ્હેરો રોતીસુરત જેવો બની ગયો, તેનો અવાજ ગળગળો થઇ ગયો, “મહારાજા સાહેબ, અરે આ તમે શું કર્યું? એ ઓરતના મોઢેથીજ સઘળી બીના જાણી લેવાની બાદશાહ નામવરની ખ્વાહેશ હતી. હવે બને?”

"થવાનું હતું તે થઇ ગયું છે, હવે કંઇ બનવાનું નથી."

"તેમ ચાલેજ નહિ, મહારાજા, હમણાંજ–જરાપણ ઢીલ કર્યા વગર તે ઓરત અમને સોંપી દ્યો, નહિં તો તેમાંથી જોયા જેવું પરિણામ આવશે!"

"એટલે?"

"એટલે એમ કે તમને રાજદ્રોહી અને બળવાખોર ગણી પકડવામાં આવશે."

"હશે, હશે, તે તો જે થવાનું હશે તે થશે; પરંતુ અઝીમખાં! એટલું તો સર્વ કોઇ કબુલ કરશે કે જો બાદશાહ પોતે કોઇ અયોગ્ય હુકમ પસાર કરે તો તેવી ગેરવ્યાજબી આજ્ઞાનો ભંગ કરવા માટે હું બળવાખોર ગણાઇ શકું નહિ. છતાં સુલ્તાન સાહેબની ઇચ્છા મને બળવાખોર ગણવાની હોય તોપણ તમે તેને મારી વતી એટલો સંદેશો કહેજો કે ગણેશદેવના પિતામહે સુલ્તાનના પિતાની જે અમૂલ્ય સેવા બજાવી છે તેના બદલામાં આ સ્ત્રી બંધનમુક્ત થાય અને તેને હવે પછી કોઇ પણ રીતે રંજાડવામાં ન આવે એવું ગણેશદેવ નમ્રતાપૂર્વક માગી લે છે."

સરદાર હસ્યો. "મહારાજા સાહેબ, તમે હજી ન્હાના છો, બિન અનુભવી છો, જગતનો તમને અનુભવ નથી, દુનિયાના અજબ રંગોથી તમે રંગાયા નથી. કોઇ પણ મનુષ્યને આપેલી સહાયનું તેને સ્મરણ કરાવવું એ તેના દુશ્મન બનવા જેવું છે. આગળની વાતો યાદ આપવાથી સુલ્તાન સાહેબ રીઝી જાય એવા નથી. તેમની ખફગી વ્હોરી લેવી ન હોય તો તરત જ સન્યાસિની અમને સોંપી દ્યો."

"તેમ કદી પણ બનશે નહિ. અઝીમખાં, તમે મર્દ છો, ખરા દીલથી નિષ્પક્ષપાતપણે મને કહો કે મારે સ્થળે તમે હોત તો આવા પ્રસંગે તમે શું કરત? તમે મારાથી ઉલટી રીતે વર્તત? એક લાચાર નિરાધાર અબળા તમારૂં રક્ષણ શોધે તો શું તેને બચા-

વવાને ખાતર તમે પણ સુલ્તાનના કોપને આધીન ન થાત ?"

"અત્યારે એવી દલીલ કરવાનો સમય નથી. તમારૂં કૃત્ય ન્યાયી છે કે કેમ તે અત્યારે કોઇ તપાસવા બેસનાર નથી. હું અત્યારથીજ ભવિષ્ય ભાખું છું કે સુલતાનનો કોપ અવશ્ય તમારા ઉપર ઉતરશે. ગમે તેમ હોય પણ મને તો એમજ જણાય છે કે સુલ્તાનના શરીરમાં શયતાન દાખલ થયો છે. આગળની સેવાઓનું સ્મરણ કરાવવાનો કે તેમની સાથે ફિલસુફી ચલાવવાનો અત્યારે સમય નથી. મને તો એવીજ આગાહી થાય છે કે સુલ્તાન સાહેબના હુકમથી તમને કેદ કરવાને હમણાંજ મારે પાછા ફરવું પડશે. આ વાત તમારે ખાસ લક્ષમાં રાખવાની છે."

"કદાચ તેમ પણ હશે, ભવિષ્યમાં જે બનવાનું હશે તે બનશે, પરંતુ તેમને પણ એટલું લક્ષમાં રાખવાનું કહેજો કે જ્યાંસુધી તે અરક્ષિત અબળાઓને રંજાડવામાંથી પોતાનો હાથ ઉઠાવશે નહિ ત્યાં સુધી આ ક્ષત્રિય પુત્ર ગણેશદેવ તેની તાબેદારી સ્વીકારશેજ નહિ, અને તેના ખંડિયા રાજા તરીકે પણ તેની સાથે વર્તશે નહિ."

છેલ્લાં વચનો ઉચ્ચારતાં ક્ષાત્રશૌર્ય ગણેશના શબ્દોમાં, તેનાં ચક્ષુઓમાં, અને તેની સામાન્ય મુખચર્યામાં સ્પષ્ટ પ્રકટી નિકળ્યું. સરદાર દિગ્મૂઢ બન્યો. મહારાજા સાથે વધારે વાદવિવાદ કરવો વ્યર્થ છે એમ જાણી તરતજ તે ત્યાંથી પાછો ફર્યો. તે જાણતો હતો કે પોતાની ઇચ્છામાં આવે તો ત્યાંને ત્યાંજ ગણેશને બંદીવાન બનાવવાની તેને સર્વ સત્તા હતી, પરંતુ તે શૂરવીર મર્દ હતો અને મનુષ્યત્વના સદ્‌ગુણો તેનામાં વાસ કરી રહ્યા હતા. તેના ઉમદા સ્વભાવે આ યુવાન મહારાજાને પોતાની જીંદગી બચાવવાની એકાદ તક આપવાને પ્રેર્યો. તેને હજી એવી આશા હતી કે સુલતાન કંઇક વિવેક વાપરશે અને ન્યાયપુરઃસર વર્તશે !

તેણે પોતાના અશ્વને એડી મારી, અને અશ્વ પોતાના માલિકને

ચોંકાવનારા ખબર આપવાને અધીરો થઈ રહ્યો હોય તેમ પવન વેગે ત્યાંથી ઉપડયો.

સરદાર ગયો. ગણેશ હવે શું કરવું તેના વિચારમાં પડયો.

પરંતુ દૈવી સહાય તેના માટે તત્પર હતી. તરતજ સન્યાસિની ત્યાં આવી. રાજકુમારની ચિંતાનું નિવારણુ કરવાને તે બોલી, " રાજકુમાર ! આટલો બધો વિચાર શા માટે કરવો પડે છે ? ન્યાયને માટે ગમે તેવી વિપત્તિ આવી પડે તો પણુ તેથી પાછા હઠવાનું નથી. છતાં આપણે તેના આશ્રિત છીએ, અને તેના કોપનું બળીદાન થતાં અટકવા માટે આપણે યોગ્ય ઉપાય લેવાજ પડે. આ સ્થળમાં લાંબો વખત રહેવામાં હવે સાર નથી. સુલતાન આપણુને ખુવાર કરવા તત્પર થશે એમાં કંઇ સંશય નથી. અહીંથી છટકી જવામાં વિલંબ થશે તો આપણા શત્રુઓ આપણુને પકડી પાડશે અને તેમની દયા ઉપર રહેવાનો વખત આવશે. તમારા સૈન્યને સજ્જ કરવાની આજ્ઞા મેં સામંતને આપી દીધી છે. તમારે એક મહત્વનું કાર્ય કરવાનું છે. જાઓ, મહાલયમાંથી તમારા કુટુંબ અને સ્નેહીજનોને ત્વરાથી અહિં લાવો, અને હું જ્યાં જાઉં ત્યાં મારી પાછળ પાછળ આવો. હમણાંજ યુદ્ધ થશે એ નિર્વિવાદ છે અને કોઈ સુરક્ષિત સ્થાનમાં જેમ બને તેમ જલદી આપણી છાવણી નાંખવી એ પણુ તદ્દન આવશ્યક છે. માટે જાઓ, વિલંબ ન કરો. "

આવા બારીક સમયમાં એક દિવસ જેટલી તૈયારીને માટે માત્ર એક કલાકનો વખત વિત્યો. યુદ્ધવિહાર માટે આવતાં, પાન્ડુઆમાં આવેલા જે મહાલયમાં ગણેશદેવે નિવાસ કર્યો હતો તેનો તેણે કુટુંબસહિત ત્યાગ કર્યો. તેઓ કયાં ગયા તેની ખબર આપી શકે એવું એકાદ પક્ષી પણુ મહાલયમાં બાકી રહ્યું નહિ !

બે ચાર કલાક પછી સરદાર અઝીમખાં દિનાજપુરના મહારાજાને કેદ કરવાના સુલતાનના બાદશાહી ફરમાન સાથે પૂર દમામમાં

ત્યાં આવ્યો, અને એકદમ મહેલમાં પ્રવેશ કર્યો. પરંતુ અફસોસ! જે દમામ અને ગર્વથી તે ત્યાં આવ્યો હતો તે પળવારમાં નષ્ટ થયાં, અને તેનો ચ્હેરો નિસ્તેજ અને ફિક્કો થઇ ગયો. ફાટેલા સાદે તેણે પોતાના સિપાઇઓને મહેલના દરેકે દરેક ખુણા તપાસવાની આજ્ઞા કરી.

કોઇ માન ખાટવાની આશામાં, કોઈ સૌંદર્ય દેવીઓનાં દર્શનની લાલસામાં, તો કોઇ પુષ્કળ લુંટ મેળવવાના લોભમાં તણાઇને મહેલનો દરેકે દરેક ભાગ ફરી વળ્યા, પરંતુ સર્વ વ્યર્થ. તેઓના લલાટે એ લાભ લખાયોજ નહોતો.

અઝીમખાં નિરાશ બન્યો. તેણે ગણેશદેવ કયાં ગયો હશે તે જાણવાનો મિથ્યા યત્ન કર્યો અને નિરાશાના આવેશમાં પુનઃ તપાસ કરવા હુકમ આપ્યો, પરંતુ તેઓ કંઇ પણ નિશાની મેળવવા પામ્યા નહિં. મહેલ ઉજ્જડ હતો!



## પ્રકરણ ૨૧ મું.

## ચકમક ઝરી !

થાયે પ્રતિકૂળ તો દૈવ જ્યારે,
થાયે પ્રતિકૂળ તો સર્વ ત્યારે;
શત્રુ બને પુત્ર ને મિત્ર સંધા,
ઈચ્છે અકલ્યાણ રે સ્વાર્થ અંધા.

બંગદેશ ખળભળી ઉઠયો હતો. ચોમેર યુદ્ધના તણખા ઉડી રહ્યા હતા. પોતાનો પુત્ર પોતાની સાથે પ્રપંચ રમ્યો, એ જાણવામાં આવતાં સુલ્તાનના ક્રોધની સીમા રહી નહોતી. પોતાની આશાને નિરાશાના રૂપમાં ફેરવી નાખનાર શાહઝાદાને સખ્ત નસિયત કરવાને સુલ્તાન તત્પર બની રહ્યો હતો. ઇતર સહાયમાં તેને ગણેશદેવની કુમક ઉપર વધારે ઇતબાર હતો. હમણાં તે તેનાજ વિચારમાં હતો. પોતાના ચીઆવલા અને ઉદ્ધત શાહઝાદાને તેની ભૂલને માટે પોતે કેવી રીતે શિક્ષા આપશે, પોતાના સૈન્ય બળથી તેને કેવો હંફાવશે, અને અંતે માફી માગવા માટે શાહઝાદાનું શિર પોતાના પગમાં કેવી રીતે નમાવશે, એ વિચારતરંગોથી તે મનમાં મલકાતો હતો. પરંતુ તેવામાં ત્યાં એક મનુષ્યના આગમનથી તેના આનંદનો અવરોધ થયો. તે આગંતુકનું વદન મ્લાન લાગતું હતું, તેનો શ્વાસોચ્છ્વાસ નિરાશા સૂચવતો હતો. તે સુલ્તાનને કુરનીસ બજાવી નીચું જોઇ ઉભો રહ્યો. પળવાર તો તે કાંઇ બોલી શકયો નહિ.

કેમ બહાદુર સરદાર, આમ કેમ ? આ ગભરાટ શાનો ? આવા બારીક કટોકટીના મામલામાં તારૂં મૌન મારા ધૈર્યનો નાશ કરે છે.

બોલ, બોલ, દિનાજપુરનો રાજા આપણી મદદે આવવા તૈયાર છે કે નહિ? આપણા પ્રત્યે વફાદાર છે કે નહિ?" શાહે અધિરતાથી પૂછયું.

"અફસોસ! શાહેવાલા, કુદરત આપણી વિરૂદ્ધ લાગે છે. ખુદાનો આપણા ઉપર ખૌફ લાગે છે. જ્યાં જઈએ ત્યાં આપણને પાછુંજ પડવું પડે છે." આગંતુકે નિરાશાસૂચક ઉત્તર આપ્યો.

"એટલે શું ગણેશદેવને પણ શાહઝાદાએ ફોડયો છે? એમ બનેજ કેમ? ગણેશદેવ મારો આશ્રિત છે. તે બીજાનો પક્ષ સ્વીકારી શકેજ નહિ. અને કદાચ તે બેવફા થશે તો આ મારી સમશેર તેની નીમકહરામી માટે તેની પાસેથી જવાબ માંગવાને તૈયાર છે."

"બખ્તાવર બાદશાહ સલામત, મહારાજા ગણેશદેવ એમ બેવફા નીવડે એ કદી પણ બનેજ નહિ. રજપૂતો એવી બાબતમાં બહુજ ટેકીલા હોય છે. પરંતુ વાત જૂદીજ છે. જે સન્યાસિનીને આપ હુજુરે કેદ કરીને અહીં લાવવાનું ફરમાન કર્યું હતું તેને તેણે છૂટી કરીને નસાડી મૂકી છે."

"ત્યારે શું એ પણ આપણી વિરૂદ્ધ ગયો છે?"

"હજી સુધી તો કાંઇ ચોકસ નથી. તે કહે છે કે જ્યાં સુધી સુલ્તાન સાહેબ એવી નિરાધાર અબળાઓ ઉપર જુલમ કરતા બંધ પડે નહિ ત્યાં સુધી હું તેઓનો પક્ષ સ્વીકારી શકતો નથી. વળી એ સન્યાસિનીને છોડી મુકવા માટે તે આપ હુજુરને અર્જ કરે છે."

"વાહ! કેવી તઆજુબી! એ બદમાશ પોતેજ તે સાધ્વીને નસાડી, પાછળથી તેને છોડી મુકવા માટે મારી પાસે અર્જ ગુજારે છે! 'ચોરીપર સરજોરી' તે આનુંજ નામ. અઝીમખાં, આ કંઈ મારૂં નાનું સૂનું અપમાન નથી. એ મગરૂર કાફરને તમારે ત્યાંને ત્યાંજ પકડવો જોઈતો હતો. હું બહુ દિલગિર છું, અઝીમખાં, તમે તમારી ફરજ બજાવવામાં ભયંકર ભુલ કરી છે."

આવો ઠપકો સાંભળતાં અઝીમખાં સ્તબ્ધ બન્યો. બચાવ કરવા માટે તેની પાસે કાંઇ બ્હાનું નહોતું.

મંદ સ્વરે તેણે ઉત્તર આપ્યો. "જહાંપનાહ ! આપનો કમતરીન સેવક ઠપકાને લાયક છે એમ મારે કબુલ કરવું પડે છે; પરંતુ સંજોગો પ્રતિકુલ છે. સમય પ્રમાણે વર્ત્તવું એમાં શાણપણ છે. આપ નામવર સારી રીતે જાણો છો કે નવાબશાહની સાથે આપણને યુદ્ધ કરવાનું છે. આવા અશાંત અવસરે જો આપણે દિનાજપુરના મહારાજાને પણ પકડીએ તો તેની સાથે પણ યુદ્ધ કરવાનો વખત આવે. તેને કેદ કરવો એ કાંઈ બાળકની રમત નથી. તેમ કરવા જતાં આપણા સૈન્યની મજબુતી ઢીલી થઇ જશે અને આવા બારીક મામલામાં તે આપણને નાશકારક નીવડશે. દિનાજપુરનું સૈન્ય જોરાવર અને જંગે બહાદૂર છે, તેથી જો સમજુતીથી કામ લઈને તેને આપણા પક્ષમાં લઇ લઈએ તો હું ખાત્રી પૂર્વક કહું છું કે દુશ્મનને દાબી દેવામાં બિલકુલ મુશ્કેલી નડશે નહિ."

સુલતાન અત્યારે સારાસારનો વિચાર કરવાને તત્પર નહોતો. અઝીમખાંના કુનેહભર્યાં આવા વચનોથી અને ખુલાસાથી તે વધારે ને વધારે ક્રોધાયમાન થતો ગયો અને ધમધમી ઊઠયો, "અઝીમખાં ! આ તમે શું બોલો છો ? શું તમે એમ કહેવા માગો છો કે એ નાચીજ મગતરાની મદદ સિવાય હું મારા દુશ્મનને હઠાવી શકીશ નહિ ? શું તમે એમ કહેવા માગો છો કે એ નાદાન નીમકહરામ શાહજાદાનું અપમાન મારે શાંતિથી સહન કરી લેવું ? નહિ, હરગિજ નહિ. શું મારા જેવા શુરવીર શેરની એ શિયાળ મશ્કરી કરવા માગે છે ? શું હું ગર્જવાન બનીને તેની પાસે મદદની ભીખ માગતો જઉં ? અને તે જે કહે તે મુંગે મોંઢે કબુલ કરી લઉં ? બેવકુફ ! તદ્દન બેવકુફ ! !"

લાંબા પરિચયથી અઝીમખાં સુલતાનના સ્વભાવને સારી રીતે જાણી ગયો હતો, સુલતાનની નાડીનો તે વૈદ્ય બની રહ્યો હતો અને ભિન્નભિન્ન અવસરે તેની બદલાતી જતી મુખચર્યાનો તે પૂરો પરીક્ષક નીવડયો હતો. તેણે બાદશાહનો મનોભાવ જાણી લીધો અને તેની ઇચ્છાને અનુકૂળ થઈ જવા તેણે ફેરવી બાંધી, "કુસુર મઆફ, જહાંપનાહ! આ સેવકના કહેવાની મતલબ એવી નથી. હું તો આપ ખુદાવિંદના ફરમાનનોજ તલબગાર છું."

"મારૂં ફરમાન મેં કહી સંભળાવેલુંજ છે. જાઓ! બનતી તાકીદે જાઓ! એ બેહયા કાફરને પકડી ગીરફતાર કરી મારી સામે ખડો કરો!"

સુલતાનનાં તિરસ્કાર ભરેલાં વચનો સાંભળીને બ્હીલે મોઢે ધીમા પગલે અઝીમખાં ત્યાંથી ચાલ્યો ગયો.

કેટલાક અનુયાયીઓને સાથે લઈને સુલતાને પોતાના માથે મુકેલો આરોપ નિવારવાની અને ફરમાનનું પાલન કરવાની પોતાની તત્પરતાનો તેને પ્રત્યક્ષ અનુભવ કરાવવાની ઉમેદમાં તે પુર દમામમાં ગણેશદેવના રાજમહાલયમાં આવ્યો. પરંતુ ગયા પ્રકરણમાં જણાવ્યા મુજબ મહેલ ઉજ્જડ જણાયો. ધારેલા કાર્યમાં હતાશ થતાં અઝીમખાં મનોભંગ થઇ ગયો, તેના હાથ હેઠા પડયા, અને સુલ્તાનને હવે શું જવાબ આપવો તેનો વિચાર કરતાં તે લશ્કર સહિત પાછો ફર્યો.

નિરાશાદેવીએ આટલેથીજ તેનો ત્યાગ કર્યો નહિ. તે પણ તેના લશ્કરની સાથેજ કુચ કરી રહી હોય તેમ વારંવાર સરદાર અઝીમખાંને દર્શન આપવા લાગી. રાજમહાલયથી હજી તે બે ત્રણ કોસ દૂર આવી પહોંચ્યો નહિ ત્યાંતો દૂરથી ધુળના ગોટેગોટ ઉડતા જણાયા. તરતજ તે સાવધ બન્યો.

અશ્વને ઉભો રાખી, પેગડામાં પગ ભરાવી, ઉંચા થઇને દૂર નજર ફેંકતાં લશ્કરની એક ટુકડીને પુર જોસમાં પોતાના તરફ ધસી

આવતી તેણે જોઇ. શત્રુ પક્ષના માણુસો હોવાની શંકા થતાં તેણે પોતાના અનુયાયીઓને સાવધ રહેવાનું સુચવી દીધું.

જોતજોતામાં બંને ટુકડીઓનો ભેટો થયો અને એકદમ ઝપાઝપી શરૂ થઇ. લડવામાં બંને પક્ષ દ્રઢ રહ્યા, તો પણ બંને પક્ષને પોતપોતાનાં થોડાંથોડાં માણસો ગુમાવવાં પડયાં.

સંધ્યાકાળ થયો, રક્તસ્રાવ જોવાથી જુગુપ્સા ઉત્પન્ન થતી હોય તેમ ભગવાન સૂર્યનારાયણ ક્ષિતિજમાં અદ્રશ્ય થઈ ગયા, અને અંધકારથી ભય પામતી હોય અથવા તો નિશાદેવીની આમન્યા પાળતી હોય તેમ બંને ટુકડીઓ જેમ ફાવ્યું તેમ જંગલમાં વેરાઇ ગઇ અને પોતપોતાને માર્ગે પડી.

અરૂણોદયની સાથે બાદશાહની પ્રવૃત્તિ પણ જાગ્રત થઇ. ગત દિવસના પ્રસંગો તેણે ખેદ સહિત સાંભળ્યા. અરણ્યનાં ઝાડોની ઘટા શત્રુને લાભદાયક નીવડે છે અને ગણેશદેવ તથા શાહઝાદાને હંફાવવાની અનુકૂળતામાં તે અવરોધ કરે છે એવો મનસ્વી તરંગ ઉઠતાં તેણે જંગલની ઝાડીને કાપી નખાવવાનો બાદશાહી પણ મુર્ખતા ભરેલો હુકમ જાહેર કર્યો. ગણેશદેવની છાવણી આ અરણ્યમાંજ આવેલી હતી. તેના લશ્કરમાં હમેશાં માણુસોની ભરતી થતી જતી હતી. દિનાજપુર અને અન્ય સ્થળેથી નવી નવી મદદ મળ્યે જતી હતી અને તેનું લશ્કર વધારે દઢ અને બળવાન થતું જતું હતું. ગરીબ બિચારો સુલ્તાન! તેને બે દુશ્મન સામે લડાઇ ચલાવવાની હતી. એક તો તેનો પોતાનોજ પુત્ર—શાહજાદો અને બીજો દિનાજપુરનો રાણો ગણેશદેવ !



# પ્રકરણ ૨૨ મું.

## પિતાપુત્ર–પ્રેમના પ્રતિસ્પર્ધી.

" ઉસ પરીરૂહને જો એક ભરે નજરા મારા,
જીસકે લગતેહી જીગર હો ગયા પારા પારા."

સરોવર તીરે મનહર કમળપુષ્પોના ભારથી લચી પડતી જળસુંદરીઓનાં દર્શન કરી, મધુર બંસીનો નાદ સુણી, રાજારાણીની રમત જોઇ, યુદ્ધવિહારનું નિરીક્ષણ કરી, ગણેશ અને શક્તિની અવનવી લાગણીઓનો અનુભવ કરી, યોગનીષ્ટ યોગિનીનું ધર્મસંકટ જોઈ, સુલ્તાન અને શાહજાદા–પિતાપુત્ર વચ્ચે ચકમક ઝરાવી, પ્રિય વાંચકો ! આપણે વાર્તાપ્રવાહમાં આગળ વધ્યા છીએ; પરંતુ એ ચકમકના તણખાઓ કેવી રીતે દારૂણ અગ્નિ ઉત્પન્ન કરે છે તે જોવાની જિજ્ઞાસાને પળવાર અટકાવીને, આપણને યુદ્ધવિહારના સ્થાન પા–ન્ડુઆ ઉપર દ્રષ્ટિ ફેરવવી પડશે–તે પ્રસંગે બનેલી એક ઘટનાનું નિરીક્ષણ કરવું પડશે. ચાલો ત્યારે એકવાર ફરીથી તેજ યુદ્ધવિહારના સ્થાન તરફ.

સંગેમરમરના કૃત્રિમ પક્ષીનાં ચક્ષુઓ બાણથી વીંધી નાખવાની કુશળતા બતાવનાર વિજેતા ગણેશદેવના સન્માનાર્થે થયેલી પુષ્પવૃષ્ટિની સાથે એક કરમાયલી પુષ્પમાળ પણ આવી પડી. સુલ્તાન અને શાહજાદો બંને આશ્ચર્યચકિત બન્યા, અને તેમાં પણ તે નકામી –કરમાયલી માળાની માંગણી કરવા આવનાર ભગવા વસ્ત્રોવાળી બાળાને જોઇને તેઓના આશ્ચર્યનો પાર ન રહ્યો. તે અબળાના અલૌકિક સૌંદર્ય અને તેના મૃગ સમાન ચંચળ ચક્ષુઓએ શાહઝાદા અને સુલ્તાન ઉપર

ભુરકી નાંખી. તે સુંદરીના સૌંદર્યદર્શનથી પિતાપુત્ર ઉપર મોહજાળ ફરી વળી. તે લલનાના લલિત લાવણ્યે તેમના હૃદયને ખળભળાવી મુકયું. તેની નિર્દોષ કાંતિ આગળ જનાનાની બેગમોની ખુબસુરતી નિર્માલ્ય ઠરી ચુકી.

બસ, થયું ! રાજાનો મોહ, એમાં પછી કહેવું શું હોય ? ગમે તેમ થાય તો પણ રાજાની ઇચ્છા તૃપ્ત થવીજ જોઈએ. પોતાની ઇચ્છા–પછી તે પવિત્ર હોય કે અપવિત્ર—ન્યાયપુર:સર હોય કે અન્યાય પરિપૂર્ણ–શકય હોય કે અશકય, પરંતુ તે તૃપ્ત થવીજ જોઇએ. કેમ જાણે પોતાનું ધાર્યું કરવાનો તેમને પરવાનોજ મળ્યો હોય ! તેમાં પણ આ તો સુલતાન–સર્વોપરી સુલતાન ! તેની ઇચ્છા અતૃપ્ત રહીજ કેમ શકે ? મનનો મનોરથ મનમાંજ કેવી રીતે સમાઇ શકે ? સમાય તો તે સુલતાનજ શાનો ? !

સંધ્યાકાળનો સમય હતો. સુલતાન સિકંદરશાહ દિવસે બનેલા બનાવોનું સ્મરણ કરતો, વિચારોની પરંપરા ચલાવતો, શકિતની મૂર્તિને પોતાની કલ્પનામાં ખડી કરતો, પોતાના બગીચામાં આમ તેમ આંટાફેરા મારતો હતો. તેનું ચિત્ત સ્વસ્થ નહોતું. તેનું ધ્યાન તે સૌંદર્ય પ્રતિમામાં લીન બન્યું હતું. ઉન્માદ થયો હોય તેમ તે મનમાં બબડતો હતો.

"અહા ! કેવી ખુબસુરત નાજનીન ! ખરેખર ખુદાએ ફુરસદના વખતમાં તેને બનાવેલી હોવી જોઇએ. હિંદુ ઓરતોમાં પણ આવી ખુબસુરતી હોય છે એ તો મેં આજેજ જાણ્યું. મારો જનાનો–એહ–એમાં શું છે ? કંઇ નહિં, ગમે તેવી ખુબસુરત બેગમ પણ આવી તો નહિંજ. આને ને તેને શું લાગે વળગે ! કયા ગદ્દા ઓર ઘોડા બરાબર ? નહિં, નહિં, એ તો એજ......

"પણ બેગમ ? તેને ઇર્ષા નહિં થાય ? પોતાને હલકી પડેલી

જોઈ શું તે નહિ છંછેડાય ? આ વાત પણ વિચારવા જેવી છે. એ ઓરત હિંદુ છે એટલે બેગમો તેનાથી છંછેડાય એ વાત સોએ સો ટકા સાચી! ત્યારે હવે કરવું કેમ ? જ્યારથી એ હિંદુ નાજનીનની ખુબસુરતી જોઇ છે, ત્યારથી ચિત્ત વ્યાકુળ રહ્યા કરે છે. તેને મેળ-વવા જતાં આવી મુસીબતો વચમાં નડયા કરે છે. ત્યારે તો એ વિચાર પડતોજ મુકવો જોઇએ.

"છટ! એ મુસીબતોથી શું ડરવાનું છે? બેગમ, અરે તેને તો ગમે તેમ સમજાવી લેવાશે. નહિં સમજે તો પણ મારી ઇચ્છા આગળ તેનું શું ચાલવાનું છે? મારા જેવો સુલતાન આવી નજીવી મુશ્કેલીઓના ખ્યાલથી પોતાની ઈચ્છા પાર પાડતાં પાછી પાની કરે તો પછી તે સુલતાનજ શાનો ? હું કોણ? બંગાળાનો અધિપતિ, સર્વોપરી સુલતાન! બસ! એ તો એજ. એ પરીરૂહને આજને આજ મારી બનાવવી એ નક્કી. એમાં શું છે? અરે, પણ અઝીમખાં હજી કેમ નહિ આવ્યો હોય ?"

તેજ ક્ષણે લતામંડપની ઓથે છુપાયલો એક મનુષ્ય બહાર આવ્યો, અને સુલતાનને કુરનીસ કરી ઉભો રહ્યો. સુલ્તાન આશ્ચર્ય-ચકિત થઇ બોલ્યો. "ઓહો! અઝીમખાં! તારી જીંદગી પણ બહુ લાંબી જણાય છે. તને યાદ કરતાંજ જાણે કોઈ ફરેસ્તો આસમાન-માંથી મારી મુરાદ બર લાવવા આવ્યો હોય તેમ તું ઠીક વેળાસર આવી લાગ્યો. જો સાંભળ, મારે તને એક કામ સોંપવાનું છે? શું તું તે કરશે?"

સુલતાન આતુરતાથી તેના તરફ જોઇ રહ્યો. કામાંધ અવસ્થામાં તે પોતાના અને અઝીમખાંના દરજ્જા વચ્ચેનો ભેદભાવ આજ વિસરી ગયો. તે છુટથી તેની સાથે વાત કરવા લાગ્યો.

" બસરો ચશ્મ, મારા ખાવિંદ ! આ સેવકને જે હુકમ ફરમાવશો તે બજા લાવવા હું તૈયાર છું. "

" સાબાશ ! જો, ત્યારે સાંભળ. આજે તીરંદાજીની રમત વખતે જે હિંદુ ઓરત કરમાયલી ફૂલમાળા લેવા આવી હતી તેને તો તેં જોઇજ હશે. ........"

અઝીમખાંએ સુલ્તાનના મનસ્વી તરંગો લતામંડપમાં છુપાઇને જાણી લીધા હતા, છતાં પણ અજાણ્યા બનીને તેના મનની સઘળી વાત જાણી લેવાની ઇચ્છાથી તેણે 'હાજી હા ' નો ધંધો ચલાવ્યો, અને ડોકું નમાવી તે બોલ્યો, " હાજી, મેં તેને જોઈ છે તો ખરી...."

" ત્યારે તું કહે કે તેની ખુબસુરતી કોઇપણ મર્દનું દીલ બહેલાવે એવીજ છે કે નહિં ? "

" જી હા, એમ છે તો ખરૂં. "

" ઠીક ત્યારે જો, બરાબર ધ્યાનથી સાંભળ. જરા આગળ આવ, કારણ કે વાત બહુજ ખાનગી છે. એમ ધાર કે હું તે ઓરતને મારી બેગમ બનાવું તો ઠીક કે નહિં ? "

ઘરડે ઘડપણ સુલતાનને આવું ચેટક લાગેલું જોઇ અઝીમખાંને હાસ્ય ઉત્પન્ન થયું, પરંતુ સુલ્તાનના ડરથી તેણે તે મનમાંજ સમાવ્યું. ઠાવકું મ્હોં રાખીને તે બોલ્યો, " નામવર ! બાદશાહ સલામતની જે ઇચ્છા હોય તે વ્યાજબી હોય છે, પરંતુ મારે કેવી રીતે વર્તવું તે જાણવાને હું ઇંતેજાર છું. "

" એટલું પણ ન સમજ્યો કે ? તારે જે કરવાનું છે તે માત્ર એટલુંજ કે ગમે તે રીતે કળથી કે બળથી તે ગુલબદનને અહિં ઉપાડી લાવવી."

" પરંતુ સુલ્તાન સાહેબ, તે ઓરત તો હિંદુ છે....... "

" તેથી શું થઇ ગયું ? જ્યાંસુધી એ દિલરૂબા નહી મળે ત્યાં સુધી મને બિલકુલ ચેન પડનાર નથી. માટે હાલતો બસ એજ કે

તે ઓરતને કોઈ પણ ઉપાયે અહિં લઇ આવ અને તેને મારી બેગમ બનાવ."

લાચાર! સુલ્તાનનું ફરમાન એટલે પછી ના કેમ કહી શકાય? સુલ્તાનને નમન કરી, જેમ બને તેમ ઝડપથી તે કાર્ય પાર પાડવાનું વચન આપી, અઝીમખાં ત્યાંથી ગયો.

જતાં જતાં સુલ્તાનની મુર્ખતા ઉપર તેને અનેક વિચારો આવવા લાગ્યા. "અહો, મોટા એટલા સર્વ ખોટા! સમસ્ત બંગદેશનો ધણી તેના પણ કેવા મનસ્વી તરંગો? કોઈ રખડતી સાધુડી જેવી ભિખારણ, અને તેના ઉપર માત્ર એકજ વખત નજર પડતાં આટલો બધો મોહ! તેને જોઈએ તો બીજી ખુબસુરત ઓરતોનો ક્યાં તોટો છે? પરંતુ નહિ, એને તો એજ જોઇએ. તેના મનમાં જે વિચાર આવ્યો એજ સાચો. તે ધારે એજ ખરૂં. વૃદ્ધાવસ્થામાં પણ તેને આવા વિચારો કયાંથી સુઝતા હશે? ક્યાં એ જઈફ અવસ્થાએ પહોંચેલો બુઢો અને કયાં આ જોબનના બ્હારમાં ખીલી રહેલી નાજુક કળી? આતો 'ઘરડી ઘોડી અને લાલ લગામ' જેવી વાત! હશે, ગમે તેમ થાય, તેમાં આપણા બાપનું શું ગયું? તેનો હુકમ પાળવાને આપણે બંધાયલા એટલે તે સારો હોય કે ખરાબ તો પણ તે પાળવોજ જોઈએ. હા પણ ઠીક યાદ આવ્યું. આ કામ પાર પાડવામાં શાહઝાદા ગ્યાસુદીનની મદદ લીધી હોય તો સઘળી મુશ્કેલી દૂર થઇ જાય. ઓહહો! આતો તે પોતેજ આમ આવતા જણાય છે ને શું? ચાલો શુકન સારા થાય છે."

રાત્રીએ શયન માટે જતા પહેલાં પોતાના પિતાની સલામે આવી જવાનો શાહઝાદાનો નિયમ હતો, અને તે મુજબ અત્યારે સુલ્તાન પાસે જવા તે નીકળ્યો હતો. અઝીમખાંએ સુલ્તાન સાથે બનેલી સઘળી વાત કંઈક મીઠું મરચું ભભરાવીને-રસ ઉમેરીને કહી સંભળાવી, અને સુલ્તાનની ઇચ્છા પાર પાડવા માટે શાહજાદા પાસેથી તેણે મદદની માગણી કરી.

શાહઝાદો આ વાત સાંભળતાં ચમકયો. તેનું ખરૂં કારણ અઝીમખાં સમજી શકયો નહિ. તેણે તો માત્ર એવીજ અટકળ બાંધી કે શાહઝાદાને પોતાના પિતાનો વિચાર પસંદ નહિ પડયો હોય.

પરંતુ વસ્તુસ્થિતિ તેમ નહોતી. શાહઝાદાના ચમકવાનું કારણ કંઇ બીજુંજ હતું. તે પોતે પણ શક્તિને જોઇને મોહમાં પડયો હતો, અને કોઇ પણ ઉપાયે તેને પોતાની કરી લેવાની પેરવીમાંજ હતો. તેવામાં પોતાના શિકારને માટે બીજા શિકારીની ત્રાપ જોઇને તે ચમકયો–ચેત્યો, અને સાવધ બન્યો. પોતાની મનોવૃત્તિ અઝીમખાં જાણવા ન પામે તેટલા માટે તેણે ઉત્તર આપ્યો, " લાચાર છું અઝીમખાં કે આ બાબતમાં હું તમને કોઇપણ જાતની મદદ આપી શકતો નથી. તે કાર્ય તમનેજ સોંપાયું છે, અને તે પાર પાડવું તે તમારી ફરજ છે. "

અઝીમખાંએ મુંગે મોઢે ત્યાંથી ચાલતી પકડી. સુલ્તાનની છુપી વાત શાહઝાદાને જણાવવામાં પોતે ભયંકર ભુલ કરી છે એમ તેને લાગ્યું, અને તે અત્યંત પસ્તાયો. પરંતુ પાછળનો પસ્તાવો વ્યર્થ હતો. એ વાત છુપી રાખવાની વિનતિ કરવાનું તેણે યોગ્ય ધાર્યું નહિ. આવી વાત કોઇને જણાવવા જેવી મૂર્ખતા શાહઝાદો નહિં કરે એવી તેની ખાત્રી હતી અને તેથી કંઇપણ હરકત આવી પડે તે પહેલાં પોતાને સોંપાયલું કાર્ય પાર પાડવા તે ઉતાવળમાં ત્યાંથી ચાલ્યો ગયો.

શાહઝાદો હવે એકલો પડયો. પોતાના પિતાની ઇચ્છા જો પાર પડે તો પોતાની મુરાદ મનની મનમાંજ સમાઇ જાય એમ હતું. તે પણ શક્તિના સૌંદર્યથી મોહ પામ્યો હતો, તેના વિચારમાં તે પોતાનું ભાન ભુલ્યો હતો, દીપકના તેજથી અંજાઇ ગયેલા પતંગિયાની માફક તે લલિત લલનાના લાવણ્યમાં લુબ્ધ બન્યો હતો, ધીમે ધીમે યુક્તિ પ્રપંચ વાપરીને તેને પોતાને વશ કરવાનો વિચાર બાંધી બેઠો હતો.

પરંતુ જે કાર્ય ધીરજથી કરવાનું હતું તે સત્વર પાર પાડવાનો સમય આવી પડયો. પોતાનો શિકાર સુલ્તાન છીનવી જશે એવી શંકાથી તે સાવચેત બન્યો, અને પોતાની ધારણા ધુળ ન મળે એ માટે શું કરવું તેનો વિચાર કરવા લાગ્યો.

"અરેરે, પેદરે પણ કેવી ખાહેશ રાખી છે ? પોતાની જઈફ અવસ્થામાં પણ અઘટિત ઇચ્છા પાર પાડવા તે તત્પર બન્યા છે એ કેવી અજબ વાત ! એ ગુલબદન પરી તો મારેજ લાયક છે. હું યુવાન છું, ખુબસુરત છું, જવાંમર્દ છું અને વળી સત્તાવાન શાહઝાદો પણ છું. વાહ ! કેવી તેની ચમકતી ખુબસુરતી ! કેવું તેનું મધુર હાસ્ય ! ખરેખર જો તે શિકાર હાથમાંથી જાય તો તો મારો આનંદ સદાને માટે ઉડી જાય. નહિ, નહિ, પેદરની ઇચ્છા હોય તો પણ શું થયું ? તે નાજનીનને નજરે જોતાં મારા દિલને ઇશ્કનો જે કારી ઘા લાગ્યો છે તે જ્યાં સુધી તેને હું મેળવું નહિ ત્યાં સુધી રૂઝાવાનો નથી. પણ ત્યારે કરવું શું ? શું મારે મારા પેદરની વિરૂદ્ધ જવું ? તેના હરીફ બનવું ? અરે તેમ કરવા જતાં મારી સર્વ સત્તાનો, દ્રવ્યનો, રાજ્યનો—અરે ખુદ મારી જીંદગીનો પણ ત્યાગ કરવાનો વખત આવે. શું એવું જોખમ વ્હોરી લેવું ? કે આ જોખમના ભયથી ઇચ્છીત વસ્તુ પ્રાપ્ત કરતાં પાછી પાની કરવી ?"

તે ગંભીર વિચારમાં પડી ગયો. બેમાંથી શું સ્વીકારવું ? સુંદરીને જતી કરવી કે સત્તા દ્રવ્ય અને રાજ્યનો ત્યાગ કરવો ? બેમાંથી કયો માર્ગ ગ્રહણ કરવો તે તેને સૂઝયું નહિ.

જેમ જેમ વિચારમાં સમય વિતતો ગયો તેમ તેમ તે વધારે આગ્રહી બનતો ગયો. આજસુધીમાં તેણે કદી પણ પોતાની ઇચ્છાઓને રોકી નહોતી. પોતાના યુવાન વિલાસોને વિકસાવવામાં તેણે સંપૂર્ણ સ્વતંત્રતા ભોગવી હતી. ત્યારે શું પોતાના પિતાને રાજી રાખવાને માટે પોતાના મનમંદિરની મૂર્તિનો તે ત્યાગ કરે ? કદી નહિ !

મનમાં જ તે બબડયો, "આટલા બધા વિચારો કરવાની શી જરૂર છે? સુલ્તાન સાહેબ ગમે તેમ કરે, પણ હું મારી ઇચ્છાઓને અટકાવવા બંધાયલો નથી. શું દરેક બાબતમાં મારે તેમની ઇચ્છાનેજ આધીન થવું? નહિ. આ જીંદગી જોખમમાં આવે તો પણ શું થયું! આ ગ્યાસુદ્દીન કદી પણ પાછી પાની કરનાર નથી-દોલતની સાથે જીંદગી જતી હોય તો પણ પોતાની ઇચ્છા ફેરવનાર નથી. બસ! હવે તો જેમ બને તેમ જલદી તે બુલબુલને મેળવવાનો ઘાટ ઘડવો જોઇએ. આજને આજ-રાતમાંજ-સુલ્તાન કંઇ પણ કરી શકે તે પહેલાં મારે સઘળી ગોઠવણો કરી નાંખવી જોઇએ. હા! પણ કામ જરા સાવચેતીથી લેવું જોઇશે, સુલ્તાન સાહેબ ફાવી ન જાય તે માટે કંઇક ફરેબ રચવો પડશે. એક વખત તે આસમાનની હુરી હાથમાં આવી ગઇ એટલે પછી બેડો પાર, અને હું એનો દીલદાર! પણ ચાલ જીવ, સુલ્તાન સાહેબની સલામી તો લઇ આવીએ, પછી જે ફરેબ લડાવવો હોય તે લડાવીએ."

શાહઝાદો સુલ્તાન પાસે ગયો, તેની ખબર અંતર પુછી, બાપ દીકરાએ અનેક પ્રકારની વાતચીત કરી. શાહઝાદો સુલ્તાનની મુખચર્યાનું નિરીક્ષણ કરતાં વાતમાં હાએ હા ભણ્યા કરતો હતો. સુલ્તાન બિચારો જાણતો ન્હોતો કે પોતાનો બેટો સઘળો ભેદભરમ પાઈ ગયો છે, અને પોતાનો આશાકોટ તોડવાની તૈયારી કરી રહ્યો છે. અફ્સોસ! ઇશ્વરે મનુષ્યને એક બીજાનાં હૃદય વાંચવાની શક્તિ આપી હોત તો કેવું સારૂં!

# પ્રકરણ ૨૩ મું.

## પારધીની પાશમાં સપડાયલું નિર્દોષ પંખીડું.

Tremble thou wretch,
That has within thee undivulged crimes,
Unwhipped of Justice.

નવાબશાહ–શાહજાદો ગ્યાસુદીન સુવર્ણનગરનો સુબો હતો. તેનો સ્થાયી મુકામ ત્યાંજ હતો, પરંતુ મહાન પ્રસંગોએ તેની હાજરી જરૂરી ગણાતી, અને તે મુજબ તે યુદ્ધવિહાર જોવાને રાજ્યધાનીમાં આવ્યો હતો. પોતાના પ્રદેશમાં તે સર્વ સત્તાધીશ હતો. તેની સત્તા સર્વોપરી હતી. ચલણી નાણું પણ તેના નામનુંજ હતું. બાદશાહે આ સત્તા સ્વેચ્છાથી તેને એનાયત કરી હતી, કારણકે ગ્યાસુદ્દીન ગાદી-વારસ હતો, અને વારસ તરીકે–પાટવી કુમાર તરીકે સત્તા વાપરવા દેવાથી પોતાને કોઇ પણ જાતની હાનિનો સંભવ નથી એમ સુલ્તાન માનતો. જે પ્રદેશનો તેને સુબો બનાવ્યો તે પ્રદેશમાં તે કુલ મુખ-ત્યારી વાપરે તેમાં તેને કંઇ વાંધાભરેલું ન લાગતું, એટલુંજ નહિ, પરંતુ એવી સત્તા અમલમાં મુકાયલી જોઇ તે આનંદ પામતો હતો. ઉંમર લાયક થયેલા પુત્રને સંપૂર્ણ સ્વતંત્રતા આપવાથી તેની કારકીર્દી યશસ્વી નિવડશે એ આશાથી તે શાહજાદાને સ્વતંત્ર રીતે વર્તવા દેતો હતો. પરંતુ આ સત્તા પોતાનેજ હાનિકર્તા નિવડશે એવો તેને સ્વપ્ને પણ ખ્યાલ ન્હોતો.

પોતાના પિતાની ધારણા તોડી પાડવા માટે ગ્યાસુદ્દીન સાવધ-તાથી સર્વ તૈયારીઓ કરવા લાગ્યો. સુલતાનની રજા લઇ તે પોતાની છાવણીએ આવ્યો, અને સુવર્ણનગર પાછા ફરવાની તૈયારીઓ તાકીદે થવા લાગી. તેજ રાત્રે પોતાના કુટુંબીજનોને, પોતાના લશ્કરનાં

થોડાંક માણુસોના રક્ષણ નીચે મોકલી દેવામાં આવ્યાં. લશ્કરનો બાકીનો ભાગ તેની સાથે જવાને સજ્જ બન્યો, પરંતુ ગ્યાસુદીન આતુરતાથી કોઇની રાહ જોઇ રહ્યો હતો. તે માણસ વિના તેનાથી એક ડગલું પણ ભરી શકાય તેમ ન્હોતું.

આવો મહત્વનો પુરૂષ કોણ હશે? આટલી બધી જિજ્ઞાસાથી તેની રાહ શા માટે જોવાતી હશે? શું તે તેના લશ્કરનો ઉપરી હશે? ના, તેવું કંઇ નથી. જે શખ્સની આટલી બધી આતુરતાથી રાહ જોવાય છે તે બીજો કોઇ નહિં, પરંતુ શાહજાદાનો જમણો હાથ–પરમ વિશ્વાસપાત્ર કુતુબ છે. દરેક કાર્યમાં યુવાન શાહજાદો તેના ઉપર સંપૂર્ણ વિશ્વાસ ધરાવે છે. શાહજાદાનાં દરેક કાર્યો–તેની દરેક ઇચ્છાઓ-પછી તે ગમે તેવા પ્રકારની હોય તોપણ તે પાર પાડવામાં કુતુબ અહોનિશ તેને મદદ કર્યા કરે છે. તેને હૃદય નથી, અયોગ્ય કાર્ય કરતાં તેનું હૃદય દુખાતું નથી. આ યુવાન શાહજાદાનો કુદરતી સ્વભાવજ એવો છે કે પોતાની સર્વ ઇચ્છાઓ તૃપ્ત થવીજ જોઇએ. કુતુબ એ સ્વભાવને પોષણ આપે છે, એટલુંજ નહિં, પરંતુ તેના તરફથી એ સ્વભાવને ઉત્તેજન પણ મળ્યા કરે છે. આમ હોવાને લીધેજ તે શાહજાદાનો જમણો હાથ થઇ પડયો છે. કોઇ પણ કાર્ય કરવાનું હોય તો તે કુતુબનેજ સોંપવાનું, અને તેને હાથે તે પાર પણ પડવાનુંજ. કુતૂબ શાહજાદાની રગ પારખી ગયો છે. તેને ખુશી રાખવાનો–તેને પ્રિય થઇ પડવાનો માર્ગ તે જાણી ગયો છે, અને તે માર્ગે વિચરવામાં પણ પ્રવિણ બન્યો છે. યુદ્ધવિહારમાં સુંદર શક્તિને જોતાંજ શાહજાદો ચકિત બન્યો છે એ વાત શાહજાદાને સારી રીતે પિછાણનાર કુતૂબથી અજાણી રહી નથી. તેની મુખચર્યા ઉપરથી જ તે આ વાત જાણી ગયો છે, અને તેથી પોતાના માલિકને ખુશી કરવાને માટે–તે બાળાને પ્રાપ્ત કરવાને માટે–તેનું સ્થાન શોધી કાઢવામાં પ્રવૃત્ત બન્યો છે. પોતાનું કાર્ય પાર પાડીનેજ કુતુબ પાછો આવશે એવી શાહજાદાને

સંપૂર્ણ ખાત્રી છે; કારણ માથે લીધેલા કાર્યમાં કુતૂબ પાછો પડે એવું કદી પણ બન્યું નથી. આમ હોવાને લીધેજ આતુર આશામાં શાહઝાદો કુતૂબની રાહ જોઇ રહ્યો છે, અને પોતાનો જમણો હાથ ક્યારે પાછો આવે તેનુંજ રટણ કર્યા કરે છે. એકેક પળ તેને યુગ સમાન લાગે છે. પવનનો સુસવાટ થતાં પણ 'એ કુતૂબ આવ્યો' એવા ભણકારા થયા કરે છે. એને બીજું કંઇ ભાન નથી. 'કુતૂબ-કુતૂબ' એજ રટના ચાલી રહી છે. પોતાનો શિકાર લઇને પોતાના પ્રદેશમાં જેમ બને તેમ જલદી પ્હોંચી જવાના વિચારથી તે વધારે આતુર બન્યો છે. એકવાર ત્યાં પહોંચી ગયા બાદ પોતે પોતાને સુરક્ષિત ધારે છે. પરંતુ એ સર્વ કુતૂબ આવે ત્યારેજ બને!

અંતે શાહજાદાને આતુરતામાં અટવાવીને-વારંવાર પોતાનું સ્મરણ કરાવીને કુતૂબ મધ્યરાત્રે ત્યાં આવ્યો, તેની સાથેજ ખુશખબર પણ લાવ્યો. આતુરતામાંજ શાહઝાદો તેનો હાથ પોતાના હાથમાં લઇને બોલ્યો, "બોલ દોસ્ત કુતૂબ! કેવા સમાચાર, સિંહ કે શીયાળ?"

"આપ પોતેજ કહોને કે કેવા સમાચાર હશે! શું આપ ધારો છો કે મારા જેવાથી એ કામ થશે?"

"જો, કુતૂબ, એમ મને બનાવ નહિ. નાહક તું મને ઇન્તેજાર બનાવે છે. આડીઅવળી વાતે ચડાવી નાહક મને શા માટે સતાવે છે? દોસ્ત, મારી તો ખાત્રી છે કે તું સિંહ છે તે સિંહજ રહેવાનો. હું તો પહેલેથી નિશ્ચય કરી બેઠો છું કે તું ધાર્યું કામ પાર પાડવાનોજ."

"આપના મ્હોમાં સાકર, શાહ સાહેબ! ગમે તેવું દુર્ઘટ કાર્ય હોય તોપણ આપની આજ્ઞા થતાં આ બંદો ક્યાં પાછું પગલું ભરે એમ છે? હું આપને ખુશખબર દેવાજ આવ્યો છું કે પક્ષી જાળમાં સપડાયું છે. વાર માત્ર એટલીજ છે કે આપણે ત્યાં જઇએ, અને એ શિકારને અહીં લઇ આવીએ."

"શાબાશ ! આફરીન તારી હુંશીઆરી ઉપર ! પણ કુતૂબ તને બીજી કંઇ ખબર છે? આપણા શિકાર ઉપર બીજા એક શિકારીએ પણ ત્રાપ મારી છે. આપણે બહુ સાવધ રહેવું જોઇએ. રખેને એ બંદીવાન થયેલું બુલબુલ બીજાના પંજામાં સપડાઇ જાય !"

"અરે એ બનેજ કેમ ? શું આપ શાહજાદા સલામત વિરૂદ્ધ ટક્કર ઝિલવાને કોઇ સમર્થ છે ?"

"ધાર કે તેવો કોઇ હોય તો ?"

"હુંતો કોઇ એવો બહાદુર જોતો નથી."

"છે કુતૂબ, એવો પણ એક છે."

"કોણ ?"

"મારા પેદર–નામવર સુલ્તાન સિકંદર સાહેબ."

"હેં !"

"હા, હા, હેં શું ? જો કુતૂબ, આપણે બહુ સાવચેતીથી ચાલવાનું છે. એમની નજર પણ એ હિંદુ નાજનીન ઉપર ઠરી છે, અને તેને પોતાની હઝુરમાં ખડી કરવાનો અઝીમખાંને તેણે હુકમ પણ આપી દીધો છે. મૂર્ખ અઝીમખાં મારી મદદ મેળવવાની આ-શામાં સઘળી વાત મારી પાસે બકી ગયો. અને એ પણ ઠીકજ થયું દોસ્ત ! નહિં તો આપણે વિચારમાંજ રહી જાત, અને એ ઓરત મારી નહિ પણ સુલ્તાન સાહેબની થાત."

"આપ પણ બડા ચાલાક કે આવી રીતે તેની પાસેથી વાત કઢાવી લીધી. હવે કંઇપણ ફિકર કરવા જેવું નથી. એ વાત આ-પણા જાણવામાં આવી ગઇ છે તો હવે આપણે સાવધ રહીશું અને ધાર્યું કામ આવી રીતે પાર પડે છે તે તેઓને બતાવીશું."

"એતો ઠીક કુતૂબ, પણ એક વાત ખાસ લક્ષ આપવા જેવી છે. મારો વિચાર એવો છે કે બાળાનું આપણે હરણ કર્યું છે એવું

કોઇના જાણુવામાં આવે તે પહેલાં અમારા નિકા પઢાવવા જોઇએ, અને ત્યાર પછી બાદશાહી દમામમાં પુરતા ઠાઠમાઠથી તેનો સત્કાર કરવો જોઇએ. પરંતુ તેમ કરવામાં એક મુશ્કેલી છે. મારી તો ખાત્રી છે કે મારા પેદર સાથે યુદ્ધ થયા વિના રહેવાનું નથી. ત્યારે એવી સલામત જગ્યા કયાં શોધી કાઢીશું કે આપણે એ ગુલબદનને બેગમના પોશાકમાં શણગારીએ અને એ પ્રસંગને છાજતો તેનો સત્કાર કરીએ ?"

કુતૂબ આ બાબતમાં શું સુચના આપી શકે ? પ્રસંગ બહુ વિકટ હતો. ગ્યાસુદીન એટલો બધો કામાંધ બન્યો હતો કે પોતાના માથા ઉપર જે તરવાર લટકી રહી હતી–જે ભયાનક ડર તેની તરફ ડોકીયાં કરી રહ્યો હતો તેનું પણ તે ભાન ભુલી ગયો હતો. તેને પોતાની ઇચ્છાને આધીન થવાની ટેવ પડી ગઈ હતી, અને કામવાસનાની દુષ્ટ સલાહથી તે હમેશાં કુમાર્ગેજ દોરાતો.

કુતૂબને વખત વર્તી જતાં સારી રીતે આવડતું હતું. તરતજ તેને એક એવા સ્થાનનું સ્મરણ થઇ આવ્યું. કુતૂબનો પિતા સુલતાનનો વઝીર હતો. તેણે એક એકાંત સ્થાનમાં બગીચો બનાવી તેના મધ્યભાગે એક રોનકદાર મકાન બંધાવ્યું હતું. વૃક્ષોની ઘટામાં એ મકાન સંતાઈ જતું, અને તેમાં બનતાં કર્મો પણ વૃક્ષોની ઓથેજ છુપાં રહી શકતાં. આવા કાર્યને માટે આ સ્થાન બરાબર યોગ્ય છે એવો તરતજ કુતુબે નિર્ણય કર્યો. અને શાહજાદાની સંમતિ લઈને પ્રસંગને યોગ્ય સર્વ તૈયારીઓ કરી રાખવાનો તે મકાનના કારભારી ઉપર પેગામ લખી નાંખ્યો. ગ્યાસુદીનનો સેનાધ્યક્ષ હુસેનખાં પોતાની સાથે બાકીનું લશ્કર અને દાસીઓથી રક્ષાયલી બે પાલખીઓ સાથે એ સંદેશો કહેવાને ત્યાંથી ઉપડી ગયો.

તૈયારીઓ તો થઇ ચુકી, પરંતુ જેને માટે આ તૈયારીઓ

કરવામાં આવતી હતી તેનીજ ગેરહાજરી હતી. એ બિચારી નિર્દોષ નિર્ભાગી બાળાને એવી શંકા પણ ન્હોતી કે પોતાને માટે આવી આવી ઘટનાઓ ઘડાય છે !

નવાબશાહ અને તેનો 'જમણો હાથ' એક ખાલી મ્યાનો અને છ સ્વારોને સાથે લઇને પોતાનો શિકાર પકડવા છાવણીમાંથી બહાર નીકળ્યા. દેવાલય પાસે આવી લાગતાંજ કુતૂબે તે સ્વારો અને પાલખી ઉપાડનારા ભોઇઓને હુકમ આપ્યો, "ધ્યાન રખો. યહ જંગલમે બરાબર સમ્હાલકે છીપ જાઓ. દેખો કોઇ આદમી અપના ભરમ ન જાને ! મેરા દુસરા હુકમ હોવે વ્હાંતક યહ ઝાડી કે બીચમેં છુપાકર બાહોશ રહેના."

પેટને માટે વેઠ કરનારા બિચારા ભોઇઓ અને સિપાઇઓ આડા અવળા છુપાઈ ગયા, અને જે પવિત્ર સ્થાનમાં હિન્દુ સિવાય બીજું કોઇ પણ પગ મુકવાની હિંમત ન કરે તે પવિત્ર કાલિકા મંદીરમાં આ બંને મિત્રોએ ધડકતા હૃદયે, ધીમાપગલે, ચોરની માફક પ્રવેશ કર્યો. અંધકારની છાયાના રક્ષણ નીચે તેઓએ ધર્મનો વિચાર ન કરતાં પોતાને સુરક્ષિત માન્યા. કુતૂબ આગળથીજ આ મંદિરની સર્વ માહિતી મેળવી ચુકયો હતો. શક્તિ જયારે અરણ્યમાં મુસલમાન ફકીરથી ઉશ્કેરાઈને મંદિર તરફ આવી હતી ત્યારે સ્વાર્થ સાધવા માટે ફકીર બનેલો કપટી કુતૂબ તેની પાછળ પાછળ પ્રવેશદ્વાર સુધી આવ્યો હતો. શક્તિ જ્યારે યોગિનીના આવાસમાં દાખલ થઇ ત્યારે તે દેવસ્થાનમાં દાખલ થયો અને યોગિની અને શક્તિની વચ્ચે થયેલી વાતચિત તેણે સાંભળી લીધી. ભાવતું હતું અને વૈદે બતાવ્યું તેમ તેણે શક્તિની ઇચ્છા પોતાને અનુકુળ જોઇ. પછી શું બાકી રહે ? તેણે એમજ માની લીધું કે શક્તિ હવે શાહઝાદાની બની ચુકી !

શાહઝાદાને ખુશખબર આપવા તે ઉતાવળમાં ત્યાંથી ચાલ્યો ગયો, અને શાહઝાદાને પોતાની સાથે લઇ પુનઃમંદીર પાસે આવ્યો. કંઇપણ

બોલવા કે અવાજ કરતા જેવો સમય ન્હોતો. શાહઝાદાને લઇ તે કાળીમાતાની મૂર્તિ પાસે આવ્યો. અચાનક તેને એક વિચાર સૂઝ્યો: અત્યાર સુધી તેના અંગ ઉપર તેણે જે મુસલમીન ફકીરનો વેશ અરણ્યમાં શક્તિને ઉશ્કેરવા માટે પહેર્યો હતો તેજ હતો. પરંતુ હવે તે વેશ રાખવાથી હાનિ થાય તેમ હતું. ગમે તે ઉપાયે વેષબદલો કરવોજ જોઇએ. તરતજ કાળી મંદીરમાં પ્રવેશ કરીને તેણે પોતાના કાર્યનો આરંભ કર્યો. કાળીમાતાના કંઠમાં લટકતી લાલપુષ્પની માળાઓ લઇને તેણે પોતાના માથા ઉપર વીંટી તેમજ ગળામાં પહેરી લીધી, મંદિરની દિવાલ ઉપર ટાંગેલી ખોપરીની માળા-ભયંકર મુંડમાળ તેણે ઉપાડી લીધી, અને પોતાના શણગાર તરીકે કંઠમાં નાંખી, અને મૂર્તિના ચરણ પાસે મુકેલા એક વાસણમાંથી કુમકુમ લઇને તેણે પોતાના કપાળ ઉપર તેનું લેપન કર્યું. ખરેખર તે હવે કાળીમાતાના ઉપાસક ક્રુર કાપાલિક હોય તેવો જણાતો હતો. પુરેપુરો વેષ ભજવી લેતાં તેણે શાહજાદાને કહ્યું " નામવર નવાબશાહ ! હવે બરાબર ધ્યાન રાખજો અને આ સેવક શું શું રંગ જમાવે છે તે જો જો. "

દિવાલની અંદર પડેલા એક છીદ્રમાંથી યોગિનીના આવાસમાં નજર કરી શકાતી હતી. તરતજ તે નવાબશાહના કાનમાં કહેવા લાગ્યા, " સાવધાન ! નવાબશાહ, આ મૂર્તિની પાછળ છુપાઇ રહેજો. જોજો જરા પણ અવાજ ન થવો જોઇએ. એ બાળા અહિંયાંજ આવતી જણાય છે. "

બંને જણ મૂર્તિની પાછળ સંતાયા. શક્તિ ત્યાં આવી, પોતાની ઇચ્છા દેવીને દર્શાવી. દેવીએ તેનો ઉત્તર આપ્યો. શું એ ઉત્તર દેવીનોજ હતો ? નહિ, એ ઉત્તર આપનાર કાળા કર્મનો કરનાર નરાધમ-દેવીની મૂર્તિ પછવાડે છુપાયલો કુતૂબજ હતો. જ્યારે પોતાનો વખત આવેલો તેણે જોયો ત્યારે કૃત્રિમ અવાજથી તેણે શક્તિનાં વચનોનો ઉત્તર આપ્યો. ત્યાં શું શું બન્યું તે પ્રીય વાંચક ! તારાથી અજાણ્યું નથી.

---

## પ્રકરણ ૨૪ મું.

## મ્હેનત બરબાદ!

Women have no settled principle;
They like today, and dislike to-morrow.

શક્તિએ શાહજાદાને સ્વીકાર્યો, તેને પોતાંનો હાથ અર્પણ કર્યો, પોતાની ધુનમાં યોગિનીનો તિરસ્કાર કર્યો. પોતાના પંજામાં સપડાયલા શિકારને જરાપણ વિચાર કરવાનો અવકાશ આપે એવો ભોળો કુતૂબ ન્હોતો. તરતજ તેણે પોતાના માણસોને બોલાવી શક્તિને પાલખીમાં બેસાડીને ગુપ્તસ્થાને લઇ જવાનો હુકમ કર્યો.

શક્તિમૈયા અત્યારે વઝીરના બાદશાહી મહેલમાં વિરાજે છે. એ શક્તિ આગળની શક્તિ રહી નથી. તે વનવન ભટકતી ભિખારણ મટીને અત્યારે સર્વોપરી સત્તા ધરાવનાર બેગમ બની છે!

પરંતુ પોતાની દ્રષ્ટિ આગળ ખડા થયેલા ભવ્ય દેખાવથી તે મોહ પામી નહિ. એ મોહ તેની પાસે ક્ષણવાર પણ ટકે એમ ન્હોતું, કારણ આવા આલ્હાડંબરથી મોહ પામે એવું ક્ષુલ્લક તેનું મન ન્હોતું. જે જે ભવ્યરચના રચવામાં આવી છે તે પોતાને યોગ્ય છે એમ તેણે માન્યું. જન્મથીજ તે તખ્ત ઉપર વિરાજવાને સરજાયલી હતી, તેના લલાટમાં રાણી બનવાનું લખ્યું હતું, પોતાને માટે જે ભવિષ્ય ભાખવામાં આવ્યું હતું તે સત્ય ઠર્યું હતું—તે રાણી બની હતી, અને શું રાણીને આવા બાદશાહી દમામનો હક નથી?

શક્તિને માટે તે મકાનના મધ્યભાગનો વિશાળ ખંડ ખાસ શણગારમાં આવ્યો હતો. તેની ચારે દીવાલો ઉપર અરીસાઓ જડી

દેવામાં આવ્યા હતા. નરમ સુંવાળા મખમલની ગાદીવાળા કોચ ચારે બાજુએ ગોઠવેલા હતા, અને કુંડામાં રોપેલા મનહર વેલાઓ તેની આસપાસ વિંટળાઇ કુદરતની લીલાનું ભાન કરાવતા હતા. થોડે થોડે અંતરે સંગેમરમરના નકશીદાર ફુવારાઓ સુંદર પુષ્પોનાં સહવાસથી શોભી રહ્યા હતા, અને ગુલાબજળની વૃષ્ટિ કરી સુગંધિ પુષ્પોના પરિમલમાં પોતાની દિલખુશ વાસ મેળવી આખા ખંડને સુગંધિથી બ્હેકાવી રહ્યા હતા. ઉમદા પોશાક ધારણ કરેલી અનેક દાસીઓ શક્તિની સેવામાં હાજર હતી. આ સર્વ દેખાવ જોતાં શક્તિને તો એમજ લાગ્યું કે પોતે રમણિય ઉપવનમાં અસંખ્ય અપ્સરાઓથી ઘેરાયલી છે. સૂર્યકિરણ સમાન પ્રતિબિંબ ખેંચતાં દર્પણોને જોઇને શક્તિને એવી ભ્રાંતિ થઇ આવી કે જાણે અત્યારે પોતે સ્વર્ગમાં બિરાજે છે !

પરંતુ આ શું આશ્ચર્ય ! આવા અલૌકિક દિવ્ય ઠાઠમાં આ કંગાલ વસ્ત્રધારી સ્ત્રી કોણ ? આ કંગાલ બાળાનાં અનેક પ્રતિબિંબો તે દર્પણોના ચમત્કારથી તેને જણાયાં. તે લક્ષપૂર્વક વિચાર કરવા લાગી, અને એ કંગાલ બાળા બીજી કોઇ નહિ પરંતુ ખુદ પોતેજ છે એવું ભાન થતાં તેને પોતાના ઉપર હાસ્ય ઉત્પન્ન થયું. એ હાસ્યની સાથે એક પ્રકારનો ગર્વ સંતોષ પણ થયો. આ સર્વ અસાધારણ ધામધુમ માત્ર તેનેજ માટે હતી. તે એક ગરીબ બાળા કે જે યાત્રાળુ વેષે મંદિરે મંદિરે ઠામ ઠામ ભટક્યા કરતી–જેણે પોતાનું ઘર કે વિરામસ્થાન કદી જાણ્યું ન્હોતું–તે દીન બાળા અત્યારે હજારો મનુષ્યો ઉપર સત્તા ચલાવવાને સમર્થ થાય–અરે પોતાના એક હુકમ માત્રથી–પોતાની કોમળ કરાંગુલીના ચલન માત્રથી જેને હજારો મનુષ્યો પોતાનો જીવ આપવાને પણ તત્પર થાય એ શું ઓછી સત્તા ! એ શું ઓછા ગર્વ સંતોષની વાત ?

× × × ×

શક્તિની દાસીઓ તેને સ્નાન કરવા લઇ ગઇ. ચાર દાસીઓએ તેના ચરણ પાસે ભિન્ન ભિન્ન રંગના, સાચાં મોતી અને અમૂલ્ય હીરા માણેકથી જડેલા ચાર રાજવંશી ઝભ્ભાઓ મુકયા. તેઓએ તેને નમન કરતાં કહ્યું, "બેગમ સાહેબા ! આમાંથી આપ કયા ઝભ્ભાને લગ્નવસ્ત્ર તરીકે પસંદ કરો છો ?"

શક્તિએ એક પછી એક આ અમૂલ્ય ઝભ્ભાઓને નિહાળ્યા. ગમે તે કારણ હો, પરંતુ તેના ઓષ્ઠ તિરસ્કારથી ધ્રુજવા લાગ્યા. અણગમો બતાવતાં તે બોલી, "શું આથી વધારે સારો પોશાક તમારી પાસે નથી ?"

દાસીઓ આશ્ચર્યચકિત બની. આવો જવાબ સાંભળી તેઓ સ્થંભી ગઈ. આવો અમૂલ્ય પોશાક જેની જોડી મળવી પણ મુસ્કેલ તે આ નવાં બેગમ સાહેબને પસંદ પડતો નથી ત્યારે શું કરવું ? ઉત્તર પણ શું આપવો ? અંતે એક ચબાવલી દાસીએ બોલવાની હામ બીડી, "અરે બેગમ સાહેબા ! આથી વધારે મૂલ્યવાન પોશાક તે બીજો કેવો હોઇ શકે ? અરે આ ઝભ્ભાઓને માટે તો ત્રણ બેગમો કલહ કર્યા કરે છે, અને એક બીજાનાં શત્રુ બન્યાં છે. આમ હોવા છતાં આપ માનવંત સાહેબા એમ કહો છો કે આ પોશાક નકામા છે !"

આ દાસીને બોલતી જોઇ બીજીને પણ શૂર ચઢી આવ્યું. તે બોલી, "નવાબશાહનાં માતુશ્રી મર્હુમ સુલ્તાના સાહેબ આ પોશાક પહેરતાં હતાં. તેમના મરણ પછી ત્રણે બેગમો તે મેળવવાનાં ફાંફાં માર્યા કરે છે; પરંતુ કોણ જાણે નવાબશાહને એમાં શું મોહ લાગ્યો છે કે ત્રણમાંથી કોઇ બેગમને આ ઝભ્ભા આપતા નથી. બહુજ સંભાળ-પૂર્વક તેમણે આ સાચવી રાખ્યા છે, અને સદ્‌ભાગ્ય તમારાં કે આપ સાહેબાને શણગારવાને માટે લગનના પોશાક તરીકે તેમણે આ ઝભ્ભાઓ આપની હજુર મોકલ્યા છે."

દાસીઓનાં વચનોની અસર આર્યબાળા ઉપર બિલકુલ થઈ નહિ. તેણે શાંત ચિત્તે જવાબ આપ્યો, "ઠીક છે, મારે આમાંથી એકેની જરૂર નથી. ત્રણે બેગમોને આમાંથી એકેક પોશાક નવી બેગમની ભેટ તરીકે મોકલી આપો."

"ત્યારે આ ચોથા પોશાકનું શું કરવું છે?"

"ચોથો? હાં...વારૂ, અત્યાર સુધી કઇ બેગમ નવાબ સાહેબની વધારે માનિતી છે?"

"મોતીયાજાન."

"બહુ સારૂ, ત્યારે આ વધારાનો ઝભ્ભો છે તે મોતીયાજાનને મોકલાવો."

દાસીઓના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેઓએ એમજ ધાર્યું કે આ બેગમ સાહેબ કાં તો ભિખારી અવસ્થામાંથી આવ્યાં છે એટલે આ ઝભ્ભાઓની તેઓને કિંમત નથી, અથવા તો આવો ઉમદા પોશાક પોતાને લાયક ગણતાં નથી. તેઓના મનમાં એવો વિચાર આવ્યો કે 'રાજાને ગમી તે રાણી અને છાણાં વીણતાં આણી,' તેમ જંગલમાં રખડતી આ સ્ત્રીને બાદશાહી દમામનું શું ભાન હોય? ગમે તેમ હોય, પરંતુ અત્યારે તો તે તેમની રાણી હતી અને સારો કે નરસો ગમે તેવો હુકમ કરવાને શક્તિવાન હતી. તેના હુકમનો અનાદર કરી શકાય તેમ ન્હોતું."

"જેવો આપનો હુકમ, એક દાસીએ નમ્રતાથી ઉત્તર આપ્યો. "હમણાંજ આપના હુકમ મુજબ આ સઘળા પોશાકો બીજી બેગમોને પહોંચી જશે, પરંતુ કૃપા કરી ફરમાવશો કે અમારાં નવાં બેગમ સાહેબા કેવાં વસ્ત્ર ધારણ કરશે?"

"શું તમે સાડી નથી રાખતાં? મને તો માત્ર એક સાડી અને અવગુંઠનની જરૂર છે."

તરતજ દાસી એક પેટી ત્યાં લઈ આવી, અને તેમાંથી રંગ-બેરંગી ઉત્તમ ભરતકામની કારીગરિવાળી સાડીઓ અને અનેક પ્રકારના અવગુંથનો તથા ઓઢણાં કાઢી શક્તિએ પોતાને મનગમતાં વસ્ત્રો પસંદ કર્યાં.

હવે સ્નાનનો વિધિ શરૂ થયો. આરસપહાણથી જડી લીધેલા નાના ખંડમાં સ્નાન કરવાની ઉત્તમ ગોજના કરવામાં આવી હતી. નવાબ સાહેબની નવી બેગમ! તેને માટે સાદું જળ ચાલે નહિ! ગુલાબજળ મિશ્રિત જળકળશો તેને માટે તૈયાર હતા. શરીર ઉપર અનેક સુગંધિઓનું લેપન કરી ખુશબોદાર સાબુ અને ગુલાબ જળની સહાયથી તેનું શરીર સ્વચ્છ અને સુવારીત બન્યું. એ સ્વચ્છતાએ શક્તિની કાંતિમાં ઓર વધારો કરી મુકયો.

સ્નાનવિધિ પુર્ણ થતાંજ શક્તિએ પોતે પસંદ કરેલાં વસ્ત્રો પરિધાન કર્યાં, અને વિશ્રાંતીની ઇચ્છાથી મખમલની ગાદીવાળા કોચ ઉપર તે બેઠી. દાસીઓ બેગમની સેવા માટે ખડે પગે તૈયાર હતી. એકે તેના સુંવાળા કેશકલાપને સુકવી નાંખ્યો, બીજી તેને જરીકામથી ભરેલા પંખાથી પવન નાખવા લાગી, ત્રીજીએ તેના પગને મેંદીથી રંગ્યા અને બે ચાર દાસીઓ તેના કોમળ દેહ ઉપર ગુલાજળ અને અત્તરનો મૃદુ છંટકાવ કરવા લાગી.

આ ક્રિયા ચાલતીજ હતી એટલામાં તેનો શણગાર હજી અધુરોજ હોય એવું માનતી બે દાસીઓ ઝવેરાતથી ભરપુર એક પેટી લઇ આવી, અને શક્તિના પગ પાસે મુકી. પેટી ઉઘડી અને એક એકથી ઉત્તમ, મૂલ્યવાન અને કાંતિવાન ઘરેણાંઓનો તેના પગ પાસે ઢગલો થયો. દાગીનાઓમાં જડેલાં બહુમૂલી નંગો પાણીદાર હતાં, તેના તેજથી આંખો અંજાઇ જતી હતી, અને તેના નંગ જડવામાં વપરાયલી કારીગીરી અકથ્ય હતી. નીલમ, માણેક, હીરા, પાના, મોતી વિગેરે ઝવેરાતનો એટલો બધો ઝળહળતો પ્રકાશ પડયો કે

શક્તિની આંખો તે જોતાં અંજાઈ ગઈ. હીરાઓ સ્વચ્છ પાણીદાર હતા. અને જ્યારે હમણાંનીજ બનેલી નવી બેગમે એક સો સેરની હીરાજડિત મોહનમાળા ઉપાડીને પોતાનાં ચક્ષુસમીપ ધરી ત્યારે કંઇ દિવ્ય જ્યોતિ પ્રકાશી રહી હોય એવું તેને ભાન થયું. તે માળાની નીચે લટકતા લોલકમાં નાના તારલા જડી લીધા હોય અને એ ઉજ્વળ નંગો શ્વેત દુધના સાગર તરંગો સમાન ઉછળી રહ્યાં હોય તેવી બ્રાંતી થતી હતી. આ વસ્તુ તેની દ્રષ્ટિએ પડી ત્યારે તેને એવીજ બ્રાંતી થઈ કે હજારો સૂર્યનાં કિરણો પોતાની ચક્ષુસમીપ ગેલ કરી રહ્યાં છે. શક્તિએ કદી પણ ઝવાહીર જોયાં નહોતાં એમ નહોતું. દિનાજપુરના દરબારમાં તેણે હીરામાણેક આદિ રત્નો જોયાં હતાં, પરંતુ આવા સુંદર અને આવા અમૂલ્ય તો કદી નહિ!

એક જુએ ત્યાં એક ભુલે એવા દાગીનામાંથી શું શું પસંદ કરવું? ઘણા પસંદ કર્યા અને ઘણા પાછા મુકયા. અંતે પસંદગી થઇ. તે ચળકતા ઢગમાંથી તેણે થોડાક હીરામાણેકજડિત દાગીનાઓ જુદા કાઢયા, અને તેનાથી પોતાના દેહને અલંકૃત કર્યો. શક્તિનો શણગાર સંપૂર્ણ બન્યો.

હીરાજડિત રેશમી સાડી, મોતીજડિત અન્ય વસ્ત્રો, અમૂલ્ય નીલમ માણેકના અલંકારો, ઉત્તમ અત્તરની સુગંધિ, ગુલાબજળથી સ્નાન કરેલો ઉજ્વળ દેહ, એ સર્વ ધારણ કરનાર શક્તિની મૂર્તિ કલ્પનામાં ખડી કરો. આશું? કાળી માતાના મંદિરમાં ભ્રમણ કરતી શક્તિમાં અને અત્યારની શક્તિમાં કેવો મહાન્ અંતર! ઉપવનમાં તે કંગાલ રંક અવસ્થા ભોગવનાર એક દીન બાળા દેખાતી હતી. હવે? હવે તો તે બેગમ સાહેબા–નહિ–સ્વર્ગની અપ્સરા રંભા કે મેનકાનોજ અવતાર હોય તેવી જણાય છે. આ અપ્સરા નવાબશાહ ઉપર પ્રસન્ન થઈ છે. તેને ઇચ્છિત પ્રેમદાન દેવા શણગાર સજી તત્પર થઇ છે.



દરેક દર્પણમાં એ દિવ્ય દેવાંગનાનું પ્રતિબિંબ પડયું.

ચિત્રકાર શ્રી. કલાબ્ધિ. ]　　**પ્રેમ પ્રભાવ.**　　[ પૃ. ૧૭૧.

ભપકાદાર વસ્ત્રાભુષણો સજીને શક્તિ દર્પણજડિત દિવાનખાનામાં આવી. એ ખંડમાં ચોમેર જડેલા દર્પણો આ દેવાંગનાનો સત્કાર કરવા ઉત્સુક હોય તેમ તેની સૌંદર્યમૂર્ત્તિને પોતાના હૃદયપટપર પધરાવવા લાગ્યા. **દરેક દર્પણમાં એ દિવ્ય દેવાંગનાનું પ્રતિબિંબ પડ્યું.*** દર્પણજડિત એ દિવાનખાનામાં અનેક દેવાંગનાઓ દેવલોકમાંથી વિહાર કરવા ઉતરી પડી હોય તેમ આખું દિવાનખાનું દીપી ઉઠ્યું.

**શક્તિ**ને ભ્રાંતિ થઇ. તે પોતાના સ્વરૂપને વિસરી ગઇ. **શક્તિ**-વનમાં રઝળતી રખડતી **શક્તિ** આવી હોય? ક્ષણભર તે વિચારમાં પડી.

ચોમેર નજર ફેરવીને તેણે પોતાના ભિન્ન ભિન્ન પ્રતિબિંબો જોયા, આજે એનો અવતારજ ફરી ગયો હતો એવી તેની ખાત્રી થઇ. મનમાંજ તે મલકાઈ. હા એજ **શક્તિ**, પણ જુદા સ્વરૂપમાં થોડા સમય પહેલાં તે બીજાની દયા યાચતી હતી, અત્યારે? અત્યારે ભલ ભલા તેના પગમાં પડશે, તેની કૃપા મેળવવા માટે આકાશ પાતાળ એક કરશે!

ગર્વભરી આંખે પુનઃ તેણે દર્પણમાં જોયું-એ દર્પણમાંના પ્રતિબિંબો જોયા, અત્યારનો પોતાનો ઠાઠમાઠ અને દસ્સો જોઇને તે વિસ્મય પામી. વિધાતાએ એને સૌંદર્ય આપ્યું હતું, આજે એને સત્તા મળશે. પછી બાકી શું રહ્યું?

પરંતુ એજ ક્ષણે એકાએક આગળના પ્રસંગો તેના સ્મરણમાં તાજા થયા અને તેના મુખ ઉપર શોક છાયા છવાઇ ગઈ. આ શું? આવા હર્ષના પ્રસંગે આ શોક શા માટે?

અફસોસ! **શક્તિ** પોતાનું સત્ય સ્વરૂપ સમજી શકી છે. આ

* જુઓ ચિત્ર.

સર્વ આડંબર–આ શણગાર કોને માટે ? વિચારની સાથે તેનાં નેત્રો અશ્રુપૂર્ણ બનતાં ગયાં. શું જે લગ્નદિવસને માટે તે આટલી બધી આતુર હતી તે લગ્ન દિવસ આજ કે ? દ્રવ્ય, રાજ્ય, સમૃદ્ધિ, સત્તા એ સર્વ તેનાં થઇ રહ્યાં હતાં, છતાં તેનો અંતરાત્મા વિલાપ કરતો હતો. એ સર્વ તેને શા ખપનું ? પોતાના પ્રેમનું છેદન થવા પછી સ્ત્રીને પોતાનું જીવન શા કામનું છે ? ગણેશદેવ તેનો ન્હોતો–કદી તેનો થનાર પણ નથી. શું તે માત્ર બાહ્યાડંબર માટેજ પોતાનો આત્મા અને પોતાનો દેહ વેચતી નથી ? શું આ કૃત્યથી તે પોતાનું સર્વસ્વ–અરે પોતાનું સ્વમાન પણ ગુમાવતી નથી ? શું જે વેર લેવાને માટે પોતે તલ્પી રહી હતી તે વેર આવાજ પ્રકારનું કે ? આ ભયંકર વેર હવે કોને માથે લેવાય છે ? જે શ્રાપ તેણે ગણેશ-દેવ માટે નિધાર્યો હતો તેજ શ્રાપ હવે પોતાને માથે આવી પડે છે– પોતાનેજ ભોગવવો પડે છે અને સ્ત્રીઓને દેવી સમાન બનાવનાર સદ્‌ગુણ સર્વસ્વનું સત્યાનાશ વાળે છે. પોતાની નજરમાં જ પોતે કેવી ભયંકર ક્રુર દેખાય છે ? પોતાના સ્ત્રીત્વને કલંક લાગ્યું છે ત્યારે શું હજી પણ પોતે મનુષ્યત્વ ધારણ કરે છે એવી માન્યતા રાખી શકે ?

તેને ભયાનક વિચારો આવવા લાગ્યા, તે પોતે સુંદર સ્વરૂપમાં માત્ર યક્ષિણી–રાક્ષસીજ હતી. પોતાના આગળના સ્વરૂપનો તેણે તદ્દન ત્યાગ કર્યો હતો. પોતાના જ્ઞાતિબંધુઓના સ્નેહનો, આશ્રયનો, વ્યવહારનો તેને સંબંધ ન્હોતો. પોતે અત્યારે જ્ઞાતિબહિષ્કૃત બની હતી, અને પોતાના કાર્યનો વિચાર કરતાં પણ સ્વજ્ઞાતિ પોતાનો તિરસ્કાર કરે એ સ્વાભાવિકજ હતું.

દુઃખ માત્ર આટલુંજ ન્હોતું. આ સર્વથી વધારે વિચાર ગણેશદેવ-નો હતો. ગણેશ–અરે હજી પણ જેને પોતે ભુલી શકતી નથી એવો ગણેશ-દેવ પોતાને માટે કેવો અભિપ્રાય બાંધશે ? તે શક્તિનો પ્રેમ સ્વીકારનો

ન્હોતો, છતાં પણ તે તેને માન આપતો. શક્તિને માટે ગણેશને સંપૂર્ણ સન્માન હતું, પરંતુ હવે તો...ઓ પ્રભુ ! પોતાનું અંતઃકરણ વેચી નાખવાને બદલે આશ્રમ કે ઘરબારરહિત રખડતી એકાદ સ્ત્રીની માફક તે શા માટે ન રહી ? અથવા પોતાની ફોઈની માફક યોગિની શા માટે બની નહિ ? આવા આવા વિચારો આવતાં તેના સંસ્કારી આત્માને અનુકંપ થયો. તેનું હૃદય તેને ડંખવા લાગ્યું. તે હવે પારાવાર પસ્તાવો કરવા લાગી. પરંતુ 'રાંડયા પછીનું ડહાપણ' શા કામનું ? અફ-સોસ ! તેનો પશ્ચાતાપ બહુ મોડો હતો !

નવાબ પોતાની પ્રિયાંગનાને ભેટવાને માટે તલ્પી રહ્યો હતો. નવયૌવના સુંદરી શણગાર સજીને કયારે પ્રેમદાન આપવાને તત્પર બને તેની વાટ જોઈ રહ્યો હતો. એક દાસી નવાબની આ વ્યાકુળતા કળી ગઇ, અને તરતજ શક્તિ વિચારગ્રસ્ત હતી ત્યાં આવી. તેના પગરવથી વિચારના વમળમાં વિંટાયલી શક્તિ સાવધ બની. દાસી નમન કરતાં બોલી, "બેગમ સાહેબા ! નવાબશાહ આપના આગમનની રાહ જુએ છે. આપની આજ્ઞા હોય તો હું તેમને કહેરાવું કે આપ તત્પર છો."

"હા, તેમને કહે કે ખુશીથી આવે." દાસી ત્યાંથી જતાંજ શક્તિએ એ દિવાનખાનાનો ત્યાગ કર્યો, એક બીજી અનુચરીને બોલાવી, અને આજ્ઞા કરી, "મેં પ્રથમ પહેર્યાં હતાં તે વસ્ત્રો કયાં છે ? લાવો તે વસ્ત્રો અહિં લાવો."

પ્રભુ જાણે ! એકાએક શક્તિને આ શું વિચાર થઈ આવ્યો ? પોતાના દેહને દિવ્ય શોભા આપનાર મૂલ્યવાન હીરા, મોતીના અલંકારો તેણે ફેંકી દીધા, જે જે સુંદર રાજવંશી વસ્ત્રો પરિધાન કર્યાં હતાં તે કાઢી નાંખ્યા, અને એ સર્વ બાદશાહી શણગાર દાસીના હાથમાં સોંપતી ગઈ.

દાસી આશ્ચર્ય પામી–આભી બની ગઇ. આ નવી બેગમ દિવાની તો નથી? આમ ચિત્તભ્રમ કેમ થયા કરે છે? ક્ષણ પહેલાં જે વસ્ત્રો પોતે પસંદ કર્યાં તે માત્ર અલ્પ સમયમાં ત્યાગ કરવાનું કારણ?

દાસીને આશ્ચર્યની સાથે ભય ઉત્પન્ન થયો. બેગમની આવી સ્થિતી જોઇ નવાબ સાહેબ શું ધારશે? આનું કારણ પોતાની કસુર તો નહિ ગણાય? તો તો પૂરતી કમબખ્તી! પણ ત્યારે કરવું શું? બેગમ સાહેબાને સમજાવવાં તો જોઈએજ. જરા ધીમે સ્વરે, ડરતાં ડરતાં કહેવા જતી હોય તેમ તે બોલી, "પરંતુ બેગમ સાહેબા! નામવર નવાબશાહ શું કહેશે? તેઓ કેવો વિચાર લાવશે?......"

"એ માથાકુટ કરવાની તમારે જરૂર નથી. એ મારૂં પોતાનું કામ છે, મને જેમ યોગ્ય લાગશે તેમ હું કરીશ. જાઓ મેં મંગાવેલાં મારાં વસ્ત્રો લાવો. મારી આજ્ઞાનું સત્વર પાલન કરો! મારે બીજું કંઈ સાંભળવું નથી."

દાસીની જીભ બંધ થઈ ગઇ. મુંગે મ્હોંએ તે આજ્ઞાનું પાલન કરવા ચાલી ગઇ. શક્તિએ તેના તેજ રંક અવસ્થાનાં યાત્રાનાં ભગવાં વસ્ત્રો ધારણ કર્યાં, અને દર્પણજડિત દિવાખાનામાં શાહઝાદો તેને માટે તલપાપડ બની રહ્યો હતો ત્યાં ગઇ.

"ઓહ! એ કયા તાજુબી!" શાહઝાદાના મુખમાંથી શક્તિને જોતાંજ આ શબ્દો નિકળી પડયા. શક્તિ પોતાની બેગમ બની છે, છતાં હજી આવો વેષ ધારણ કરવાનું–અરે એ વેષમાં પોતાને ભેટવાનું શું કારણ હશે? શક્તિ તરફ પ્રેમપૂર્વક જોતાં તે બોલ્યો, "અય જાનેમન! આનો અર્થ શો? શું આવો પોશાક બંગાળદેશની અધિષ્ઠાત્રીને શોભે છે?"

આગળથીજ કંઇ સંકલ્પ કરીને આવી હોય તેમ કંઇપણ વિચાર કર્યા વગર તરતજ શક્તિએ ઉત્તર આપ્યો, "કદાચ નહિ પણ હોય. હજી હું બંગદેશની મહારાણી બની નથી, જ્યાં સુધી યુદ્ધ

ચાલુ છે, જ્યાં સુધી તેનું પરિણામ જણાય નહિ, ત્યાં સુધી હું આ વસ્ત્રોજ ધારણ કરીશ."

પોતાની અવજ્ઞા થાય છે, શક્તિ આટલા બધા અભિમાનથી બોલે છે એ જોઇ શાહઝાદાનું હૃદય દગ્ધ બન્યું. શું તેને માટે પોતે આટલી બધી જેહમત ઉઠાવી તેનો આવોજ બદલો? ગમે તેમ પણ તેને સમજાવી લેવી જોઇએ, વખત જાળવી લેવો જોઇએ.

તે શક્તિને સમજાવી, ફોસલાવી પટાવી લેવાનો યત્ન કરતાં નમ્ર સ્વરે બોલ્યો, "અય દિલારામ! તારે માટે તો મેં રાજ્ય, દોલત અને સુખશાંતિનો પણ ભોગ આપ્યો છે. મારા આવા ભયના સમયમાં–મારી વ્યગ્ર અવસ્થામાં તારે મૃદુહાસ્યથી, સ્મિતભર્યાં મુખદર્શનથી અને મધુર વચનોથી મને પ્રોત્સાહન આપવું જોઇએ. તારાં પ્રેમભર્યાં વચનોથી, તારાં કામણગારા કટાક્ષોથી અને તારાં કાંતિપૂર્ણ મુખદર્શનથી હું સર્વ દુઃખ ભુલી જઇશ, મારે માથે જે જે વિપત્તિ આવે તેની સામે ટક્કર ઝિલવાને શક્તિવાન થઇશ પરંતુ તું–અય બુલબુલ! તું આ શું લઇ બેઠી છે? આ હું તારો કેવો વિચિત્ર વેષ જોઉં છું? અરે તારૂં કેવું વિચિત્ર વર્તન જોઉં છૂં? આવા આનંદના વખતમાં તો તારે પ્રેમથી છલકાતા હૃદયે મને આલિંગન........"

આ શબ્દો બોલતાંજ કામાંધ શાહજાદો કોચ ઉપરથી ઉઠીને શક્તિ તરફ ધસ્યો. પરંતુ શક્તિ તરતજ પાછળ હઠી અને બોલી, "જહાંપનાહ! મારો સ્પર્શ કરશો નહિ–હું અત્યારે પ્રતિજ્ઞા લઉં છું કે જ્યાં સુધી યુદ્ધ ચાલુ છે ત્યાં સુધી હું કદિ પણ તમારી......"

શાહઝાદો દિગ્મૂઢ બન્યો. એક નાદાન અબળા શું પોતાનો આવી રીતે તિરસ્કાર કરવાની હિમ્મત કરે? તેની આંખોમાંથી કોપાગ્નિ ઝરવા લાગ્યો. શક્તિ પોતાના શબ્દો પૂરા કરે તે પહેલાંજ તે ત્રાડ મારી બોલ્યો, "શક્તિ બસ કર! શું તારી આજ્ઞા પ્રમાણે

મારે વર્તવું એમ તું કહેવા માગે છે? કદિ નહિ-હરગીઝ નહિ. મારે નહિ પણ તારે મારી આજ્ઞાને આધીન થવું જોઈએ. તું હવે મારી ઓરત છે, હું તારો માલિક બન્યો છું. તું ગમે તેમ કહે તે કંઈ કામ આવશે નહિ. મારી ઇચ્છા આગળ તારી ઈચ્છા ફાવશે નહિ...."

દ્રઢહૃદયા **શક્તિ**, તે શું શાહજાદાનાં વચનોથી ડરી જાય એમ હતું? નહિજ. **શક્તિને** સ્થાને બીજી કોઇ બાળા હોત તો તે શાહ-જાદાની સત્તા, અભિમાન અને ધમકીમાં દબાઇ જાત; પરંતુ **શક્તિ** તેમ દબાઇ જાય તેવી નહોતી. તેનો દ્રઢ આત્મા અડગ હતો. શાહ-જાદાની ધમકીથી તે ઉશ્કેરાઇ, તિરસ્કાર તેની આંખમાં વ્યક્ત થયો. તે દ્રઢ મક્કમ સ્વરે બોલી, "હશે! આપ ગમે તેમ ધારવાને મુખત્યાર છો. પરંતુ મારે આપ નામવરને એટલું જણાવવું પડે છે કે હું આપની પત્ની નથી અને કદી થઇશ પણ નહિ. મને અહિંથી જવા દો, નહિ તો હું..........."

**શક્તિના** શબ્દો પુરા થયા નહિ—તેનો અંતિમ નિશ્ચય શું હતો તે શાહજાદાએ જાણ્યું નહિ, એટલામાં એક દાસી હાંફતી હાંફતી ત્યાં આવી લાગી, અને શ્વાસ લેતી બોલી, 'જહાંપનાહ! કુતુબશાહે કહેવરાવ્યું છે કે આપ સરકાર સલામત તેને તરતજ મળો. તે બહાર આપની રાહ જુએ છે. તેમના કહેવા મુજબ મહાન ભયનો સમય આવી લાગ્યો છે."

હવે શું કરવું? **શક્તિને** આવી ઉશ્કેરાયલી હાલતમાં છોડી જવી? નહિ! તેમ કરવાથી પોતાની ઇચ્છા પાર પડે તેમ નહોતું. **શક્તિને** સમજાવી લેવા જેટલો સમય ત્યાં રોકાઈ શકાય તેમ પણ નહોતું. અંતે **શક્તિના** શ્રેષ્ટ પ્રતાપને નવાબ આધિન થયો, અને જતાં જતાં તે નમ્રતાથી બોલ્યો, "ઓ દિલરૂબા! અય જાનેજીગર! મને માફ કર! હું તો હમેશાં તારો ગુલામ બની રહીશ. હમણાં હું જંગ કર-

વાજ જાઉં છું. ત્યાં ફતેહ મળશે કે શીકસ્ત તે તો ખુદા જાણે! મારા વ્હાલા બુલબુલને—તને જોવાને હું જંગમાંથી પાછો ફરીશ કે નહિ તે હું કહી શકતો નથી. શું જેને માટે હું જીવ આપવાને પણ તત્પર બન્યો છું તે સુંદરી પોતાના કોમળ બદનથી મને એક વખત પ્રેમાલિંગન પણ નહિ આપે? ઓ મીઠી માશુક, જો આટલો ઉપકાર કર, જતાં જતાં મને એક વખત ભેટ, અને પછી મૃત્યુ પણ પોતાનો ઝેરી ડંખ મને મારી શકશે નહિ."

બાળા સ્થિર દ્રઢ ઉભી રહી. "જહાંપનાહ! મારે મારી પ્રતિજ્ઞા પાળવી જોઇએ. અમે હિંદુઓ જે 'પણ' લઇએ છીએ તેનો મૃત્યુપર્યંત ત્યાગ કરતાં નથી. હું મારી પ્રતિજ્ઞામાં દ્રઢ છું. જ્યાંસુધી યુદ્ધનો અંત આવશે નહિ, ત્યાંસુધી હું તમારી પત્ની બની શકનાર નથી. જો આપ મારૂં અને તમારૂં હિત ચાહતા હો—બંનેના ઉપર વીપદ વાદળ ઉતારવા માંગતા ન હો તો હવે વધારે દુરાગ્રહ કરવો રહેવા દો. નહિ તો સત્ય માનજો, શાહજાદા સાહેબ, કે તમારા સેંકડો અંગ રક્ષકો પણ મને તમારા જનાનામાં બંદીવાન રાખી શકનાર નથી."

બહાર કોલાહલ વધતો જતો હતો. શાહજાદો શું કરવું તેના વિચારમાં વૃથા સમય ગાળતો હતો કુતુબ આવા બારિક પ્રસંગમાં ધૈર્ય જાળવી શકયો નહિ. તે મોટેથી રાડ પાડતો દિવાનખાનામાં ધસી આવ્યો અને ફાટેલા સાદે બોલ્યો, "મારા સરદાર! મારા માલિક! ઉતાવળ કરો! ઉતાવળ કરો! જો હવે આપ ઢીલ કરશો તો આપણે બંદીવાન બની જઇશું. દાસીઓને પાલખીમાં બેસાડી દીધી છે. નામવર બેગમ સાહેબાને બીજી પાલખીમાં બેસાડી દો. હવે સમય બીલકુલ ખોવાનો નથી. આપણે જેમ બને તેમ સત્વર જંગલમાંથી નાસી જવું જોઇએ!"

કેવું સુખ? જે સુખને માટે યુવાન શાહજાદાએ કોઈની પરવા કરી ન્હોતી, સર્વનો ત્યાગ કર્યો હતો, તેજ આ સુખપ્રાપ્તિ? શું તેજ આ લગ્ન દિવસ કે જે પ્રાપ્ત કરવાને તેણે અનેક પ્રપંચો રચ્યા હતા, જેને માટે અનેક પુરૂષો જમીનદોસ્ત થયા, અને અનેક સ્ત્રીઓ નિરાધાર અને વિલાપ કરતી થઇ? આ સર્વના બદલામાં તેણે શું પ્રાપ્ત કર્યું? તે જે સ્ત્રીનું રટણ કરી રહ્યો હતો, જેને માનપૂર્વક પૂજતો હતો, તે સ્ત્રીનો કેવળ નિરાશા ભર્યો ઉત્તર! દુર્ભાગ્ય બિચારા શાહજાદાનાં કે આટલી મુસીબતો વેઠી, અંતે નિરાશ થઈ, શક્તિ સાથેના પ્રસંગનું સ્મરણ કરતો, પોતાની ઈચ્છા તૃપ્ત કરવા જતાં નિરાશાજનક ઉત્તરથી હૃદયભંગ બનેલો, શોકાતુર અને હતાશ શાહજાદો નવાબશાહ કુતુબના હાથમાં રમકડા રૂપ બની રહેલો ગ્યાસુદીન જે માર્ગેથી ભય તેની સામે ઘુરકી રહ્યો હતો તે માર્ગે નિકળી પડયો.



# પ્રકરણ ૨૫ મું.

## વિપરીત દશા.

' વખત પલટાય છે જ્યારે, બધું પલટાઇ જાયે છે,
બની મગરૂર માનવ તું વૃથા શાને ફુલાયે છે. '

સુલ્તાન સિકંદરશાહ દુરાગ્રહી અને અવિચારી બની ગયો હતો. તેનું વર્તન સર્વ કોઇને વિચિત્ર લાગતું અને એ વર્તનથી તેના નાશની તૈયારી થતી હતી. હદમાં કે પરહદમાં, ઘરમાં કે બહાર સૌ કોઇ તેના દુશ્મન બની રહ્યા હતા. તેના વિચાર સ્થિર ન્હોતા, તેનો નિશ્ચય દૃઢ ન્હોતો. તેના સેનાધ્યક્ષો આડાઅવળા હુકમથી કંટાળી જીવ ઉપર આવ્યા હતા, અને સર્વત્ર અસંતોષ ફેલાયો હતો. સ્વાભાવિક રીતે આમ હોવાને લીધે પરિણામ બહુ હાનિકારક આવતું, અને એમ થતું ત્યારે જેઓ બાદશાહના હુકમ પ્રમાણે વર્ત્યા હોય તેઓ બિચારાને સુલ્તાનનો સખ્ત ઠપકો સાંભળવો પડતો; પરંતુ જ્યારે લાભકારક પરિણામો આવતાં ત્યારે સાંકડા મનનો સુલ્તાન તેનો યશ ખરા હકદારને ખાટી જવા દેતો ન્હોતો.

સુલ્તાનના આવા વર્તનને લીધે વીર મંડળમાં અસંતોષે ધીમે ધીમે પગ પેસારો કર્યો, અને દિનપ્રતિદિન તેમાં વૃદ્ધિ થતી ગઈ. સૈન્યમાં અનીતિ અને અત્યાચાર ફેલાતો જતો હતો, સૈનિકો નાહિંમત બનતા જતા હતા, ખોરાકી ખુટવા આવી હતી, રાજ્યના કોઠારનું તળિયું આવી રહ્યું હતું, પોતાના અંગબળથી અનાજ નિપજાવનાર મજબુત શરીરવાળા ગામડિયાઓને સુલ્તાનના લશ્કરમાં શસ્ત્રધારણ કરીને સૈનિક થવાની ફરજ પાડવામાં આવી હતી, અને ખેતીવાડીનું કામ સ્ત્રીઓ અને બાળકોને માથે આવી પડયું હતું. બિન

અનુભવી બાળકો અને સ્ત્રીઓ કૃષિકાર બને ત્યાં અનાજનો પૂરતો જથ્થો ક્યાંથી પ્રાપ્ત થાય ? દેશમાં દુકાળ પડવા જેવું થયું. દુષ્કાળ-પિડિત દેશમાં સૈન્યને યોગ્ય ખોરાક મેળવવાની આશા ક્યાંથી હોય ? તેમને પૂરતો ખોરાક ન્હોતો મળતો, એટલુંજ નહિં, પરંતુ તેઓનો પગાર પણ નિયમિત ચુકવાતો ન્હોતો. આવાં સંકટમાં ઘેરાયલા સૈનિકોને બે વખત ખોરાક મેળવવાનું મુશ્કેલ થઇ પડતું. કોઇ સમયે માત્ર એકજ વખત ખાઇને અને કોઇ સમયે તો આખો કડાકો કરીને દિવસ ગાળવા પડતા. આટલું બસ ન હોય તેમ અધુ-રામાં પૂરૂં વળી યુદ્ધમાં વિજયદેવીએ તેમની તરફ પીઠ કરી હતી, કારણ કે તેઓ શત્રુઓને હાંકી કાઢવામાં એક વખત વિજયી થતા તો શત્રુપક્ષ તરફથી બદલામાં ત્રણ વખત પરાજય પામતા.

યુદ્ધનો આરંભ થયાને એક વર્ષ વિતી ગયું છે. આવા બારિક સંજોગોમાં યુદ્ધ વધારે વાર ચાલુ રાખી શકાય એમ નથી, અને ચાલુ રાખવામાં સલામતી પણ નથી. વારંવાર યુદ્ધમંડળ દિનાજ-પુરના રાજા સાથે સુલેહ કરવાની અને તેની સહાયથી શાહજાદાને હંફાવવાની સલાહ આપતું. સુલ્તાને અત્યાર સુધી પોતાના દુરાગ્રહને વશ થઇ આ સલાહ તરફ દુર્લક્ષ દાખવ્યું હતું, પરંતુ હવે પોતાની જીદનો ત્યાગ કરવાનો અને પોતાના માણસોની સલાહ સ્વીકારવાનો વખત આવી લાગ્યો હતો. ગ્યાસુદીનના લશ્કરમાં પુષ્કળ વધારો થયો હતો, અને મોટા લશ્કરસહિત તે રાજ્યધાની તરફ ધસી આવતો હતો. જગતમાં એવો સાધારણ નિયમ છે કે ભરતામાં ભરતી થાય. મનુષ્યો નિરંતર ઉગતા સૂર્યને પૂજે છે. લોકોએ જ્યારે જોયું કે ગાદીવારસ શાહજાદો તેના બાપ કરતાં ચઢીયાતો નીવડતો હતો, ત્યારે તેઓ તેના લશ્કરની સાથે જોડાતા ગયા. સંખ્યાબંધ મનુષ્યો આવી રીતે શાહજાદાની યુદ્ધપતાકા નીચે એકત્ર થયા હતા. સુલ્તાનના બીજા સાત પુત્રોએ શાહજાદાના માર્ગમાં અવરોધ કર-

વાના અનેક પ્રયત્નો કર્યા પણ તે સર્વ વ્યર્થ ગયા. તેઓ દરરોજ વધારે લશ્કરની માગણી કર્યા કરતા હતા. યુદ્ધસભામાં સર્વનો એકમતે એવો અભિપ્રાય થયો કે ગણેશદેવ જે પાયતખ્તની નજદીકમાંજ છાવણી નાખીને પડયો હતો, અને સુલ્તાનના જે કોઈ માણસો હડફેટમાં આવે તેનો પરાજય કરી નસાડતો હતો, તેની સાથે સુલ્તાને સુલેહ કરવી. જો બાદશાહી લશ્કર દિનાજપુરના સૈન્યની સાથે જોડાઈ જાય તો તેઓનું જોર વધે અને નવાબશાહની સામે ટક્કર ઝીલી શકે. સઘળી મુંઝવણમાંથી મુક્ત થવાનો માત્ર આ એકજ ઉપાય હતો. આ માર્ગ ગ્રહણ કરવાને તેઓએ સુલતાનને આગ્રહ કર્યો. સુલતાન આ સલાહ વ્યાજબી અને વાસ્તવિક છે એમ સારી રીતે સમજતો હતો. પરંતુ પોતે સર્વ સત્તાધીશ સુલ્તાન હતો, ગણેશ જેવો રાજા તેના પગમાં પડે એટલી પોતાની સત્તા હતી. એવા રાજાની મદદ માગવાનો વખત આવે એ કેટલું દુઃખદાયક! પોતાના આવા દુર્દૈવને શ્રાપ આપતો સુલતાન ધુંવાપુંવા થવા લાગ્યો.

ગમે તો તે દુર્દૈવને શ્રાપ આપે, ગમે તેટલો બળાપો કરે, ગમે તેટલો ઉંચો નીચો થાય, પરંતુ તે સર્વ વ્યર્થ હતું. પોતે અત્યારે લાચાર હતો. જેમ જેમ તે અત્યારે પોતાની સ્થિતિ સ્પષ્ટ સમજતો ગયો તેમ તેમ તેના કોપાગ્નિની જ્વાળા વધારે અને વધારે પ્રકટવા લાગી અને તેનું હૃદય એ કોપાગ્નિમાં બળવા લાગ્યું.

× × × ×

આજે યુદ્ધસભા બોલાવવામાં આવી છે. હાલના બારીક મામલાનો યથાસ્થિત ખ્યાલ આપવા માટે સિપાહસાલાર પોતે છાવણીનો ત્યાગ કરીને સભામાં હાજર થયો છે. સુલ્તાન સાહેબ આજે છેવટનો નિર્ણય કરનાર છે.

બાદશાહની મુખમુદ્રા કોપિત છે. કોપાગ્નિથી બળતા બાદશાહે

પ્રશ્ન કર્યો, "શું હજી પણ મગતરા સમાન નાનકડું દિનાજપુર તમે સર કર્યું નથી? સરદાર, તમે કંઇ કામના નથી, મારો હુકમ બજાવવામાં તમે બહુજ ધીરા છો. જ્યાં જ્યાં હું મારી નજર ફેરવું ત્યાં બેદરકારી સીવાય બીજું કંઇ પણ જણાતું નથી."

દુર્ભાગી બિચારો સરદાર! તેને તો 'લેને ગઈ પૂત ઓર ખો આઇ ખસમ' જેવું થયું. વસ્તુસ્થિતિ સમજાવવા આવ્યો ત્યાં તેને આવો અણધાર્યો ઠપકો મળ્યો. તેના મુખમાંથી સહજ ઉદ્દગાર નીકળી પડયો, 'જશને માથે જુતીયાં તે આનું નામ!'

સભામાં સર્વ મૌન રહ્યા. કોઇની બોલવાની હિંમત ચાલી નહિ, પરંતુ સરદારને ઉત્તર આપ્યા વિના છુટકો ન્હોતો. "બાદશાહે જહાન! જો અમારૂં લશ્કર દિનાજપૂરમાં માત્ર બે દીવસ વધારે રાખવા દેવામાં આવ્યું હોત તો અમે રાજાને તાબે કર્યો હોત, પરંતુ આપ જનાબના હુકમથી અમને ઘેરો ઉઠાવી લેવાની અને સુવર્ણનગ્ર તરફ કુચ કરવાની ફરજ પડી એટલે નિરૂપાય."

સરદારને બોલતો જોઈ વૃદ્ધ વજીર–અઝીમખાંનો પિતા બોલી ઉઠયો, "શાહજાદા શરીફુદીન જેને આપે હવે ગાદીવારસ બનાવેલો છે તેણે ગ્યાસુદીનને બાનગ્રના માર્ગે ઘેર્યો હતો, અને વધારે લશ્કરની મદદ મંગાવી હતી, પરંતુ......"

બાદશાહ વચમાંજ બોલી ઉઠયો, "મારી તો પક્કી ખાત્રી છે કે શરીફુદીન ખોટા સમાચારથી છેતરાયો હતો."

વજીર માથું ધુણાવતાં બોલ્યો, "નહિ સરકાર! આપ જનાબને ખોટા ખબર આપવામાં આવ્યા છે. પુરતા લશ્કરની તંગીને લીધે જળમાર્ગે યા જમીન માર્ગે બાનગ્રને ઘેરો ઘાલવાનું કાર્ય અશકય હતું. જો અઝીમખાં ત્યાં એક દિવસ વહેલો પહોંચત, તો જરૂર ગ્યાસુદીનને પકડી શકાત."

વજીરે ઉંધુ વેતર્યું. તેના વચનોથી બિચારા અઝીમખાં ઉપર તેનો કોપ ઉતર્યો, "અઝીમખાં! આ હું શું સાંભળું છું? જો તમે

એક દિવસ વહેલા ગયા હોત તો ફતેહ આપણી થાત. ત્યારે તમે શા માટે મોડું કર્યું ?"

બાદશાહ સલામત ! જે વખતે હું દિનાજપુરમાં ગણેશની સાથે લડતો હતો તે વખતે બાનગ્રમાં કેવી રીતે જઇ શકું ? શાહજાદા ફરીદશાહને હુકમ કરવામાં આવ્યો હતો કે તેમણે નવાબ સાહેબ શરીફુદીનની સાથે જોડાઈ જવું."

"તે ગમે તેમ હોય, પરંતુ મારો હુકમ શું હતો ? શું મેં એવો હુકમ નહોતો કર્યો કે તમારે પણ શરીફુદીન સાથે જોડાઈ જવું, અને તમારી બદલીમાં નવાબ સમસુદીનને રાખી જવા ?"

"એ હુકમ બહુ મોડો આવ્યો હતો, નામવર! જ્યારે અમને એ હુકમ મળ્યો ત્યારે અમે વેળાસર બાનગ્ર પહોંચી શકીએ એમ નહોતું. ઢીલ થવાનું પ્રથમ કારણ તો એ કે વરસાદને લીધે કાંઠાપુર ઉભરાઇ જતી પૂર્ણભાગા નદીમાં વેગવાન પુર આવ્યું હતું, અને બીજું એ કે મુશળધાર વરસાદ અને તેથી બગડી ગયેલા રસ્તાઓને લીધે આવજાવ ઉતાવળથી થઇ શકતી નહોતી. જ્યારે અમે યુદ્ધભૂમી ઉપર પહોંચ્યા ત્યારે અમને જણાયું કે અમે બહુજ મોડા હતા."

"અશક્ય ! તદ્દન અશક્ય ! આજ સુધી કોઈ પણ સરદારના મુખમાંથી મેં આવો ખુલાસો સાંભળ્યોજ નથી. મને હવે સાફ સમજાય છે કે તમને સરદાર બનાવવામાં મેં ભારે ભુલ કરી છે."

સરદારને સભાની વચમાં પોતાનું અપમાન થતું જોઇ ગુસ્સો ચઢયો, પરંતુ બાદશાહ સમક્ષ તે ગુસ્સાને વ્યક્ત કરવાની તેની હિંમત થઇ નહિં. વજીર અનુભવી હતો. તેણે જાણ્યું કે આવી અંગત ટીકાઓથી લાભને બદલે હાનિ વિશેષ છે. સમયસુચકતા વાપરી બાદશાહ કે સરદાર કંઇ પણ બોલે તે પહેલાંજ તે બોલ્યો, "સુલતાન બહાદુર, ગઈ ગુજરી સંભારવાથી કંઈ પણ લાભ થવાનો નથી. આપણે નાહક આવી રકઝકમાં વખત ગુમાવીએ છીએ, કારણ કે દરેક પળ અમુલ્ય છે. જે વખત જાય છે તે વખતની દરેક ક્ષણે ગ્યાસુદીન વધારે

જોરાવર થતો જાય છે. તેનું લશ્કર રોજ વધતુંજ જાય છે. જો તરતજ તેનો પરાજય કરવામાં નહિ આવે તો રાજ્યનું રક્ષણ કરવું દુર્ઘટ થઈ પડશે. દિનાજપુરના રાજા સાથે સુલેહ કરવી કે નહિં તેનો તરતજ નિર્ણય થવો જોઈએ.''

ગરજ મહા બુરી ચીજ છે. જેના તરફ દૃષ્ટિ પણ ન કરતો હોય તેને ગરજના વખતમાં પગે પડવા–તેની આજીજી કરવા મનુષ્ય તત્પર બને છે. કહ્યું છે કે,

> 'ગરજ સમ નહિ ચીજ કોઈ ગળી—ગરજ.
> માનવંત નીજ માન મુકી દુશ્મનને પડતા ઢળી—ગરજ.
> બળીયા પણ નિર્બળને નમતા રાય રંક ઘેર જાય
> સોંઘું પણ મોંઘું થઇ બેસે કળા શકાય ન કળી—ગરજ.'

ગરજે સુલ્તાનને પોતાની ટેક છોડવાની ફરજ પાડી. તે વજીરનાં વચનોને આધીન થયો, અને પોતાની અનુમતિ દર્શાવતો હોય તેમ કટાણું મ્હોં કરીને બોલ્યો, “બહુ સારૂ, ત્યારે તમે તેની સાથે સુલેહ કરવાનો સંદેશો કહાવજો; પરંતુ ધ્યાન રાખજો કે તમે પાછા પડો નહિ–તે સુલેહનો સ્વીકાર કરવાની ના પાડી આપણું અપમાન કરે નહિ.”

અઝીમખાંએ ગણેશદેવની ઇચ્છા જાણી લીધી હતી. આ કજીયાનું મુળ સન્યાસિની હોવાથી ગણેશદેવની શરતો એ હતી કે સન્યાસિનીને હવે કોઇપણ પ્રકારની શિક્ષામાંથી મુક્ત કરવી, અને ગણેશદેવે યુદ્ધમાં જે હાનિ સહન કરી છે તેના બદલા તરીકે દિનાજપુરની ખંડણી માફ કરવી. બીજો કોઈપણ ઉપાય ન સુઝવાથી બાદશાહે આ શરતો કબુલમંજુર રાખી, અને દિનાજપુરના મહારાજાને બીજે દીવસે ભરાનાર બાદશાહી દરબારમાં આમંત્રણ કરવામાં આવ્યું કે જેથી બન્ને પક્ષ તહનામા ઉપર સહી સીક્કા કરે. સંપુર્ણ વિશ્વાસના ચિન્હ તરીકે સુલ્તાને પોતાના પૌત્ર **સાહેબુદીન** અને તેના પરિવારને દિનાજપુરની છાવણીમાં બાન* તરીકે રહેવા માટે મોકલાવી આપ્યા.

---

* કોલકરાર પાળવાની ખાત્રીને માટે સ્વાધીન કરેલું માણસ.

# પ્રકરણ ૨૬ મું.

## ફસાયો !

' દગાબાજકી રીત હય, કે બાત કરે મુસ્સે ખાય;
જયસી પત્તી મેંદીકી, લાલી લીખી ન જાય. '

રાજ્યધાનીમાં આજે ભવ્ય દરબાર ભરાયો છે. સામાન્ય પ્રસંગે દરબારમાં જે ઠાઠમાઠ જોવામાં આવે છે—જે ધામધુમ થાય છે અને જે ઉત્સાહ જણાય છે તેમાંનું આજે કંઇ નથી. સુલ્તાન પોતે, તેના મંત્રીઓ, સેનાધિપતિઓ, અને રાજ્યસેવકો સર્વ કોઇ નિરૂત્સાહી જણાય છે. ઉત્સાહ, દમામ અને આનંદને બદલે સર્વત્ર ગાંભીર્ય છવાયું છે. સુલ્તાન શૂન્ય બન્યો છે. પોતાનું ધાર્યું નહિ થવાથી તેને વારંવાર ક્રોધ થાય છે, અને એ કોપ વ્યકત કરતા હોય તેમ તેના હોઠ ધ્રુજ્યા કરે છે. આજે સુલ્તાનના માનમર્દનનો દિવસ છે. જે ગણેશદેવને પોતાના પગતળે ચાંપવાની સત્તા ધરાવવાનું તે અભિમાન રાખે છે તેજ ગણેશદેવની સહાય માંગવાનો—તેની મ્હોંમાગી શરતો સ્વીકારવાનો વિષમ પ્રસંગ તેને પ્રાપ્ત થયો છે. એક મિત્ર તરીકે રાજા ગણેશદેવને આ દરબારમાં આવવાનું આમંત્રણ કરવામાં આવ્યું છે.

યુધ્ધમાં પોતાના પાસા અવળા પડતા જોઇ, પોતાના સૈન્યના અધ્યક્ષોની સલાહને આધિન થઇ, ગ્યાસુદીનના વધતા જતા જોર આગળ પોતાનો નાશ કલ્પી, સુલ્તાને ગણેશની સહાય માગવાનું સ્વીકાર્યું હતું પરંતુ તેના મનમાં કંઇ બીજાજ વિચારો રમતા હતા, મગજમાં પ્રપંચવિચારો ભમતા હતા.

ગણેશ દરબારમાં દાખલ થયો. પ્રૌઢતાથી—ગંભીરતાથી—ગૌરવથી તેણે સભામાં પ્રવેશ કર્યો. પરંતુ સભામાં દાખલ થતાંજ તેનું ગાંભીર્ય ઉડી ગયું. તેણે જે મિત્રભાવની આશા રાખી હતી, તેમાંની એકપણ

નિશાની તેને જણાઇ નહિ. સભામાં તેને માટે એક પણ આસન ખાલી રાખવામાં આવ્યું ન્હોતું. આનો શો અર્થ ? શું તેણે સભામાં ઉભા રહેવું ? એક સેવકની માફક સુલ્તાનના તખ્ત આગળ ઉભા રહેવું ? અને સુલેહપત્ર ઉપર સહી કરી આપવી ? એ તેને હિણપત લગાડનારૂં જણાયું. તે ચેતી ગયો કે સુલ્તાને જાણીજોઈને પોતાનું અપમાન કરવાની આ યુક્તિ રચી છે. ગણેશ પ્રાચીન સમયમાં નામના કરી ગયેલા વીર પુરૂષોના વંશમાં જન્મેલો હતો. ક્ષત્રિય શૌર્ય તેની રગેરગે વ્યાપેલું હતું. ક્ષાત્રપ્રભાવ તેના મુખ ઉપર સ્પષ્ટ જણાતો હતો. તેના ભાલ પ્રદેશમાં ક્ષાત્રતેજ ઝળકી રહ્યું હતું. તેથી તેણે સભામાં પ્રવેશ કર્યો તે સમયે તેનો એટલો બધો પ્રતાપ પડયો કે સુલ્તાન પણ તેના ગૌરવયુક્ત વર્તનને જોઇ ક્રોધ પામ્યો.

સુલ્તાન પાસે આવતાંજ ગણેશે વીરતાથી તેને નમન કર્યું, પરંતુ તેના વર્તનમાં શરણનું એક પણ ચિન્હ ન્હોતું. બાદશાહ સ્થિર બેસી રહ્યો, તેના નમનનો પણ ઉત્તર વાળ્યો નહિ, ફુંફાડા મારતા સર્પની માફક મનમાંજ પછાડા માર્યા કરતો હોય તેમ તે માત્ર હોઠ કરડવા અને ફફડાવવા લાગ્યો. પોતે આવો મહાન બાદશાહ થઈને આવા નાના રાજકુમારનું અભિમાન ઉતારવાને આજસુધી અસમર્થ રહ્યો તેને માટે તેને બહુજ તિરસ્કાર ઉપજ્યો. સુલ્તાનનું આવું વર્તન જોઇ રાજસભા ક્ષોભ પામી. આખી સભામાં શાંતિ અને મૌન છવાયું.

સુલ્તાન કરડાકીમાંજ બોલ્યો, " ગણેશદેવ તમે શું માંગવા આવ્યા છો ? "

રાજકુમારની ખાત્રી થઇ હતી કે આજે કંઇપણ તોફાન જાગવાનું છે. છતાં વખત વરતી લેવાના વિચારથી તે ધૈર્યતાથી માનપૂર્વક બોલ્યો, " મને શું જોઈએ છે તે મેં કહીજ દીધેલું છે, અને આપ જનાબે મારી માગણીઓ સ્વીકારેલી હોવાથીજ હું સુલેહનામા ઉપર

સહીસિક્કો કરવાને અહિં આવ્યો છું. મારી માગણીઓ ફરીથી નિવેદન કરવાની આવશ્યકતા નથી, છતાં પણ આપ જનાબને એ ચર્ચા નવેસર કરવાની ઇચ્છા હોય તો આપની ઇચ્છાનુસાર હું આ સભા સમક્ષ જણાવું છુ કે સન્યાસિનીને મુક્ત કરો, અને યુદ્ધમાં મને જે હાનિ થઇ છે તેનો બદલો દિનાજપુરની ખંડણી માફ કરીને વાળી આપો. ”

સુલ્તાને ભવાં ચડાવ્યાં અને કહ્યું. “ એતો સમજ્યા, પરંતુ તમારા બંડને લીધે મારે જે નુકશાન વેઠવું પડયું છે તેનો બદલો મને કેવી રીતે મળવાનો ? ”

“ શાહઝાદા ગ્યાસુદ્દીન વિરૂદ્ધના યુદ્ધમાં હું આપ સાહેબને સહાય કરીશ. ”

“ એટલે ? એક આશ્રિત સરદાર તેની ઇચ્છા હોય કે ન હોય તોપણ પોતાના આશ્રયદાતાને સહાય કરવા બંધાયલો છે. મારા દુશ્મન સાથેના યુદ્ધમાં મને મદદ કરવાની આનાકાની કરશો તો તમે પોતે શિક્ષાને પાત્ર થશો. તમારા બખેડાને માટે તમને શું શિક્ષા કરવી ? ”

“ એ વાતનો નિર્ણય હું અહિં આવ્યો તે પહેલાં થવો જોઇતો હતો. આપે મને વિશ્વાસ આપીને અહિં આપની હઝુરમાં બોલાવ્યો છે. હવે શિક્ષાના કંઇપણ મિથ્યા વિચારો કરવા એ વિશ્વાસઘાત કરવા જેવું છે. ”

“ કપટનો કપટથી બદલો વાળવો એમાં કોઇપણ પ્રકારનો વિશ્વાસઘાત છેજ નહિ. ‘ થાય તેવા થઇએ તો ગામ વચ્ચે રહીએ ’ એ કહેવત ઉપર મને પુરતો વિશ્વાસ છે. તમારી સાથે હું વિશ્વાસ જાળવી શકતો નથી. સુલેહ જાળવવાને માટે બીજો કોઇ માર્ગજ નથી. અઝીમખાં ! આ ઉદ્ધત યુવાનને, આ અભિમાની રાજાને તરતજ કેદ કરો ”

સભામાં ખળભળાટ થયો. સૌ કોઈ એક બીજાના કાનમાં

ગણુગણી પોતાની નાપસંદગી બતાવવા લાગ્યા. પરંતુ કોઇની બોલવાની હિંમત ચાલી નહિ. કોઈને એવો સ્વપ્ને પણ ખ્યાલ ન્હોતો કે સુલ્તાન આવું અવિચારી વર્તન ચલાવશે.

અઝીમખાં તો જાણે જમીન સાથે જકડાઇ ગયોહોય તેમ જડ જેવો થઈ ઉભો રહ્યો, અને આશ્ચર્યસહ સુલ્તાન તરફ તાકી રહ્યો. ગણેશદેવની સાથે સંદેશા ચલાવનાર તે પોતેજ હતો, એટલુંજ નહિ, પરંતુ સુલતાનના વચન ઉપર વિશ્વાસ રાખીને ગણેશને દરબારમાં લાવનાર પણ તે પોતેજ હતો. અણધારી રીતે આ વિશ્વાસઘાતના નિમિત્ત રૂપ તે બન્યો હતો. આવો અન્યાય થતો જોઈ તેનો મિજાજ ઠેકાણે રહ્યો નહિ. વધારે વાર તે મૌન ધારી શકયો નહિ. ગંભીરતાપૂર્વક તે બોલ્યો, "આપ માનવંત જહાંપનાહના વચનો ઉપર વિશ્વાસ રાખીને મહારાજા સાહેબ અત્રે પધાર્યા છે. જો આ વિશ્વાસનો ભંગ કરવામાં આવશે તો આપ નામદારની ઉજ્વળ કીર્તિને કલંક લાગશે, અને ભવિષ્યમાં કોઇપણ મનુષ્ય આપના વચનો ઉપર વિશ્વાસ રાખશે નહિ."

"ચુપ રહો. તમે ઉદ્ધત છો. સરદારની પદવી માટે તમે લાયક નથી! મારો હુકમ-પછી તે વ્યાજબી કે ગેરવ્યાજબી હોય તો પણ મુંગા મ્હોંએ તમારે બજાવવોજ જોઇએ. કરીમુદીન, આજથી તમે મારા સરદાર છો. હું તમને મારા સપેહસાલાર તરીકે ફરમાન કરૂં છું કે આ ઉદ્ધત અઝીમખાંને અને દિનાજપુરના આ બળવાખોર રાજાને એકદમ પકડો. અત્યાર પહેલાંજ આ અભિમાની શખ્સોને સજા થવી જોઈતી હતી."

કરીમુદીન-પળવારમાંજ સુલ્તાનના હુકમથી બની ગયેલો સરદાર બોલ્યો, જહાંપનાહ, દિનાજપુરના બળવાખોર રાજાના અંગરક્ષકો મહેલના દ્વાર પાસે ઉભેલા છે, તેઓનું શું કરવું છે?"

"તેઓને પણ પકડીને એકદમ કેદ કરો."

બાદશાહનું ફરમાન! તેનો અનાદર કોણ કરી શકે? સુલતાનની

આજ્ઞા અમલમાં મુકાઈ. અઝીમખાં અને ગણેશદેવના હાથ બેડીમાં જકડાયા, અને કરીમુદીનની દેખરેખ નીચે તેઓને ત્યાંથી લઈ જવામાં આવ્યા.

ગરીબ બીચારો ગણેશદેવ! કેવી આશાથી તે અહિં આવ્યો હતો! સન્યાસિનીને પોતે સદાને માટે મુક્ત કરાવશે, સુલતાન પાસેથી પોતાની હાનીનો બદલો મેળવશે, બળવાન બાદશાહને પોતાના ઉપકાર નીચે દબાવવાનો પ્રસંગ પોતે પ્રાપ્ત કરશે, એવી એવી અભિલાષાઓમાં અટવાતો ગણેશ સુલ્તાનના વચન ઉપર વિશ્વાસ રાખીને દરબારમાં આવ્યો, પરંતુ અભિલાષા તૃપ્ત થવાને બદલે તે કરીમુદીનના હાથે કેદ પકડાયો, અરે, સુલ્તાનના વિશ્વાસઘાતનો ભોગ થઈ પડયો.



## પ્રકરણ ૨૭ મું.

## 'દગા—નહિ કીસીકા સગા!'

**Fatal ambition what wonderous charms**
**Delude mankind to toil for thee in arms?**

*Rowe.*

ગણેશને બંદીવાન બનાવીને સુલતાન મનમાં મલકાયો. તેણે જાણ્યું કે એક નડતર પોતે દૂર કરી છે, પરંતુ તેને ખબર નહોતી કે ગણેશને બંદીવાન બનાવવાથી બીજો શત્રુપક્ષ તેણે ઉત્પન્ન કર્યો છે. આ સર્વ બાબત તેના વૃદ્ધ અનુભવી વઝીરના લક્ષની બહાર નહોતી. સુલતાનને આવું ઉંધુ વર્તન ચલાવતો જોઇ તે નીરાશ બન્યો, લમણે હાથ દઈ બેઠો, અને વિધાતાને દોષ દેતો હોય તેમ કપાળ કુટી મોટેથી બોલી ઉઠયો, "સુલ્તાન સાહેબ, સુલ્તાન સાહેબ, આ તમે શું કર્યું? તમે તો સત્યાનાશ વાળવા બેઠા છો. રક્ષણનો એક પણ ઉપાય તમે હવે બાકી રાખ્યો નથી. એક બળવાન લશ્કરના અગ્રેસરને તમે કેદ કરાવ્યો છે અને તે પણ તેના કંઇ પણ વાંક વગર."

છંછેડાયલા સિંહની માફક સુલ્તાન ઘુરકી ઉઠયો, "શું તેનાં કંઈ પણ વાંક વગર? તમે પણ ઠીક તેનો પક્ષ ખેંચવા આવ્યા છો. તે તમારો પુત્ર હતો તે કારણને લીધેજ માત્ર મેં તેને આજ સુધી સરદારના હોદ્દા ઉપર કાયમ રાખ્યો હતો. હવે મને સ્પષ્ટ જણાય છે કે તે પોતેજ આ સઘળા સંકટનું કારણ છે."

"હશે. મારા બેટાને બદલે બીજો કોઈ તે જગ્યાએ હોત તો પણ એને માટે હું આવાજ વચનો ઉચ્ચારત. તેનો બાપ થઇ તેને માટે કાંઇ પણ વધારે દલીલ કરવી એ હું દુરસ્ત ધારતો નથી. પરંતુ દિનાજપુરના રાજાને આપ જનાબે કેદ કરાવ્યો છે તેનું શું પરિણામ

આવશે તેનો કઇ વિચાર કર્યો ? ગ્યાસુદીન તેમજ દિનાજપુર બંને પક્ષ સાથે આપણે યુદ્ધ કરવું પડશે. આનો અંત કેવો આવશે તે તો ફક્ત ખુદા જાણે !"

"મને લાગે છે કે તમારૂં મગજ ચસ્કી ગયું છે. વજીર, તમારૂં ડહાપણ બધું કયાં ગયું ? ગણેશદેવને મેં કેદખાનામાં પુરેલો છે તો પછી મારી સાથે કોણ લડનાર છે ?"

"તેનું લશ્કર..આપ એમ માનો છો કે તેની માદર–દીનાજપુરની રાજમાતા પોતાના પુત્રના કેદ થયાના સમાચાર સાંભળી મુંગી બેસી રહેશે ? જ્યાંસુધી તેના રાજ્યમાં એક પણ વીર પુરૂષ જીવતો હશે ત્યાંસુધી તે પોતાના રાજાને માટે લડશે અને આપણને જંપવા નહિ દે એ ચોક્કસ."

સુલ્તાનના મગજમાં આ વાત ઉતરી. પોતે ભુલ કરી એમ તેને હવે લાગ્યું, પરંતુ પોતાનો દોષ કબુલ કરવાનું તે શીખ્યો જ ન્હોતો. વજીરને શું જવાબ આપવો તેની મુંઝવણમાં તેને એક વિચાર સુઝ્યો. આગળ પોતાને એવો સંકલ્પ થયો હતો, અને વજીરને ઉત્તર આપવાના કારણે તે તાજો થયો. મનમાં ફુલાઈ જતાં સુલ્તાન બોલ્યો, "ધારો કે આપણે ગણેશ ને કેદખાનામાં પુરો કરી નાંખીએ તો ?"

વૃદ્ધ વજીર સુલ્તાનનો આવો નિર્દય વિચાર સાંભળી કંપી ઉઠ્યો. અત્યારે સુલ્તાનને ઉપદેશ આપવો નિરર્થક હતો. આવા અધર્મી કાર્ય ઉપરથી સુલ્તાન હાથ ઉઠાવે એવી યુક્તિ રચતાં તે બોલ્યો, "મને લાગે છે કે શાહજાદા સાહેબુદીનને બાન તરીકે શત્રુની છાવણીમાં રાખેલ છે એ વાત આપ નામવર તદન ભુલી ગયા છો. મહારાજાના કેદ થવાની અફવા જો બહાર ફેલાશે તો શાહજાદાની જીંદગી જોખમમાં આવી પડશે તેનો કંઈ વિચાર કર્યો ?"

"ગણેશદેવની સાથે જે સિપાઇઓ આવ્યા હતા તેઓને પણ કેદ કરવામાં આવ્યા છે. તરતમાંજ આ ખબર શત્રુની છાવણી સુધી પહોંચનાર નથી. ત્યાં સુધી જે વખત મળે તેનો લાભ લઇને સાહેબુદ્દીનને છોડાવવાની તજવીજ કરો."

વજીર નિરાશ બન્યો. એકકે વાત સુલ્તાનને ગળે ઉતરતી નહોતી. નિરાશામાંજ તે બોલ્યો, "પણ સુલ્તાન સાહેબ, તમારો હુકમ કોણ અમલમાં મુકશે? અવસ્થા અને અનુભવથી જેના વાળ પણ સફેદ થઇ ગયા છે એવા આ તમારા વૃદ્ધ સેવકની અરજ ધ્યાનમાં લ્યો, અઝીમખાંને બંધનમુક્ત કરો અને દિનાજપુર સાથે મિત્રતા બાંધો. નહિ તો સત્ય માનજો કે અવશ્ય આપણો નાશ થશે, પણ નહિ, તમે નહિં માનો. મને તો લાગે છે કે તમને ભૂત વળગ્યું છે, કોઈ શયતાન તમારા શરીરમાં દાખલ થયો છે."

સુલ્તાનના કોપમાં શી ખામી રહે? લાલચોળ આંખો કરી તે બોલ્યો, "બસ, ઘણું થયું, તમે પોતેજ મારા શયતાન છો. શું તમે નથી જાણતા કે તમારો પુત્ર કુતૂબ ગ્યાસુદીનનો સલાહકાર છે? એને લીધેજ આ સઘળી માથાકુટ ઉભી થઈ છે."

"કબુલ છે નામવર બાદશાહ, અને તે કારણને લીધે તો મેં તેનો ત્યાગ કર્યો છે. હું તો એમજ માની બેઠો છું કે જ્યાં સુધી ગ્યાસુદીનના પક્ષનો તે ત્યાગ કરે નહિ ત્યાં સુધી તે મારો બેટો નહિ અને હું તેનો બાપ નહિ!"

"પણ તેથી મને કોઈ જાતનો લાભ થતો નથી હું તો ખાત્રીપૂર્વક માનું છું કે અઝીમખાં પણ મારો નાશ કરવા માટે ગ્યાસુદીન સાથે મસલત ચલાવી છુપાં કાવતરાં રચે છે. જો એમ ન હોય તો તમે જ કહોને કે આજ સુધી શત્રુઓ કેમ પરાજય પામ્યા નથી?"

વયોવૃદ્ધ વજીરને આ કટુ વચનો બાણુ સમાન લાગ્યાં. આવો તિરસ્કાર તે સહન કરી શકયો નહિ. તેની ધીરજનો અંત આવ્યો. અપમાનનો કારી ડંખ તેને લાગ્યો. લાલ પીળો થઇ જઈને પુર આવેશમાં તે બોલ્યો, " શરમની વાત છે સુલ્તાન સાહેબ, કે આપ આવી શંકાઓ કરો છો. આવા વ્હેમી બનવું એ બાદશાહ સલામતને લાજમ નથી. મને લાગે છે કે હવે તો આપ એવું તહોમત મુકશો કે હું પોતે ગ્યાસુદીનના પક્ષમાં ભળેલો છું. "

સીકંદરશાહ પોતાનું ભાન ભૂલ્યો હતો. તેને ઉન્માદ પ્રાપ્ત થયો હોય તેમ જણાતું હતું. જરાપણ સંકોચ વગર તેણે ઉતર આપ્યો, " હા, હા, એ બાબતમાં પણ મને પુરતી શંકા છે. નહિં તો વળી તમારૂં પોતાનું નિર્દોષપણું સાબિત કરવાને માટે તમે આટલા બધા આતુર શા માટે બનો ?"

અહા ! જે પુરૂષે આટલાં બધાં વરસો સુધી અડગ ટેકથી અને સંપૂર્ણ વફાદારીથી રાજ્યની સેવા બજાવી હતી, તે ફકીર જેવાં પવિત્ર આચરણવાળા વયોવૃદ્ધ વફાદાર વજીરને માટે ખુદ સુલ્તાનના મુખમાંથી આવાં ખોટાં તહોમત મુકનારા શબ્દો નિકળે એ કેવા વસમા લાગે ! થોડા વખત સુધી તો વજીર દિગ્મુઢ બની રહ્યો. પરંતુ તરતજ તેણે શાંતિ ધારણ કરી અને ગંભીરતાથી ઉત્તર આપ્યો, " સુલ્તાન સિકંદરશાહ, ખુદ અલ્લા પોતે જ તમારી વિરૂદ્ધ હોવા જોઈએ, નહિંતો તમારામાં આવું ઉંધુ ભૂત ભરાત નહિ. હું હમણાંજ મારી નોકરીનું રાજીનામું આપું છું. પરંતુ મારા છેવટના ચેતવણીરૂપ એ બોલ સાંભળી લ્યો, પછી આપને યોગ્ય લાગે તેમ વર્તજો. તમે જે માર્ગ ધારણ કર્યો છે તેનું પરિણામ વિનાશકારક આવશે. હજી પણ ચેતો અને વેળા વીતી નથી તેટલામાં યોગ્ય ઉપાયો આદરો. "

છેવટની ચેતવણી આપી વજીર ઉઠયો અને કોઇની તરફ નજર કર્યા વગર ચાલ્યો ગયો. દરબારમાં આવેલા મનુષ્યો સુલ્તાનના દુષ્વર્તનથી એટલા બધા ઉશ્કેરાયા હતા કે તેઓ સર્વ મૂર્છા પામ્યા હોય તેમ વિચારશુન્ય બની ગયા હતા. તેમાંથી કોઇએ સભાનો ત્યાગ કરનાર વજીરને રોકવાની સુચના પણ કરી નહિ. વજીર જ્યારે દ્વાર છોડી બહાર નિકળ્યો ત્યારે આખી સભામાં છુપો અસંતોષ ફેલાઇ રહ્યો. ત્યાં એકત્ર થયેલા ઉમરાવો સુલ્તાનના વર્તન તરફ નાપસંદગી બતાવતા હોય તેવાં ચિન્હો સ્પષ્ટ જણાયાં. સુલ્તાને તે જોયું, પરંતુ તે એકનો બે થયો નહિ. તેણે પોતાનો માર્ગ બદલ્યો નહિ. તરતજ દરબાર બરખાસ્ત થયો, અને બીજે દીવસે ફરીથી યુદ્ધસભા એકત્ર કરવાનું ઠરાવવામાં આવ્યું.

બીજે દીવસે ઠરાવ મુજબ સર્વ સભાસદો યુદ્ધ સભામાં એકત્ર થયા છે. આગલા દિવસે આખી રાત વરસાદ વરસ્યા કર્યો છે. હવા પણ સુલ્તાનના દરબારમાં જે સામાન્ય લાગણી ફેલાઇ રહી હતી તેનું અનુકરણ કરતી જણાતી હતી. ઘરમાં તેમજ બહાર સર્વત્ર ઉદાસીનતા અને અંધકાર છવાયાં હતાં.

પરંતુ આથી પણ વધારે ખરાબ વસ્તુ સુલ્તાનના લલાટે લખાયલી હતી. તેઓના ઉપર અચાનક એક તોફાનનું વાદળ તુટી પડયું. ઉતાવળથી હાંફતો અને ધ્રુજતો એક અંગરક્ષક યુદ્ધસભામાં ધસી આવ્યો અને મોટેથી બોલ્યો, “ બાદશાહ સલામત! સાવધાન! નવાબશાહ ગ્યાસુદીન નજદીક આવતા જાય છે. નવાબ જલાલુદીન તેમને આગળ વધતા અટકાવી શકે તેમ નથી. શત્રુઓ હમણાં જ આપણી ઉપર હલ્લો કરશે..”

નિરાશા અને ભયને લીધે સુલ્તાનનું મ્હોં ઉતરી ગયું. લથડતા અવાજે તેણે બૂમ પાડી, “ અઝીમખાં! અઝીમખાં કયાં છે? બોલાવો તેને!”

" આપ જનાબના ફરમાનથી તે કેદી બનેલો છે ! " આ ઉત્તર આપનાર બીજો કોઇ નહિ પણ અઝીમખાંને કેદ કરનાર કરીમુદીન પોતેજ હતો !

ઉશ્કેરાયલા સુલ્તાનની આંખમાંથી અગ્નિ વરસતો હતો. "જાઓ, તમારૂં લશ્કર લઇને જલ્દી કુચ કરો અને જલાલુદીનને મદદ આપો. અઝીમખાંને બંધનમુક્ત કરીને અહિં હાજર કરવાની આજ્ઞા આપતા જાઓ. જાઓ ! "

કરીમુદીન ગયો, પરંતુ તરતજ બાદશાહને ખબર આપવા પાછો ફર્યો. " અહિં આપણી પાસે જે નાનું લશ્કર છે તે તત્પર બને છે, અને આપ જનાબના હુકમ મુજબ હું તેમની સરદારી લઈને લડવા નિકળી પડીશ. "

" અને અઝીમખાં ! તે કયાં છે ? "

" તે નાસી ગયો છે. "

" નાસી ગયો ? "

" હાજી. "

" કયાં ? "

" મારા સાંભળવા મુજબ તે નવાબશાહ ગ્યાસુદીનની સાથે જોડાવા ઉપડી ગયો છે. "

દીન દશામાં ઘેરાયેલો મહાન બાદશાહ વાતનું સત્ય સ્વરૂપ સમજી શકયો નહિ. તે દિવાનખાનું, તે મહેલ, ને માણસો સર્વ કોઈ તેની ચેષ્ટા કરતા હોય, તેની મુર્ખતા ઉપર હાસ્ય કરી રહ્યા હોય તેમ તેની આસપાસ ભમતા જણાયા. નિરાશાદેવી અનેક અમંગળ સ્વરૂપો ધારણ કરી તેના તરફ અટહાસ્ય કરતી તાંડવ નૃત્ય કરી રહી હોય તેવો તેને ભાસ થયો, અને નાના બાળકની પેઠે તે બુમ પાડી ઉઠયો, " જાઓ ત્યારે ગણેશદેવને લઇ આવો ! "

" તે પણ નાસી ગયો છે. " કરીમુદીનના આ ઢીલાં વચનોથી સુલ્તાનના કાનમાં સીસું રેડાયું. પોતાનું જે ખરૂં નિશાન હતું તેજ ઉડી ગયું. તેની નિરાશાનો પાર રહ્યો નહિ.

" શું તે પણ નાસી ગયો ? અરે મારા વજીર, મારા વફાદાર વજીર, હવે આપણે શું કરીશું ? "

" વજીર સાહેબ પણ ગયા છે. એવી અફવા સંભળાય છે કે તે પણ ગ્યાસુદીનનો પક્ષ સ્વીકારવાના છે. "

હવે હદવાળી. તેની નિરાશાની અવધી થઈ. સુલ્તાનની લાગણી અત્યંત ઉશ્કેરાઈ. ચોમેર તેને નિરાશાનાંજ દર્શન થતા ગયા.

છતાં આવા બારીક મામલાથી તે હિંમત હાર્યો નહિ. તખ્ત ઉપરથી ઉભા થઇ નિરાશાથી ઉશ્કેરાયલા સ્વારે તે બોલ્યો, " સર્વ ગયા-સૌ કોઇ તજી ગયા. તેમાં શું થયું ? બીજાઓની આપણને શી જરૂર છે. જુઓ આ તમારા સુલ્તાન તરફ નજર કરો ! તે પોતેજ તમારો સરદાર બનશે ! "

સુલ્તાનના ઉત્તેજીત શબ્દોથી મામલો બદલાયો. સભાસદોમાં રાજસેવાનો ઉત્સાહ પુનઃ પ્રકટયો. તેઓએ પોતાના સરદારની નિરાધાર સ્થિતિ જોઇ, તેથી તેઓના રણોત્સાહનો ઓલવાઈ જતો તણખો પુનઃ સતેજ થયો, અને અગ્નિરૂપે પ્રકાશી નિકળ્યો. તેઓ સઘળા ઘુંટણીએ પડયા અને સુલ્તાનને નમન કરતાં શૌર્યોત્તેજક દ્રઢ અવાજે એક સાથે બોલી ઉઠયા, " બાદશાહ સલામતકી ફત્તેહ. "

ઝટપટ તૈયારીઓ ચાલી રહી. યુદ્ધ ચાલતુંજ હોવાથી લશ્કર ગમે ત્યારે લડવાને તત્પર હતું. માત્ર એક કલાકમાં તો સર્વ તૈયારીઓ થઈ ચુકી. સુલ્તાન સિકંદર પોતે લશ્કરનો સરદાર બન્યો, અને તેઓએ કુચ શરૂ કરી. બીજે દિવસે આખો દહાડો પિતા પુત્ર વચ્ચે-સુલ્તાન અને શાહજાદા વચ્ચે દારૂણ યુદ્ધ મચ્યું, અને તે ત્રણ દિવસ સુધી ચાલુ રહ્યું.

× × × ×

ત્રીજે દિવસે સિકંદરશાહને મારી નાંખવામાં આવ્યો. તેના મૃત દેહને, સુલ્તાનનું સ્મરણ જાળવી રાખવા માટે ઘણા વરસો અગાઉ ખાસ બંધાવેલી ભવ્ય 'અદીના મસીદ' માં દફનાવવામાં આવ્યો. તેનો પુત્ર—બળવાખોર ગ્યાસુદીન પોતાના બાપની પાછળ તખ્ત-નશીન થયો અને સુલ્તાન બન્યો. લોભને માટે લોકો શું નથી કરતા ?



# પ્રકરણ ૨૮ મું.

## ચમત્કાર.

જગકર્ત્તાએ રચ્યું જગત આ, ગહનતાથી ભરપૂર;
ચમત્કૃતિથી રસબસ કીધું, કળે ન માનવ સૂર.

પાન્ડુઆની નજદીકમાંજ, બંસીધરીપુરની સિમાએ આવેલા અરણ્યના એક ઉન્નત પ્રદેશ ઉપર ગણેશદેવે પોતાની છાવણી નાંખી હતી. શ્વેતરંગના તંબુઓ દૂરથી નજર કરનારને આરસપહાણના નાના સરખા મકાનો રચેલા હોય તેવા જણાતા હતા. તંબુની અંદર ભાતીગર કપડાઓના બનાવેલા આરકાઓ અને સ્થંભો જોતાં એમજ જણાતું હતું કે લાકડાની કમાનો અને સ્થંભો બનાવીને તેને કુશળ કારીગરોએ સુંદર ચિત્રકામથી અલંકૃત કર્યા છે. તંબુઓ ઉપર પચરંગી ધ્વજાઓ પવન સાથે વાત કરતી હોય તેમ ફરફરી રહી છે, છાવણીના મધ્ય ભાગે ગણેશદેવનો પોતાનો–તેના પરિવાર માટે ખાસ રાખેલો કિનખાબ જેવા જરકસી કપડાથી દેદીપ્યમાન દીસતો રાજવંશી તંબુ સૌ કોઇનું લક્ષ ખેંચે છે. તે તંબુ ઉપર લાલ મખમલની ધ્વજા ફરકી રહી છે. એ ધ્વજા મૂલ્યવાન છે, સોનેરી રૂપેરી કસબ અને જરીકટોરીથી તે ભરેલી છે, અને ધ્વજાની બંને બાજુએ સપ્તઅશ્વથી જોડાયલા રથમાં બિરાજેલા સૂર્યદેવની આકૃતિ ભરતકામથીજ ઉઠાવેલી છે. સૂર્યવંશી રાજાઓનું એ રાજ્યચિન્હ છે. સૂર્યવંશનો જય સૂચવતી સૂર્યદેવના ચિન્હવાળી એ ધ્વજા ગણેશદેવના તંબુ ઉપર તેનો વિજય ઇચ્છતી વાયુદેવ સાથે વાતો કરી રહી છે.

છાવણીની નીચે એક નાનું સરોવર આવેલું છે. તેનું જળ નિર્મળ, મધુર અને પારદર્શક છે. આ સરોવર અલૌકિક છે, તેને માટે અનેક દંતકથાઓ કહેવાય છે. અલૌકિક સરોવરને માટે દંતકથાઓ

ચાલતી હોય તો તેમાં કંઇ નવાઇ નથી. આર્યાવર્તમાં એતો સામાન્ય વાત છે. આ દૈવી ભૂમીમાં દરેક ઝરામાં, દરેક જળાશયમાં, દરેક વૃક્ષમાં, અરે અનેક પથરાઓમાં પણ કંઇ કંઈ ચમત્કાર રહેલો મનાય છે, અને તે ચમત્કાર સંબંધે અનેક કલ્પિત કથાઓ કહેવાય છે. આર્યજનોની ઉચ્ચ કલ્પનામાં દરેક વસ્તુને માટે કંઇ પણ મહત્વ હોય છે જ, અને એ મહત્વની અસર પણ મન ઉપર સજ્જડ થાય છે. આ સરોવરમાં પણ કંઇ ચમત્કાર ન હોય તો પછી તેનું મહત્વ શું ?

એ ચમત્કાર શો હતો ? તેને માટે શું દંતકથા ચાલતી હતી ?

યુદ્ધના આરંભમાં સુલતાન સાહેબે દિનાજપુરના રાજાને બળવાખોર જાહેર કર્યો હતો, અને તેની આજ્ઞાથી અઝીમખાં ગણેશદેવને પકડવા નિકળ્યો હતો. ગણેશદેવ પાસે સૈન્ય બહુજ થોડું હતું. અઝીમખાંને લશ્કરની પુરતી કુમક હતી. તેની સામે થઇને યુદ્ધ કરી ટક્કર ઝિલવાને ગણેશ શક્તિવાન નહોતો. અઝીમ તેની પાછળ પાછળ આવતો હતો. જરા પણ વિશ્રામ લેવાનો અવકાશ નહોતો. લાંબી મુસાફરીથી તેનું લશ્કર થાકી ગયું હતું, ભુખથી પેટમાં ખાડા પડતા હતા, આરામના અભાવે પગ ઉપડતા નહોતા, તરસને લીધે કંઠ સુકાતા હતા. આવી હાડમારી વેઠતા, મુસલમાનોને દૂર રાખવા મથતા, ગણેશના સૈનિકો ઉપર જણાવેલા સ્થાને આવી પહોંચ્યા.

જળ વગર તેઓના પ્રાણ તરફડતા હતા. ક્ષુધા સહન કરી શકાય, પણ તૃષાને તૃપ્ત કર્યા વગર તેઓથી આગળ ડગલું પણ ભરાય તેમ નહોતું. તેઓ અહિં અટક્યાં અને ચારે દિશામાં પાણીની શોધ કરવા લાગ્યા. પરંતુ જળનું એક ટીપું પણ તેમની દ્રષ્ટિએ પડયું નહિ. નિરાશા ! નિરાશા ! ! તેઓ તદ્દન નિરાશ થઈ ગયા.

ગણેશ ચિંતામાં પડ્યો. હવે શું કરવું ? સઘળા સૈનિકોની તૃષા કેમ છીપાવવી ? એકે ઉપાય ન સુઝયો.

સૈનિકો વ્યાકુળ બની ગયા હતા. આગળ વધી શકે કે શત્રુ સામે ટક્કર ઝિલી શકે એવી તેમની સ્થિતિ નહોતી. ચોમેર નિરાશાથી ઘેરાયલા ગણેશદેવને શત્રુને શરણે જવાનો વખત આવ્યો. તેની ક્ષાત્રટેકને તિલાંજલી આપવાનો સમય આવી લાગ્યો.

એટલામાં તો સંન્યાસીની ત્યાં આવી ચડી. તે અન્નની શોધ કરવા ગઇ હતી. ગણેશનો નિશ્ચય ડગમગવાનો પ્રસંગ આવી લાગ્યો તેજ ક્ષણે તે અન્ન લઇને ત્યાં હાજર થઇ. સન્યાસિનીએ સૈનિકોની સ્થિતિ જાણી લીધી. તરતજ તેણે થોડે દૂર આવેલા એક સ્થાન તરફ દ્રષ્ટિ કરી અને રાજાને પુછ્યું, 'શું તમે પેલા સ્થાન આગળ જવા માટે તપાસ કરાવી છે ?'

ગણેશે ઉત્તર આપ્યો કે એટલામાં ચારે દિશાએ સઘળે તપાસ કરાવી છે, પણ નિરાશ થઈ સૌ પાછા આવ્યા છે.

સન્યાસિની ધ્યાનસ્થ બની. પોતાની ખાત્રી હોય તેમ બોલી, "હશે ચાલો આપણે ફરીથી તપાસ કરીએ. ઇશ્વરકૃપાથી સર્વ સારૂં થશે."

સૈનિકો તેની સાથે ગયા, અને તેણે બતાવેલા સ્થાન ઉપર દ્રષ્ટિ પડતાંજ ત્યાં નિર્મળ જળનો પટ જણાયો. તેઓના આનંદનો પાર રહ્યો નહિં. સઘળાએ એક અવાજે હર્ષનાદ કર્યો, અને ધાર્મિક સંસ્કારવાળા સૈનિકો સન્યાસિનીને સાક્ષાત દેવીનો અવતાર માનીને તેના ચરણ આગળ દંડવત કરવા લાગ્યા. તેની આજ્ઞા થતાં તેઓ જળાશય તરફ દોડી જઇ જળપ્રાશન કરી તૃષાથી મુક્ત બન્યા.

સરોવરનું જળ શીતળ હતું, અને વળી આ ચમત્કાર ઉપરથી ઉપજેલા પૂજ્યભાવને લીધે તેની અસર પણ ચમત્કારી થઇ. આ સરોવર જળમાં દૈવી પરમાણુઓ હોય તેમ તેનો ગુણ અજબ જણાયો. બીજી કોઇ વસ્તુથી જે શાંતિ અને ઉત્સાહ ન મળે તે આ જળથી

પ્રાપ્ત થયાં. તેઓ પુનઃ સતેજ બન્યા. આમ થવાથી સરોવર તરફની તેઓની પૂજ્યબુદ્ધી સુદ્રઢ બની. વાત આટલેથીજ અટકી નહિ, પરંતુ આ સરોવરની અસર ગણેશના સૈન્યને સુભાગી નિવડી. કારણ, તે જળપ્રાશન કર્યા પછી તેઓએ એવી ચંચળતા પ્રાપ્ત કરી કે શત્રુઓને જરા પણ મુશ્કેલી વગર વિખેરી નાખવાની તેઓમાં હિંમત આવી. આ કારણને લીધે તેઓએ આ સરોવરને દૈવી સરોવર અથવા ચમત્કારી સરોવરનું નાંમ આપ્યું. આ વખતે તેઓ ત્યાં વધારે વખત ખોટી થયા નહિ, કારણ કે યુદ્ધ ચાલુ હતું, અને શત્રુઓ તેમની પાછળ પડયા હતા. પોતાના સૈન્યને સુદ્રઢ બનાવવાને, સૈનીકોનો વધારો કરવાને તેઓ દિનાજપુર ગયા. યુદ્ધદેવી તેમના ઉપર પ્રસન્ન થઈ. ધીમે ધીમે શત્રુઓનો પરાજય કરવામાં અને રાજ્યધાની તરફ આગળ વધવામાં તેઓ વિજયી બનતા ગયા.

ગણેશદેવે નિશ્ચય કર્યો હતો કે પાછા જ્યારે પાન્ડુઆ આગળ આવવાનો વખત આવે ત્યારે આ સરોવર આગળજ છાવણીનો પડાવ નાંખવો, અન્ય કોઇ સ્થળે નહિ. સૈનિકો પણ એવુંજ ઇચ્છતા હતા, અને તેથી નવા સૈન્યબળ સાથે જ્યારે તેઓ ફરીથી પાન્ડુઆ આગળ આવ્યા ત્યારે બંસીહરીપુરના અરણ્યમાં આવેલા આ ચમત્કારી સરોવર આગળ આ પ્રકરણના પ્રારંભમાં જણાવ્યા મુજબ તેમણે છાવણી નાંખી.

છાવણીમાં ધમાલ ચાલી રહી છે. અનેક અશ્વોનો હણહણાટ, શસ્ત્રોનો ખણખણાટ અને મધમાખીઓની માફક આડાઅવળા ભમતા એક બીજાને હાક મારતા સૈનિકોનો ગણગણાટ છાવણીમાં કોલાહલ મચાવી મુકે છે; સૈનિકો પોતાના હથિયારોને ઘસી સાફસુફ કરી પાણી ચડાવે છે; અને રક્તપીપાસુ સમશેરો શત્રુનું લોહી ચાખવાના સમયની રાહ જોતી ચમકારા મારી રહી છે.

છાવણી નખાયાને એક અઠવાડીયું વિત્યા પછી ગણેશદેવને સુલ્તાનના દરબારમાં સુલેહનામાં ઉપર સહી કરવા માટે બોલાવવામાં આવ્યો. દરબારમાં તે દગાનો ભોગ થયો, અને સુલ્તાનના હુકમથી બંદીવાન બન્યો. જો તે વધારે વખત બંદીવાન રહ્યો હોત તો સુલ્તાનની અધમ આજ્ઞા તેનો શિરચ્છેદ કરાવત, પરંતુ 'રામ રાખે તેને કોણ ચાખે'? ઇશ્વરના અનુગ્રહથી તે કેદખાનામાંથી મુક્તિ મેળવવા પામ્યો, અને પોતાની છાવણીએ આવી દુષ્ટ દુશ્મન સામે ટક્કર ઝિલવાની સર્વ તૈયારીઓ કરવા લાગ્યો.



# પ્રકરણ ૨૯ મું.

## વિચિત્ર સ્વપ્ન !

"સખી સ્વપ્ન ભયંકર મુજને ભાસ્યું, સુણતાં ઉપજે ત્રાસરે:
ગઈ ગભરાઈ જાગી જોયું તો, શૂન્ય જગત ચોપાસરે."

સુધન્વા.

વર્ષાઋતુ પૂર્ણ થવા આવી હતી, મધ્યાન્હ સમયે મેઘરાજાએ મ્હેર કરી હતી, પરંતુ મેહુલો થોડીવાર દર્શન દઈ પાછો વાદળમાં છુપાઇ ગયો હતો. ભૂમિ ભીની થઇ ગઇ હતી, અને ઠંડી હવા શરદીનું ભાન કરાવી રહી હતી. વરસાદ બંધ થયો તોપણ આકાશ વાદળાથી છવાયલુંજ રહ્યું. ગ્રીષ્મ ઋતુમાં ધીમે ધીમે અસ્ત પામતાં સૂર્યનાં સોનેરી કિરણો દિવસના પાછલા પ્હોરને પ્રકાશિત બનાવે છે તેવું આજે ન્હોતું. દિવસ ઝાંખો લાગતો હતો. કુદરતની બલિહારી બતાવતા ચળકતા લીલા પાંદડાઓ ઉપરથી મેઘજળનાં ટીપાં ટપક્યાં કરતાં હતાં, અને પવનની લહેરો સરોવરની શાંતિનો ભંગ કરતી હતી.

પાણીથી ભરેલા ખાબોચિયાં અને લિલોત્રીમાં દેડકાઓ ડ્રૂં ડ્રૂં ના અવાજ મચાવી રહ્યા હતા, અને મધ્યાન્હ પછી માત્ર થોડોજ સમય વિતેલો હોવા છતાં તમરાના ઉદાસી ભર્યા અવાજને લીધે સાંજ પડી ગઈ હોય એવો ભાસ થતો હતો. છાવણીની આસપાસ રોન ફરતા પહેરેગીરોના મંદ પગલાં ત્યાં સર્વત્ર ફેલાયલા ગાંભીર્યમાં ભળી જતા હતા.

આવે વખતે ગામગપાટા મારીને વખત ગાળવાની ઇચ્છાથી મહારાજાના પરિવારની તહેનાતમાં રહેલા નોકર ચાકરો પોતાના કામથી પરવારી બે ઘડી નિરાંત કરવા છાવણીમાંથી બહાર નિકળ્યા. ચમત્કારી સરોવરના પ્રભાવથી પોતાનું અને પોતાના સૈન્યનું રક્ષણ થયેલું જોઈ ગણેશદેવે તે સરોવરને ઘાટ બંધાવ્યો હતો. ગણેશના

માણસો કોઇ કોઇ વખત એ ઘાટ ઉપર બેસી સરોવરનાં નિર્મળ જળને નિહાળી, તેમાં રમણ કરતાં જળચરોને જોઈ, તેઓની નિર્દોષ ક્રિડાથી આનંદ પામી, લહેરી લાલાઓની માફક મનસ્વી તરંગથી ઉદભવેલા ગાયનોની ત્રુટક ત્રુટક છુટી છવાઇ લીંટીઓ લલકારી, મનને સંતોષતા હતા. આજે દિવસની કુદરતી ઉદાસિનતાને ઢાંકી દેવાની ઇચ્છાવાળા નોકરો આ ઘાટનોજ આશ્રય લેવા આવ્યા. તેઓની ગણના સૈનીકોમાં કરવામાં આવતી ન્હોતી, છતાં પણ તેઓએ શસ્ત્ર ધારણ કર્યાં હતા, અને યુદ્ધ માટે પુરતી રીતે સજ્જ બન્યા હતા. જરૂર પડતાં તરતજ કામમાં આવે એવા વિચારથી સઘળા સૈનીકોને તૈયાર રાખવામાં આવ્યા હતા, અને મહારાજાના ખાસ અંગત માણસો પણ કમ્મરે કટાર ખોસી તથા હાથમાં ભાલા ધારણ કરીને બેઠા હતા.

ઘાટ ઉપર બેઠેલા મંડળમાં એક ઉસ્તાદજી હતા. **પાન્ડુઆ** આગળ ઉપવનમાં વસંતવિહાર કરતી રંગીનીને તો આપણે જોઇ છે. તે રંગીનીના હેતના કટકા–હૈયાના હાર–સૌભાગ્ય શણગાર હતા. લોકો તેને નવીન અધીકારીના નામથી ઓળખતા હતા. નવિન અધિકારી એક નિપુણ નાટકકાર અને 'સંગીત મંડળી'નો કાર્યવાહક હતો. રાજાને તેના ગાયનો સાંભળવાનો એટલો બધો શોખ હતો કે તેને 'રાજકવી'ની પદવી આપવામાં આવી હતી. રાજ્યમાં તેનું બહુ સન્માન હતું; તેના સર્વ ગાયનોમાં સૌથી વધુ લોકપ્રિય બનેલું ગાયન 'કૃષ્ણ પ્રેમ યાચના'નું હતું, અને તે એટલું તો પ્રિય થઇ પડયું હતું કે આબાલવૃદ્ધ સર્વને તે કંઠાગ્રે હતું. નવિન અધિકારી ચાર સ્ત્રીઓનો પતિ હતો. તેની ઉમર કંઈ બહુ મોટી ન્હોતી–માત્ર પિસ્તાળીસ ચોમાસાં તેણે જોયાં હતાં! ચાર સ્ત્રીઓનો પતિ થવામાં બિચારા નવિન અધિકારીનો કંઈ દોષ ન્હોતો! ત્રણ ઝોડીઆ (!) તો તેની લઘુવયમાં તેના માબાપેજ તેને ગળે વળગાડયા હતા અને ચોથું રંગીની–રંગીલું રત્ન તો અનાયાસે વિલક્ષણ સંજોગોમાં તેણે પ્રાપ્ત

કર્યું હતું. તેના એક પિતરાઇને રંગીની સાથે વેવીશાળ કરવાનો વિચાર હતો, અને તેથી રંગીનીને નજરે જોવા તેમજ આવશ્યક ગોઠવણો કરવા તેણે નવિન અધીકારીને મોકલ્યો. નવીન અધિકારી ઉમરમાં મોટો હોવા છતાં હૃદયમાં હંમેશા નાનોજ હતો, અને પ્રેમ-યાચનામાં તો તે સદા તત્પરજ રહેતો. કહો કે તે પ્રેમઘેલો હતો! તેના પિતરાઇને નવિન અધિકારી ઉપર શંકા શાની હોય? એ વિશ્વાસનો દુરૂપયોગ કરી, આવી સુંદર તકનો લાભ લઈ, આડું અવળું સમજાવી, તેણે રંગીનીનું વેવીશાળ પોતાનીજ સાથે નક્કી કર્યું. 'નામ આપે ભાઈનું અને કામ કરે પોતાનું' એ ન્યાય તેણે સિદ્ધ કર્યો. જ્યારે જ્યારે રંગીની તેને તેના આ કપટનું સ્મરણ કરાવતી ત્યારે તે પોતાની બહાદુરીના બણગા ફુંકતો અને મનમાં મલકાતો. તેની સઘળી જીંદગીજ પ્રેમયાચનામાં ગઇ હતી અને વળી નસીબનો બળિઓ એવો હતો કે ભાગ્યદેવી અને કીર્તિદેવીનો તેના ઉપર અહર્નિશ અનુગ્રહ હતો.

પરંતુ ઉસ્તાદજીનો આનંદ ઉડી જવાનો વખત આવી લાગ્યો. યુદ્ધનો આરંભ થયો ત્યારથી સર્વ કારભાર ફરી ગયો. યુવાન રાણીએ યુદ્ધમાં ગણેશદેવની સાથેજ રહેવાની હઠ લીધી, અને તેના અત્યાગ્રહને આધીન થઈ ક્ષાત્રધર્મ જાણનાર ગણેશદેવે તેને યુદ્ધમાં પોતાની સાથે આવવાની અનુમતિ આપી. રાણીની માનિતી રંગીની પણ તેની સાથે જશે એવા ભયથી પ્રેમઘેલા નવીને તેને યુદ્ધભૂમી ઉપર ઉપજતો ભય, ત્યાં સહન કરવા પડતા સંકટો અને દારૂણ દુઃખનો ચિતાર સંગીત દ્વારા સંભળાવ્યો. રંગીનીને માયાળુ સ્વભાવની રાણીથી જૂદાં પડવું ન ગમ્યું. નિરૂપમાના દર્શન વગરનો દિવસ તેને નિસ્તેજ લાગતો હતો. તેણે ઉસ્તાદજીને ચોખ્ખો ચટ જવાબ આપી દીધો. પોતાની સાથે રહેવાની તેને ગરજ હોય તો લશ્કર સાથે સાથે તેણે આવવું એવું સાફ સંભળાવી દીધું, અને રંગીની વગર રઘવાયો ફરતો નવીન

અધિકારી પોતાની વ્હાલીનો વિયોગ સહન નહિ કરી શકાય એ વિચારથી નિરૂપાયે તેની સાથે આવવા તત્પર બન્યો. આમ હોવાથી ભોળા ભૂદેવ નવીન અધિકારી પોતાની વાંસળી અને સારંગી ઉપરાંત સમશેર અને ભાલાથી એક સિપાઇ તરીકે સજ્જ બનેલા છાવણી આગળ આપણી નજરે પડે છે!

યુદ્ધના સમયમાં જ્યાં શત્રુઓથી રક્ષણ કરવાના અને શત્રુઓને હંફાવવાના વિચારો ચાલી રહ્યા હોય, જ્યાં હૃદયની શાંતિનું નામ નિશાન ન હોય, ત્યાં પ્રેમગાન સાંભળવાનું કોને સુઝે? રાજા અને તેના સલાહકારો યુદ્ધની યુક્તિઓ રચવામાં મશગુલ બન્યા હતા. કવિરાજનું ગાન કોઈ સાંભળતું ન્હોતું. સાંભળવાનો અવકાશજ ન્હોતો. કવીરાજ કવચિતજ છાવણીમાંથી બહાર નીકળતા, કારણ કે છાવણીનો ત્યાગ કરવાની ઈચ્છા થાય ત્યારે સિપાઇનો પોશાક પહેરવાની તેને ફરજ પડતી. અને આ ભૂદેવને સિપાઈ બનવું ગમે? સાચો સિપાઇ તો ક્યાંથીજ બને, પરંતુ માત્ર પોશાક પહેરી તેવો આડંબર કરવો એ પણ કવિરાજને મરવા જેવું થઇ પડતું. ત્યારે શું યુદ્ધના સમયમાં—જ્યાં કોઇ પણ માણસ નકામું ન ગણાય અને ગમેતેવા પુરૂષને માટે પણ કામ શોધી શકાય ત્યાં કવિરાજ નવરા બેસી રહે? એ બનેજ કેમ? તેને લાયક કામ સોંપવામાં ન આવે તો તેમનું અપમાન ન થાય? સારંગીના તાર ઉપર રણત્કાર ઉપજાવવામાં ટેવાઇ ગયેલા નાજુક હાથવાળા કવિરાજ માટે તરવાર અને ભાલાનાં હથિઆરો યોગ્ય ગણાય નહિ. તેના નાજુક હાથ માટે નાજુક હથિયાર શોધી કાઢવું જોઇએ, અને તે પણ છાવણીમાં તૈયાર હતું. કવિરાજને ભઠિયારખાનામાં સ્થાન મળ્યું અને ઉસ્તાદજીને પોતાની પ્રેમબંસીને બદલે કડછી ધારણ કરવી પડી. પોતે જાતે બ્રાહ્મણ હતા એટલે રસોઇના કામને બરાબર લાયક ગણાયા. જોગ તો ઠીક બન્યો. છતાં કવિશ્વરને આ વાત બરાબર રૂચી નહિ. તરવાર અને ભાલા

કરતાં કડછીમાં ઓછું જોખમ અને ઓછો ભય હતો, રંગભૂમિ ઉપર તેને અનેક પ્રકારનાં વસ્ત્રો ધારણ કરવાની ટેવ હતી, ઘણા પાત્રોનો તે વેષ ભજવતો, અનેક વખતે તેણે સ્ત્રીઓનો વેષ પણ ધારણ કર્યો હતો, કારણ કે તેનું સૌથી વધારે પ્રિય પાત્ર રાધીકાની દુતરૂપી અનુચરી વૃંદાનું હતું. છતાં એ વાત જૂદી હતી. એ માત્ર અલ્પ સમયને માટે કૃતિમ વેષ હતો. પરંતુ જ્યારે જિંદગીમાં ખરેખર તેવા અવતાર અનુભવવા પડે, તેમાં પણ રસોયાનું હલકું કામ કરવું પડે ત્યારે તો......પૂરતી કમબખ્તી! ઉસ્તાદજી મનમાં કચવાયા, પણ તરવાર કરતા કડછીમાં ઓછું જોખમ હોવાથી એ કડવો ઘુંટડો ગળે ઉતારી લીધો.

વાજીંત્રના વ્યસનીને નિરંતર ગોંધાઇ રહેવું કેમ ગમે? આજે રસોડામાં કે છાવણીમાં કયાંય તેને ચેન ન પડયું. પોતાની કવિત્વશક્તિ પ્રબળ બની, અને તેથી મેઘરાજાની પધરામણી થતાં છાવણીમાંની તૈયારીઓ મંદ થયેલી જોઈ, પોતાની ઇચ્છાને સંતોષવાની આ ઉત્તમ તક છે એમ ધારી, વરસાદ બંધ પડયા પછી હાથમાં સારંગી લઇને એક વખત ધરાઇને પોતાનાં પ્રેમગાનો ગાવા માટે તે છાવણીમાંથી બહાર નીકળી પડયા. ફરજના માર્યા કમર ઉપર લટકાવેલી તરવારથી બહાદુર યોદ્ધા જેવા જણાતા ઉસ્તાદજી સારંગીના તાર ઉપર આંગળીઓને નૃત્ય કરાવતા સરોવરના ઘાટ ઉપર બેઠેલા મંડળ આગળ આવ્યા અને તેઓમાં ભળી ગયા. ધીમેથી ઘાટ ઉપર આસન કરી, તેણે માથેથી પાઘડી ઉતારીને પોતાને પડખે મુકી દીધી. હજામ હરામના પૈસા ન લઈ જાય એ વિચારથી હોય કે માથા ઉપર ભાર ન વધી જાય એ વિચારથી હોય-ગમે તેમ પણ આખા માથામાંથી તેણે વાળ કઢાવી નાંખ્યા હતા, માત્ર મધ્ય ભાગમાં આર્યશાસ્ત્રના નિયમાનુસાર ચાર પાંચ આંગળ લાંબી ચોટલી ફરફરતી હતી. ચોટલીને છેડે આંટી પાડીને શીખાબંધન કરવાનું કવિરાજ ભૂલી ગયા નહોતા.

અચાનક તેને તાન ચઢ્યું. પોતાની ચંચળ આંખો મીંચીને સારંગીના તારોને સુર આપતાં તે પોતાનું બોડકું માથું ધુણાવવા લાગ્યા. તેની કરાંગુલીઓ સારંગીના તાર ઉપર મૃદુનૃત્ય કરવા લાગી, અને ગાન શરૂ થયું:—આ આ આ.........આ..........આ......

સુખકર શ્રાવણ માસ, સખિરી!.........
સુખકર શ્રાવણ માસ.
સંધ્યા રંગ સમી વાદળિયો, વિલસી રહી આકાશ,
ગાઢ તિમિરે ગગન છવાયું, ઘડી ઘડી તડિત પ્રકાશ–સખિરી!
સુખકર શ્રા......વ......ણ......મા......સ—સખિરી!

છેલ્લી લીંટી ખુબ આલાપીને, સુર લંબાવીને તેણે ફરીફરીને ગાઈ. ધુનમાં ને ધુનમાં ઉસ્તાદે ગાન ગાયું તો ખરૂં, પરંતુ આજે તે નિરસ જણાયું. કોઇ તેની કદર કરે એવું ત્યાં નહોતું. કોઇએ તેની પ્રશંસા કરી નહિં. વખાણ તો એક બાજુ રહ્યા, પરંતુ મોટા અવાજથી થતી વાતો અને હસવાના ખડખડાટમાં તેનો રાગ અને સારંગીનો સુર ઢંકાઇ ગયો. કદાચ આ કાવ્ય પસંદ નહિ પડ્યું હોય એમ ધારી કવીરાજ બીજું ગાયન લલકારવા જતા હતા, એટલામાં એક જણ તેને અટકાવીને બોલ્યો, "અરે ઠાકોર, પણ આ રાગડા તાણીને તમે કહેવા શું માગો છો તે તો કહોજી!"

ભૂદેવ ચ્હીડાયા, અને બબડાટ કરતા બોલ્યા, "તમારૂં કપાળ! મારૂં કહેવાનું તો એજ છે કે તમે આખી વર્ષાઋતુ સુધી તમારી પ્રાણપ્યારીનો વિયોગ ભોગવો, અને ભગવાન નારાયણ મને આવી રોતીસુરત જેવી સોબતમાં ભળવાનો વખત ન આપો!"

અહર્નિશ અસ્ત્રાનો પટપટારો સાંભળીને જીભનો પટપટારો કરવાની ટેવવાળો રોમશત્રુ હજામભાઇ બોલી ઉઠયો, "મુન્શી મહાશય! તમે પણ આમ શું કરો છો? ભલા માણસ! ઠાકોરને ગાવા દો. અને તેનું ગાન શાંતિથી સાંભળો. ચલાવો, ચલાવો ઠાકોર!

હું ગૃહવિયોગથી ઉદાસીન બન્યો છું. મારા વ્યાકુળ હૃદયને તમારૂં ગાન શાંત કરશે. "

ભુદેવ પ્રસન્ન થયા, અને ગાન વાધ્યું:—

હરણુ સમા કૈં ઝરણુ સલિલના
નૃત્ય કરે નવરંગ,
કવિ હૃદય રસ તરંગ ભળે ત્યાં
સહુ અંતર ઉછરંગ.-સ૦

" શાબાસ, શાબાસ ઠાકોર શાબાસ !" પ્રમાણિક વચમાંજ ગાજી ઉઠયો, " લાચાર કે તમારી કદર કરવા માટે તમને કંઇ પણ આપી શકું એવી વસ્તુ અત્યારે મારી પાસે નથી. નહિં તો......"

ઠાકોર ઉત્તેજીત બન્યો, અને ધુનમાં ને ધુનમાં ગાતોજ ગયો. પરંતુ ફરીથી તેને નિરાશ બનવાનો વખત આવ્યો. શ્રોતાજનો કાવ્યરસિક ન્હોતા એટલે ' ભેંસ આગળ ભાગવત ' જેવું થયું. તેનો શ્રમ વૃથા ગયો. એ મંડળમાં કોઇને ઉસ્તાદજીના ગાયનમાં રસ પડયો નહિ. તેઓનું ધ્યાન તો ગપ્પાં હાંકવામાં હતું.

પ્રમાણિક બોલવામાં બડો ચબરાક હતો, અને તેણે રાતમાં એક વિચિત્ર સ્વપ્ન જોયું હતું એવી વાત મંડળ સમક્ષ રજુ કરી હતી. તે સ્વપ્નનું વર્ણન કરવાની પ્રમાણિકને વિનંતી થઇ. તેવામાં ઉસ્તાદજીના પધારવાથી વાત અટકી પડી. સંગીતમાં રસ ન પડવાથી સર્વ કોઈ રાજયમાન રોમશત્રુનું સ્વપ્ન સાંભળવા ઉત્સુક બન્યા અને તેથી સંગીતમાં વિઘ્ન નાંખીને ભંડારી બોલ્યો, " ખરેખર પ્રમાણિકને સ્વપ્નો બહુ આવે છે, અને તેનાં સ્વપ્ન પણ વિચિત્ર હોય છે. ચલાવ, દોસ્ત, ચલાવ, તારા સ્વપ્નનું વર્ણન થવા દે. "

મુન્શીએ ટેકો આપ્યો, " હા, હા, રાતમાં સ્વપ્નમાં તેં શું જોયું તે અમને કહે. "

" સ્વપ્નામાં મેં એવું જોયું કે જાણે દક્ષિણ દિશામાં આકાશ લાલચોળ થઇ ગયું......"

" 'અને વળી તેમાંથી રક્તની ધારાઓ વરસી અને પૃથ્વી લોહીથી ઉભરાઇ ગઇ ' એમ તમે કહેતા હતા નહિં, હેં ? " કુસ્તીબાજ મલ્લ શ્યામ સરદારે પ્રશ્ન કર્યો.

હજામે વાત આગળ ચલાવી, " અરે લોહીની તો એવી નીકો ચાલી કે ચારે પાસ રકતનો સમુદ્ર થઇ રહ્યો, અને તોફાનમાં જેમ દરીયાના મોજાં ઉછળે તેમ લોહીની છોળો ઉડવા લાગી, અને ત્યારપછી આ મોજાંઓ બદલાઇને માણુસો બની ગયા. અને ઓ બાપરે ! હું પોતે પણ એવો એક માણુસ હોઉં એમ મને લાગ્યું. હું નાના બાળકની માફક પોકેપોક મુકીને રડવા લાગ્યો. પણ કેવું આશ્ચર્ય ! મારી નજર આગળ મેં એક દિવ્ય સ્વરૂપ જોયું. તે દિવ્યમૂર્તિ તરફ હું ધ્રુજતા હાથો જોડીને વિનંતિ કરતો હોઉં–શરણ માગતો હોઉં તેમ ઉભો રહ્યો. તે મૂર્તિ મનોહર કમળપુષ્પ ઉપર બીરાજેલી દેવી ભગવતી હતી. દેવી મૃદુવાણીથી બોલ્યાં, " પુત્ર ડર નહિ ! કોઇપણ જાતનો ભય રાખીશ નહિ. " આ શબ્દો સાંભળીને અભયદાન મળવાથી ઉપકૃત બન્યો હોઉં તેમ હું દેવીને ચરણે પડવા જતો હતો તેવામાં મારી આંખો ઉઘડી ગઇ અને જાગીને જોઉં છું તો કંઇ મળે નહિ ! "

" અજબ ! અજબ ! ખરેખર આતો જબરી નવાઇ ! " સર્વ કોઈ એક સાથે બોલી ઉઠયા, " એ મૂર્તિ કોના જેવી લાગતી હતી ? "

" પૂજ્ય સન્યાસિની જેવી ! "

" હેં ? " સર્વ કોઇ આશ્ચર્યમાં લીન થઈ ગયા.



## પ્રકરણ ૩૦ મું.

# સૌ સૌના તાનમાં !

" તાનસેન કે તાનમેં સબી ગાન ગુલતાન,
આપ આપકે તાનમેં ગદ્ધાભી મસ્તાન. "

આવું વિચિત્ર સ્વપ્ન, આવું દુઃખ, તેમાં સહાયાર્થે દેવી ભગવતીનાં દર્શન અને ભગવતી તેજ સન્યાસિનીઃ આવા સ્વપ્નથી સંભ્રમ થાય તેમાં શું આશ્ચર્ય ? કોઇ આનું રહસ્ય સમજી શકયા નહિં. અંતે વિદ્વાન મુન્શી બોલ્યો, " હા, હા, તે સન્યાસિનીજ હશે. તેણે આપણું એક વખત રક્ષણ કર્યું છે, અને હવે પણ તેની અદ્ભુત શક્તિથી આપણે યુદ્ધમાં વિજય મેળવશું. બેશક આ મંગળકારી શુભ સ્વપ્ન છે. "

રાજવૈદ્ય નિકુંજસેન પોતાના વિચારમાંજ લિન બની ગયો હતો, અત્યાર સુધી તેના મુખમાંથી વાગ્ધારા વહી ન્હોતી. અચાનક તે બોલી ઉઠયો, " પ્રભુ તમારી વાણી સફળ કરે. તમારા મ્હોમાં સાકર ! પરમકૃપાળુ પરમાત્મા દુશ્મનોનું અભિમાન ઉતારે, અને તે સાથે દંભી હકીમોની મગરૂબી અને દંભ પણ ટળી જાય તો કેવું સારૂં ? દંભ, દંભ, હકીમો તો ચોખ્ખો દંભજ કરે છે. જો શત્રુઓનો પરાજય થાય તો પછી હકીમ નઝીરઅલ્લીની હાલત જોવા જેવી થાય ! " પોતાના ધંધાભાઇ ઉપર મનની વરાળ ખાલી કરીને વિદ્યાકુશળ વૈદ્યરાજ પાછા મૌન બની ગયા. આગળની માફક તે ગંભીર બન્યા અને જાણે કંઇ બન્યુંજ ન હોય એમ બીજી દિશામાં જોવા લાગ્યા. વૈદ્યરાજ મિત્રમંડળથી જૂદાજૂદાજ રહેતા. તેનો સ્વભાવ એકલસુયો હતો !

પરંતુ વૈદ્યરાજને લીધે, રસે ચડેલી વાત કંઈ બંધ રહે ? શ્યામ સરદારે વાત ઉપાડી લીધી અને કહ્યું, "અરે એતો બધું સમજ્યા ! પણ બાદશાહ સાથે યુદ્ધ કરવું એ કંઇ નાનીસુની વાત નથી હા !"

ભરભરડીઆ હજામથી મુંગું રહેવાયું નહિં. "શું મારા સાહેબ, પહેલવાન થઇને આમ ડરી જાઓ છો ? વાહરે વાહ, આવીજ હિંમત કે ? વારૂ, વારૂ, એતો કહો કે બાદશાહ કરતાં આપણા ધર્મધુરંધર મહારાજાધિરાજ કઈ રીતે ઉતરતા છે ?"

મુન્શી ઉત્તેજિત બન્યો, અને હજામના વચનોનું સમર્થન કરવા બોલ્યો, "બરાબર છે. કહો જોઇએ. અરે એટલું પણ યાદ નથી કે સાક્ષાત દેવી સ્વરૂપ સન્યાસિની આપણા પક્ષમાં છે ? તેની સહાય હોય ત્યાંસુધી શત્રુના શા ભાર છે ?"

કુસ્તીબાજ પહેલવાને ઉત્તર ઉડાવ્યો, "હશે, એ વાત સાચી હશે. પણ ભાઇઓ આપણાં ઘર છોડયાને એટલો બધો વખત થઇ ગયો છે કે હુંતો એમજ માનું છું કે ઘરના હાલહવાલ થઇ ગયા હશે. આપણાં બૈરાં છોકરાંઓનું શું થયું હશે એ તો માત્ર પરમાત્માનેજ ખબર !"

આનો ઉત્તર પણ બીજા પ્રશ્નમાં ડુબી ગયો. એક અધીરો જીવડો તરત બોલી ઉઠયો, "વારૂ ભાઇ, એ બધી વાત પછી, પણ પહેલાં મારી શંકાનું નિવારણ કરો. રાજમાતા સન્યાસિની ઉપર આટલો બધો દ્વેશ રાખે છે તેનું શું કારણ ભલા ? સન્યાસિનીનું નામ સાંભળવું પણ તેને ગમતું નથી. અને એ તો સાફ કહે છે કે યોગિની પોતેજ આ યુદ્ધનું કારણ છે, તે ધુતારી અને પાખંડી છે, અને જ્યાં સુધી તે આપણી સાથે રહેશે ત્યાં સુધી મહારાજાનું અનિષ્ટ થયા કરશે."

ભંડારીએ અભિપ્રાય આપ્યો, "મહારાણીને એવો ભય રહે

છે કે આ યુદ્ધનું પરિણામ બહુ ખરાબ આવશે. આમ હોવાથીજ તે યુદ્ધ બંધ રાખવાનો અને બાદશાહ સાથે સુલેહ કરવાનો આગ્રહ કર્યા કરે છે.''

શ્યામ સરદારે ટાપસી પુરી, 'હા હા! બરાબર, રાજમાતા કહે છે તે બરાબર છે. હું આશા રાખું છું કે જરૂર સુલેહ કરવામાં આવશે.

આવી ભીરુતા હજામથી સહન થઈ શકી નહી, તેનો સ્વદેશ-પ્રેમી આત્મા દુભાયો, અને દેશાભિમાનથી ઉશ્કેરાયલો હલકી જાતનો પણ ટેકીલો હજામ ગાજી ઉઠયો, 'શરમ છે, શરમ છે! આમ નિર્માલ્ય પુરૂષની પેઠે વાત કરતાં તમારી જીભ કેમ ઉપડે છે? શું મહારાજા સુલતાનને નમ્યું આપે? અરે જો મહારાજા નમી પડે તો તો ક્ષત્રિકુળને મહાકલંક લાગે, એટલુંજ નહિં, પણ સુલતાન ગર્વથી એટલો બધો ફાટી જાય, અભિમાનમાં એવો તો છકી જાય કે પછી આપણા રક્ષણને રામ રામ કરવા જોઇએ. અરે, સુખનું સત્યાનાશ વળી જાય. અરે ભલા માણસ કંઇક તો વિચાર કરો? આપણા મહારાજાધિરાજ જો વિજય પામે તો કોઈ દીવસ એવો પણ આવે કે તે ચક્રવર્તી બને! તે વખતે આપણને રામરાજ પ્રાપ્ત થશે, અને દીવસો પરમ સુખમાં જશે. અરે પછી તો આખા દેશમાં જુલમની વાતજ કેવી? અહો એમ થાય તો કેવા આનંદનો—કેવા સુખનો સમય !"

ભવિષ્યનું ઉજ્જવળ આશાચિત્ર ચિતરાયલું જોઈ સરદારને સંતોષ થયો. કંઇક દિલાસો પામતાં તે બોલ્યો, "હા, એ વાત તો અક્ષરેઅક્ષર ખરી છે."

સ્વપ્નનું રહસ્ય સમજાવતાં અટકી પડેલો મુનશી કોઇ વાતનું સ્મરણ થઇ આવ્યું હોય તેમ એકદમ બોલી ઉઠયો, "અરે, અરે, નશીબ જોગે ગણપતી પણ અહિં નથી. તે જબરો ભવિષ્યવેત્તા છે. તે જો અહિં હોત તો જરૂર પ્રમાણિકના સ્વપ્નનું રહસ્ય આપણને સમજાવત."

વળી શ્યામસરદારે જીભ ઉપાડી, " કદાચ ઠાકોર કંઈક મારશે. તે ભૂદેવ છે, અને ભૂદેવો તો શાસ્ત્રસંપન્ન હોયજ તેમાં આશ્ચર્ય ? જુઓ ઠાકોર, સાંભળો ! તમે સ્વપ્ન તો સઘળું સાંભ છે ને ? ઠીક ચાલો, ત્યારે અમને કહો જોઈએ યુદ્ધમાં કોણ જીત આપણા મહેરબાન મહારાજાધિરાજ ચક્રવર્તિ બનશે કે નહિ ?"

આ બોલતાં બોલતાં સરદાર ખૂબ લ્હેરમાં આવી ગયો, તાનમાં ને તાનમાં તેણે બિચારા બ્રાહ્મણને ખુબ હલબલાવ્યો. ઉ દજી કચવાયો, કંટાળ્યો, મનમાં બબડયો, અને કરડી નજર ક બોલ્યો, " મોટી ખાડમાં પડયા તમે પોતે અને તમારાં સ્વપ્નો. તો આ ચાલ્યો. તમે કોઇ મને જંપીને બેસવા દેનાર નથી." શબ્દો ઉચ્ચારતાં તેણે પોતાની સારંગી ઉપાડી, અને હાથીની મ ડોલતો ડોલતો ત્યાંથી ચાલ્યો ગયો.

સરદારે બુમ પાડી, " અરે ઠાકોર, જરા ઉભા રહો, ઉભા અરે એમ સ્વપ્નનું રહસ્ય સમજાવ્યા વિના ન જવાય."

" ઓ ઉસ્તાદજી ! આ તમારી પાઘડી તમે અહિં ભૂલી છો. આવો, આવો પાછા આવીને આ પાઘડી લઈ જાઓ." હ હદ કરી.

પણ આનંદી મુનશી તો આ બંનેથી ચઢે તેવો હતો. મશ્કરીની પરિસીમા લાવી મુકી. " ઠાકોર પધારો, પાછા પધ આ તમારી પાઘડી લઇ જાઓ. અરે જો કોઇ તમારા બો માથા ઉપર ઘા કરશે તો પછી માથાનું રક્ષણ પાઘડી વિના ? કરશે ? આ તમારી નાની સરખી ચોટલી તમારા માથાનું રક્ષણ કરે હો !"

સઘળા ખડખડ હસ્યા, અને જેને જેમ ફાવે તેમ ઉસ્તાદ મશ્કરી કરવા લાગ્યા. માત્ર વૈદરાજ તેઓમાં ભળ્યા નહિ. તેણે ત્ય

ચાલી જતી મૂર્તિ તરફ માનભરી દૃષ્ટિ ફેંકી, પુનઃ પોતાની આંખો વીંચી અને પોતાના ધ્યાનમાં મગ્ન બન્યો.

ઠાકોરે તેઓના ઠઠ્ઠા તરફ બિલકુલ લક્ષ આપ્યું નહિ, પણ ડોલતો ડોલતો ત્યાંથી ચાલ્યો ગયો અને એ મંડળની દૃષ્ટિથી દૂર થયો. એકાંત સ્થાન જોઈને વૃક્ષના કાપી નાંખેલા થડ ઉપર તે બેઠો. અહિં શાંતિ હતી. કોઇ તેને હેરાન કરે તેવું ન્હોતું. તેણે સારંગીના તાર છેડયા, અને એક ચિત્તે પોતાનું ગાન પુરૂં કરવા લાગ્યોઃ—

વન કુંજે રમણી સમ વલ્લરી,
  વિકસી અહો ! અંગ અંગ,
અનિલરાજ ત્યાં કરે અડપલાં,
  પેખી પ્રેમ પ્રસંગ—સખિરી
પંખી પંખિણીથી રમણી રમણથી,
  રંગભર ગાળે રાત,
વ્હાલમ વસતાં વિદેશ વિવશ થઇ,
  શે સમે ઉર સન્નિપાત્ત ?—સખિરી
  સુખકરશ્રાવણ માસ—સખિરી.



## પ્રકરણ ૩૧ મું.

### વનદેવી.

આ દિવ્યતા જગવતી દેવી કો' આવે
કો'અપ્સરા ઉતરી સ્વર્ગ મહીંથી આવે
કે આ હશે વનતણી અધિષ્ઠાત્રી દેવી
કે પ્રેમ પંથી, યોગિની માની લેવી ?

ગાન પુરૂં થયું. ભૂદેવે–રંગીનીના હેતના કટકાએ વાજીંત્ર પગ પાસે મુકી દીધું, અને બીજો સુર આલાપવા લાગ્યો. આલાપ લેતાં લેતાં તેની નજર એક મનુષ્ય આકૃતિ ઉપર પડી. આ નિર્જન પ્રદેશમાં આ આકૃતિ કોની ? તે આકૃતિનાં બંને ચક્ષુઓ ઉસ્તાદજી તરફ ટગર ટગર જોઈ રહ્યાં હતાં. અરે, એ આકૃતિ તો તેની પાસે આવતી ગઈ, અને ઉસ્તાદજીની નજર આગળ એક સુસ્વરૂપા સુંદરી આવી ઉભી. સુંદરી મૃદુ સ્વરે બોલી, "રામરામ ઠાકોર, અહા ! આપ કેવું સુંદર ગાઓ છો ?"

ભૂદેવે આશ્ચર્ય પામી ઉચું જોયું. અહો કેવું અનુપમ સૌંદર્ય ! કેવું મનહર યૌવન ! શું આમ અચાનક અદ્રશ્ય રીતે આવનાર આ વનદેવી તો નહિં હોય ? તેણે તો એવુંજ અનુમાન કર્યું કે કોઈ અપ્સરા તેને અભિવંદન આપવા અહિં આવી છે. આને શો ઉત્તર આપવો તે તેને સૂઝયું નહિં.

પુનઃ રૂપાની ઘંટડી જેવો મધુર સ્વર સંભળાયો, "ઠાકોર, એમ અટકી જવાનું કારણ નથી. ચલાવો, ચલાવો, તમારૂં મધુર સુકંઠી ગાન મને સાંભળવા દ્યો."

મિથ્યાભિમાની ઉસ્તાદ મનમાં બહુ ફુલાયો, પણ તે પોતાની

જીજ્ઞાસાને દબાવી શકયો નહિ. આ સ્ત્રી કોણ છે તે જાણવાનું તેને કુતૂહળ થયું.

તેણે પ્રશ્ન કર્યો, " સૌંદર્યદેવી, કૃપા કરી મને કહેશો કે તમે કોણ છો ? "

" શું મારા વેષ ઉપરથી તમે જાણી શકો તેમ નથી ? હું એક ભિક્ષુક અબળા છું. "

ભૂદેવે સારંગી નીચે નાંખી દીધી, અને બંને હાથ જોડી, નમસ્કાર કરીને તે બોલ્યો, " મને છેતરો નહિં, દેવી, હું સઘળું સમજું છું. તમે તો અરણ્યની અધિષ્ટાત્રી વનદેવી છો. " આટલું બોલતાંજ તે તેના ચરણ પાસે પડી દંડવત કરવા ગયો.

તે અબળાને આ વાત ગમી નહિં. તેના મનમાં ક્ષોભ થયો, ઉસ્તાદને પગે પડતાં અટકાવીને તે બોલી, " ઠાકોર, એમ ન કરો. તમે પવિત્ર બ્રહ્મમૂર્તિ થઇને મને દંડવત કરો તે યોગ્ય ન ગણાય. હું જ્ઞાતે ક્ષત્રિય છું, પણ જગતમાં મારૂં કોઈ સગું નથી. ઉપર આભ અને નીચે ધરતી ! ખરેખર હું ભિખારણ છું. "

ઉસ્તાદનું આશ્ચર્ય વધતું ગયું. તેના શબ્દોમાં આશ્ચર્યભાવ સ્પષ્ટ વ્યક્ત થતો હતો. " ના ના, ગમે તેમ કહો પણ હું એ વાત માની શકતો નથી. મેં અનેક ભિખારણો જોઇ છે, પરંતુ આપના જેવી તો નહિંજ. "

એ સ્ત્રીએ વાતનું સ્વરૂપ ફેરવવાની જરૂર જોઇ. કવિરાજનો પ્રશ્ન ઉડાવી દઈ તેણે તરતજ સામો પ્રશ્ન કર્યો. " ઠાકોર, શું આપ મને બીજું ગીત સંભળાવવાની કૃપા નહિજ કરો ? નવિન અધિકારીના પ્રેમગીતો સાંભળવાનો મને બહુજ શોખ છે. શું આપ ગાતા હતા તે કાવ્ય તેનુંજ રચેલું ન્હોતું ? "

ભોળા હૃદયના ભૂદેવને પ્રથમ મિથ્યાભિમાન થયું હતું, પરંતુ હવે તો પોતાના વખાણથી તે હર્ષઘેલો બની ગયો. શાળામાં જતા

વિદ્યાર્થીના વખાણ થતાં તે જેમ શરમ સાથે સ્વીકારે તેમ લથડતા અવાજે કવિરાજ બોલ્યા, ' હું પોતેજ નવિન અધિકારી છું. "

" હેં ! શું આપ પોતેજ તે મહાત્મા છો ? આપનું નામ તો જગ વિખ્યાત છે. અહા, મારા કેવાં સદ્ભાગ્ય કે અત્યારે મને આપના જેવા મહાત્માનો મેળાપ થયો. મેં આપની પ્રશંસા અનેક વાર સાંભળી છે, પણ આપના દર્શન કરવાની મારા જેવી રંક અબળા ક્યાંથી હિંમત કરી શકે ? અનાયાસે આપનાં દર્શનનો લાભ મળ્યો એ મારા અહોભાગ્ય. કૃપા કરી મને એકાદ ગાન નહિ સાંભળવા દ્યો ? "

પ્રશંસા કોને ન ગમે ? ખુશામત તો ખુદાને પણ પ્યારી છે. તો પછી આ ભૂદેવ પણ આવી આત્મપ્રશંસાથી ફુલાય તેમાં શું આશ્ચર્ય ? **તે ફુલાઇને ફાળકો બન્યો, અને તરતજ સારંગી ઉપાડીને વગાડવા-ગાવા લાગ્યો:—***

**( કવ્વાલી—ગઝલ )**

÷ઝુરી ઝંખી મરૂં છું ત્યમ હજી શું એ ઝુરે છે કે ?
ચળકતી ચન્દનીને આંસુથી એ ઝંખવે છે કે ?
રસિક ચિત્રો લઘુવયના કદી નજરે તરે છે કે ?
અને હેતાળ એ ઉરને કંઇયે ડંખ દે છે કે !
પુરેલાં પંખી સમ પ્રેમી વિરહ મંત્રો જપે છે કે ?
અને તારા જુગલ દિલભર રહીને સાંભળે છે કે ?
દીધો ફૂલહાર જે મેં તે હજીયે તે ધરે છે કે ?
સુકાયેલો છતાં તેને હજી એ હુલવે છે કે ?
સ્મરણ સમ પૂર્વનાં હર્ષે નકી તેને ચુમે છે કે ?
વિયોગે પ્રેમની પીડા પ્રથમ સમ દુઃખ દે છે કે ?
હૃદય મુજ કહે છે કેઃ—" તુજ ના સખિ ! પ્રિય ના રહ્યો છે એ !
" અને એ સ્વપ્નદેશે વિસ્મરણ વાયુ વહે છે એ !

---

* જુઓ ચિત્ર

÷ મૂળ અંગ્રેજી ગીતનો અનુવાદ—**શ્રી. લલિત.**

"તરંગી રાગમાં મુરલી તહીં તેની બજે છે એ !
"ઉડી તુજ મોહિની ને ના, નથી સ્મરતો તને યે એ !"

અનેક જાતના પલટા લઇને જુદી જુદી રીતે રાગ તાણીને–સુર ખેંચીને તે ગાતો હતો. ભિક્ષુક સ્ત્રી લક્ષ પૂર્વક આ ગાન સાંભળી રહી હતી. આ ગાનથી–તેમાંના વર્ણનથી તેનું હ્રદય ભેદાઇ જતું હતું.

સંધ્યાસમય થવા આવ્યો હતો. ઘેરાયલાં વાદળાંઓ પવનને લીધે વીખરાઇ ગયા હતા. આકાશ નિરભ્ર હતું. ધવલ ચંદ્ર આકાશ-પટમાંથી ડોકિયું કરતાં કરતાં અરણ્યની વૃક્ષઘટામાંથી માર્ગ શોધી પૃથ્વી ઉપર પોતાનો પ્રકાશ ફેંકવા નૃત્ય કરી રહ્યો હોય તેમ જણાતું હતું. શાંત ચંદ્રપ્રકાશમાં મધુર મૃદુ આલાપ ઉંચે અને ઉંચે ચડતો જતો હતો, અને સાંભળનારના હ્રદયમાં ચંદ્ર સમાન શીતળતા રેડતો હતો. ગાન પુરૂં થતાંજ ઉસ્તાદ એકાગ્ર ચિત્તે તે ગાન સાંભળનાર તરફ ફર્યો, અને કહ્યું "આ ગાયન મને અત્યંત પ્રિય છે. શું તમને પણ કોઇ ગાયન અતીપ્રિય છે ?"

ભિખારણે નિશ્વાસ નાંખ્યો. ગળગળા સાદે તે બોલી, "મેં આ ગીત એક ભિક્ષુક પાસેથી થોડા દીવસ પહેલાં સાંભળ્યું હતું."

"હા તે પણ મારૂંજ રચેલું છે. તમે સંગીતના તો બહુ શોખીન લાગો છો. શું તમે પોતે ગાતાં નથી ?"

"શું કરીએ, અમારો ભિક્ષુકનો–ભરથરીનો ધંધો રહ્યો એટલે કોઈ કોઈ વખતે થોડું ઘણું ગાવું પડે ખરૂં."

"ત્યારે શું મને તમારૂં ગાન નહિ સાંભળવા દ્યો ? તમારે મારી આગળ શરમ રાખવાની જરૂર નથી. તમે તો મારા પુત્રી તૂલ્ય છો. હું તો હવે વૃદ્ધ થયો એટલે તમારા પિતા સમાન ગણાઉં હો ?"

ભિખારણે હાસ્ય કરતાં કહ્યું, "એમાં તો કંઈ વાંધો નથી, પણ તમે મોટા સંગીતશાસ્ત્રી–ઉસ્તાદજી છો, અને હું તો માત્ર રંક ભિખારણ છું. શું આપ જેવા ઉસ્તાદ સમક્ષ મારે ગાવું એ મર્યાદાના

ભંગ સમાન નહિં થાય ? તો પણ હશે. આપ પોતે જ્યારે આગ્રહ કરો છો ત્યારે તો આપની આજ્ઞા મારે માન્ય કરવી જોઇએ."

ભિક્ષુક બાળાએ પોતાને અતિ પ્રિય સંગીત મંદસ્વરે ઉપાડયું, પરંતુ જેમ જેમ સંગીત વધતું ગયું તેમ તેમ તે સુર ચડાવતી ગઈ અને ઉંચા સ્વરે ગાવા લાગીઃ–

**( સોરઠના લયમાં લાવણી )**

અહા ! પ્રિયજન જો બસ અહીં હોય !
રમ્ય આ રજની કેવી સ્હોય !
ચન્દની હસતી રમતી જોય,
અહા ! પ્રિયજન જો બસ અહીં હોય !—
રંક મુજ હૃદય સતત ટળવળે–
અરે પ્રિયજનનો પ્રણયજ મળેઃ
પુલકતો પ્રફુલ્લ લલિત વસન્ત
ગુંજતી લૂમઝૂમ પૃથ્વી કુંજઃ
અહા ! મુજ પ્રમત્ત યૌવન ખીલે–
અરે ! પ્રિયજન એ નયણે ઝીલે !–અહા !
અસત્યજ દેવો ! તમ વરદાન
જગત ! તું પણ દમ્ભી નાદાન
શાને દ્યો છો એવું સૌન્દર્યઃ
ન દીસે પ્રિયજનને જે રમ્ય !–અહા !
મધ સમો મધુરો જે પ્રિય પ્રેમ
તેજ કટુતામય જો વણ રહેમઃ
નીગળે કયમ આવા નિશ્વાસ ?
ઝંખના શાને આ ઉર પાશ ?–અહા !

પોતાના ઉદ્‌ગારો–પોતાનું રચેલું કાવ્ય, સંગીતપ્રવીણ કંઠમાંથી નિકળતું સાંભળી કવિને ઉપજતો આનંદ અવર્ણનિય હોય છે. માત્ર કવિરાજને એવા આનંદનો અનુભવ થયો હોય છે. ઉસ્તાદનું હૃદય પ્રફુલ્લ બન્યું. ચંદ્ર પ્રકાશથી સમુદ્ર ઉછાળા મારે તેમ તેના આત્મામાં

આનંદની છોળો ઉછળવા લાગી. પોતે સ્વર્ગ સદનમાં બેઠો હોય, ઇંદ્રભુવનમાં આવ્યો હોય, ત્યાં અપ્સરાઓનાં દૈવી ગાન થઇ રહ્યાં હોય એવો તેને અનુભવ થયો. આવો સ્વર્ગીય આનંદ અર્પનારને યોગ્ય બદલો આપવો જોઇએ એવો તેને વિચાર થઈ આવ્યો.

હર્ષાવેશમાંજ તેણે કહ્યું, "માતા, હું આપનો ઋણી છું. આપની હું શી સેવા કરી શકું તે જણાવશો ?

બસ, આ પ્રશ્નનીજ રાહ જોવાતી હતી. આવો પ્રશ્ન સાંભળવાનીજ આ વનદેવીની ઇચ્છા હતી. પરંતુ ઉતાવળે આંબા ન પાકે એવું જાણનાર ભિક્ષુક સ્ત્રી તેને કસી જોવા માટે બોલી, " મેં તો સંસારનો ત્યાગ કર્યો છે. હું તો ભિખારણ છું. ઠાકોર, મને કોઇ બાબતની તૃષ્ણા નથી, પણ મારે આપને એક નમ્ર વિનંતી કરવાની છે. જો આપનાથી બની શકે એમ હોય તો કહું, નહિં તો પ્રભુ ઇચ્છા. "

વનદેવી તરીકે તેના તરફ પૂજ્યભાવ ઉપજેલો હોવાથી, અને પોતાના કાવ્યશ્રવણથી ઉપકૃત બનેલો હોવાથી ઉસ્તાદ તેને ના કહી શકયો નહિં. તેણે કહ્યું, " ઘણી ખુશીથી. તમારે જે કહેવું હોય તે ખુશીથી કહો. "

" જુઓ ત્યારે સાંભળો ! મારે રાજા અથવા રાણીને મળવાની ઇચ્છા છે. તેઓને યુદ્ધ સબંધમાં કંઇક છુપા સમાચાર આપવાના છે. મને તેઓનો મેળાપ કરાવી આપશો ?"

ઉસ્તાદ ઉંડા વિચારમાં ઉતરી પડયો. રાજમાતાએ સખ્ત આજ્ઞા કરી હતી કે કોઇપણ સન્યાસિનીને પોતાના પુત્રને મળવા જવા દેવી નહિં. ત્યારે હવે કરવું શું ? રાજમાતાની આજ્ઞાનો ભંગ કરવો કે પોતાના વચનથી ભંગ થવું ? અંતે તેને એક વિચાર સુઝયો અને પુછયું " શું આપ એ સમાચાર મારી સાથે કહેવરાવી શકો એમ નથી ?"

" ના, તેમ કદી પણ બની શકે એમ નથી. જો એમ કરવું હોત તો પછી આપને શા માટે આવી તકલીફ આપત ? "

ભૂદેવ પાછો થોડી વાર વિચારમાં પડયો, અને બોલ્યો, " ઠીક છે, કંઇ વાંધો નહિ. હું મારી પત્નિને વાત કરીશ, અને તે આ કામ પાર પાડવાની કોઇ યુક્તિ શોધી કાઢશે. કંઇ ડર રાખવાની જરૂર નથી, મારી પાછળ પાછળ ચાલો. "



# પ્રકરણ ૩૨ મું.

## આશાતંતુ તુટયો.

O hope-vain hope-vain love for world
Fly off-get off, leave off, I say,
My heart, and to others repair
Who stand to court-to welcome thee
With folded hands and heads bowed down.

નિરૂપમા કે રાજમાતાને મળવાની ભિખારણની બિલકુલ ઇચ્છા ન્હોતી. પરંતુ બન્નેનાં નામ આપવામાં તેની કંઇ છુપી મતલબ સમાયલી હતી. જો માત્ર રાજાનુંજ નામ આપે-તેને એકલાનેજ મળવાની આતુરતા બતાવે તો ઠાકોરના મનમાં શંકા ઉત્પન્ન થાય તેમ હતું, અને તેથીજ ભિક્ષુક સ્ત્રીએ આ યુકિત વાપરી હતી.

ઉસ્તાદ તેને પોતાની પાછળ પાછળ ચલાવતો પોતાની સ્ત્રી રંગીની પાસે લાવ્યો, અને તેને સર્વ હકીકત નિવેદન કરી. રંગીની મનમોજી હતી, પરંતુ આ વખતે એ અબળાના સુભાગ્યે પોતાના પતિનાં વચનો પાળવાને તે તત્પર બની. એ રખડતી સ્ત્રીને સાથે લઇને તે ગણેશદેવના તંબુ આગળ આવી. પોતે આજ્ઞા લઇને પાછી આવે ત્યાં સુધી તંબુની બહાર ઉભા રહેવાની તેને સૂચના આપીને તે તંબુમાં ચાલી ગઈ.

ભિખારણ તંબુ બહાર ઉભી રહી. શિબિરની કનાત સ્હેજ ઉઘાડી હતી. અનાયાસે તેની નજર અંદર ગઇ. ત્યાં તેણે શું જોયું? રાણી બનેલી નિરૂપમા હવે માતા બનવા પણ ભાગ્યશાળી થઇ હતી. પોતાના બાળકને ખોળામાં રાખીને તેના નિર્દોષ મુખડા તરફ

તે વાત્સલ્યભરી નજરે જોઇ રહી હતી. એ બાળકનો પિતા–નિરૂપમાનો પતી–રાજા ગણેશદેવ પડખેજ બેઠો બેઠો પોતાના એ કુળદીપક બાળકુમાર તરફ પ્રસન્ન વદને જોઇ રહ્યો હતો, અને પુત્રરત્નની જનેતા –પોતાની ભોળી અને ભલી પત્ની નિરૂપમા સાથે પ્રેમગોષ્ટી કરી રહ્યો હતો. **એ બાળકુમારને જોઇ રાજા અને રાણી બંને અત્યંત હર્ષપ્રફુલ્લ બની રહ્યાં હતાં.***

અહા કેવો મધુર પ્રેમ! એ દૈવી પ્રેમ મનુષ્યને કેવો–કેટલો સુખદાતા થઇ પડે છે. શું આવું સુખી દ્રસ્ય જોનાર આનંદ ન પામે? નહિ, એવા પ્રેમસુખથી વંચીત રહેલા પામરજનોને તો પારકાનું એવું સુખ જોઇને આનંદને બદલે ઇર્ષ્યા થાય છે. આ ભિક્ષુક સ્ત્રીને પણ તેમજ થયું. ઘરબાર વગરની સગાસ્નેહી વિનાની એ નિરાધાર અબળા તંબુની કનાતને અઢેલીને ઉભી ઉભી આવું સુખી દ્રસ્ય નજરે નિહાળી રહી હતી, છતાં તેના હૃદયના ચુરેચુરા થતા હતા. તે દુઃખથી દબાયલી હોય, નિરાશાથી ઘેરાયલી હોય તેમ જણાતું હતું. બાળકને અપાતું દરેક પ્રેમચુંબન–દરેક સ્નેહાલિંગન તેના ઘવાયલા હૃદયમાં એકેક ઘા ઉમેરતું જતું હતું, અને દરેક હાસ્યથી તે ઘા ઉપર ઝેર રેડાતું હતું.

તેના મુખમાંથી ઉદ્ગગાર નિકળી પડ્યો, “અરે પરામાત્મા! શું જગતમાં હમેશાં આમજ થતું હશે? શું એક માણસ હાસ્ય કર્યા કરે, અને બીજાને દુઃખના ઘાજ ઝીલવા જોઇએ? શું મારા કર્મમાં આવું સુખ નથીજ લખ્યું? અરે શું એકનું સુખ જોઇ બીજાએ બળતુંજ રહેવું જોઇએ? હા, હા, છે તો એમજ. મને તો એવોજ અનુભવ થયો છે, જગતની ઘટમાળ એમજ ચાલ્યા કરે છે, અને તેમાં અનેક હૃદયના ચુરેચુરા થતા જાય છે.”

વધારે વિચાર કરવાનો અવકાશ મળે તે પહેલાં રંગીની આજ્ઞા

---

* જુઓ ચિત્ર.



બાળકુમારને જોઇ રાજા અને રાણી બંને અત્યંત હર્ષ પ્રફુલ્લ બની રહ્યાં હતાં.

ચિત્રકાર શ્રીમાન પુરૂષોત્તમ ] **પ્રેમ પ્રભાવ.** [ પૃ. ૨૨૪.

લઇને પાછી આવી અને બોલી, "બાઈ, રાજાસાહેબે આપને તંબુમાં જવાની પરવાનગી આપી છે. ખુશીથી અંદર જાઓ."

"મારે અંદર જવું નથી. મારે તો માત્ર રાજાસાહેબને એકલાનેજ છુપા સમાચાર કહેવાના છે. તેમને કહો કે કૃપા કરી તેઓ બહાર પધારે."

રંગીની પુનઃ તંબુમાં ગઇ, અને તે સ્ત્રીની ઇચ્છા પ્રદર્શીત કરી. તરતજ રાજા બહાર આવ્યો.

રાજાએ તંબુની બહાર પગ મૂકયો તેજ ક્ષણે તે સ્ત્રીએ પોતાનું મુખ અવગુંઠન-ઘુંઘટમાં છુપાવ્યું. ગણેશ તંબુમાંથી બહાર પગ મૂકતાંજ બોલ્યો, "મારા સાંભળવા મુજબ તમારે યુદ્ધ સંબંધે કંઈ છુપા સમાચાર કહેવાના છે. અહિં કંઇ ભય નથી. સુખેથી જે કહેવું હોય તે કહો."

વાત બહુ છુપી હોય તેવો ડોળ કરીને તે સ્ત્રી બહુજ ધીમા ગંભીર અવાજે બોલી, "હું તે વાત અહિયાં કહી શકતી નથી. કૃપા કરી આપ આ સરોવર પાસે પધારશો?" આટલું કહી તેના ઉત્તરની રાહ ન જોતાં તે સરોવર તરફ ચાલી. રાજા પણ તેની પાછળ ગયો.

બંને સરોવર આગળ પહોંચ્યાં. રાજા કંઇપણ પ્રશ્ન પુછે તે પહેલાં તે સ્ત્રીએ પોતાનો અવગુંઠન-ઘુંઘટ ખસેડી લીધો. આકાશમાં રમણ કરતા ચંદ્રે તેનો સુંદર ચ્હેરો ગણેશને સ્પષ્ટ દેખાય તે માટે પોતાનું તેજ ત્યાં ફેંકયું. ગણેશની દ્રષ્ટિ તે મુખ ઉપર પડી. અરે કેવું આશ્ચર્ય! ચંદ્ર પોતે આકાશમાંથી ખરીને ગણેશના ચરણ પાસે આવી પડત તોપણ તેને એટલું આશ્ચર્ય થાત નહિં. તે આશ્ચર્યચકિત દિગમૂઢ બન્યો, ક્ષણવાર મુર્છીવત રહ્યો, અને ભાન આવતાં બોલ્યો, "કોણ શક્તિ? દુષ્ટા! મુસલમાની! અરે ધર્મભ્રષ્ટ, તું અહિં શા માટે આવી?"

આ ભિખારણ વનદેવી ન્હોતી, અરણ્યની અપ્સરા ન્હોતી,

ભિક્ષુક સ્ત્રી પણ ન્હોતી, પરંતુ બેગમપદની અધિકારીણી બનેલી શક્તિ હતી!

આપણા ઉસ્તાદજીને નજરે જોતાંજ તે ઓળખી ગઈ હતી, કારણ બાલ્યાવસ્થાથીજ તે તેને પિછાનતી હતી. સાત વરસના સમયમાં કવિરાજમાં બહુ ફેરફાર થયો નહોતો, પણ શક્તિમાં ફેરફાર થઇ ગયો હતો. એ ફેરફાર કુદરતે કર્યો હતો. તેણે બાલ્યાવસ્થામાંથી યુવાવસ્થાના ઉંબરામાં પગ મૂકયો હતો, અને ધીમે ધીમે યુવાની તેના અંગમાં પ્રવેશ કરી પોતાનું પ્રાબલ્ય વધારતી જતી હતી. યૌવનનું મહાત્મ કયાં અજાણ્યું છે! તેના અંગમાં, તેના સૌંદર્યમાં, તેની ચાલમાં, તેની વાણીમાં યુવાવસ્થાએ મહાન ફેરફાર કરી નાંખ્યો હતો. આમ હોવાથીજ ઉસ્તાદ તેને ઓળખી શકયો નહિ; આ કારણને લીધેજ રંગીની તેના વેશબદલાને કળી શકી નહી. ગણેશ તેને ઓળખતો હતો, પણ તેનું મુખ વસ્ત્રમાં ઢંકાયલું હોવાથી અને તેણે ભિક્ષુ સ્ત્રીનો વેશ ધારણ કરેલો હોવાથી તેને એવી શંકાજ કયાંથી આવે ?

ધર્મભ્રષ્ટ થવાનો, મુસલમાન બનવાનો, પોતાને ખાતર અનેક મનુષ્યોનું લોહી રેડાવવાનો તિરસ્કાર આવતાં શક્તિને એક વખત વધારે પોતાનું નશીબ અજમાવવાનો વિચાર સુઝયો. એક વખત ફરીથી ગણેશદેવને મળવાની તેને ઇચ્છા થઈ. પરંતુ ગણેશની છાવણીમાં શી રીતે દાખલ થવું ? યુદ્ધના સમયમાં ગણેશને એકાંતમાં કયાં અને કેવી રીતે મળવું એ મોટી મુશ્કેલી હતી. અનેક તર્કવિતર્કો કરીને અંતે તેણે ભિખારણના વેશમાં પોતાનું કાર્ય સાધવાનો નિશ્ચય કર્યો, અને તેમાં તે ફાવી.

પરંતુ પ્રારંભમાંજ પોતાનો તિરસ્કાર થતો જોઇ તે નિરાશ બની. ગણેશના અપમાન ભર્યા શબ્દો તેના હૃદયમાં તીર સમાન ખુંચ્યા, અને આજસુધી કદી પણ નહિં અનુભવેલી હીનતા તેણે અનુભવી.

ખરેખર તેને હવે હિંદુ ગણાવાનો કંઇ અધિકાર નહોતો, ત્યારે ધર્માભિમાની દિનાજપુરના રાજા આગળ આવવાની તેની હિંમત કેવી

રીતે ચાલે ! લાંબા વખતના દુઃખને લીધે તેનામાં શૌર્ય અને હિંમત આવ્યા હતા. તેણે આ અપમાનને ગણકાર્યું નહિં, પણ ઉત્તર આપ્યો, "રાજકુમાર ! હજી પણ હું તમારી છું. મારૂં હૃદય, મારો આત્મા, મારો દેહ એ તમારે શરણે છે. હું વફાદાર છું, ધર્મજ્ઞ છું, પવિત્ર છું. પણ આપ પુનઃ મને વચનપ્રહાર કરો છો, પુનઃ આપ મારો તિરસ્કાર કરો છો. અરે ત્યારે હવે મુસલમાનના જનાનખાનામાં પાપી જીવન ગાળવું એ સિવાય મારે માટે કયો માર્ગ બાકી રહ્યો છે ?"

અહાહા, આગળના મેળાપમાં અને આ મેળાપમાં કેટલો અંતર ! તે વખતે શાંત અરણ્યમાં–માત્ર શકિતના સાથમાં–પ્રેમભાવને લીધે તેણે પોતાનો સ્વભાવ બદલી નાંખ્યો હતો, પરંતુ આજે તે શાંત હતો, સ્વસ્થ હતો, લાગણીથી ઉશ્કેરાયલો ન્હોતો, ન્યાયાધીશની માફક તેની પાસે ઉભો હતો.

"શક્તિ, તું મુસલમાનના જનાનામાં રહી છે. હવે તું કદી પણ મારી પત્નિ બની શકેજ નહિં. એ વિચારને તારા મનમાંથી સદાને માટે દેશવટો આપ. તેં જે કર્યું છે–જે થઈ ગયું છે તે મિથ્યા કરવાની મારામાં શક્તિ નથી. હું તને મારી પત્નિ બનાવત, પરંતુ તું મારો તિરસ્કાર કરીને ચાલી ગઈ. બીજે દીવસે પ્રભાતના પ્હોરમાજ મેં તારી શોધ કરી હતી, પણ મને ખબર મળ્યા કે તું ગ્યાસુદીનની બેગમ બની છે."

"શું આપની માતાની ઇચ્છા વિરૂદ્ધ પણ આપ મને આપની પત્નિ બનાવત ખરા ?"

"હા. મારો એવો નિશ્ચય થયો હતો, અને તેથીજ હું તને શોધવા નિકળ્યો હતો."

તદન મોડું ! બહુજ મોડેથી શક્તિ પોતાની ભૂલ જોઇ શકી ! અરે, માત્ર એકજ દિવસ શક્તિ ધીરજ ધરી રહી હોત તો સર્વ

સારાં વાનાં થાત. પરંતુ હવે શું કામનું? વખત વિત્યા પછીનો મેહુલો શા ખપનો? જે વખતે નસીબદેવી તેનાથી રીસાણાં હતાં, દુર્દૈવ હાથ પગ ધોઇને તેની પાછળ પડયો હતો, અને દૈવી વાણી પણ એવી થઇ હતી કે 'તે કદી પણ તારો નહી થાય', જે વખતે તેની લાગણીઓ હદબહાર ઉશ્કેરાઇ ગઇ હતી, તે વખતે તે ધારેત તો પણ એ આવેશ દબાવી શકેત નહિ. પરંતુ 'માત્ર એકજ દિવસની-અરે એક રાત્રીનીજ ધીરજ ધરી રહી હોત તો પોતે ગણેશની અર્ધાંગના બની શકેત' એ જાણી તેના મનમાં શોક છવાઈ ગયો. ઉદાસીનતાએ તેને ઘેરી લીધી, અને તે પોતાનું ભાન ભુલી ગઇ. તે માત્ર આટલાજ નિરાશાભર્યા શબ્દો ઉચ્ચારી શકી, "શું મારે માટે કંઈપણ આશા રહી નથી?"

"છે, શા માટે નહિ? તેં જેને પસંદ કર્યો છે તેની પાસે જા. વ્યાજબી રીતે ત્યાંજ તારો ખરો આશ્રય છે."

દુઃખ, દુઃખ, બસ દુઃખ સિવાય તેને કંઈ મળતુંજ નથી. તેને અનેક વચનપ્રહારો થયા હતા, તેણે અનેક ઘા ઝીલ્યા હતા. પોતાની યુવાવસ્થામાં તેના હૃદયે જે અનેક ઘા ખમ્યા હતા તેમાં વધારે ઘા ખમવાનો અવકાશ ન્હોતો, છતાં તેવો એકાદ ઘા ખમવાનું બાકી રહ્યું હોય તો પણ આવા કટાક્ષપૂર્ણ બાણસમાન વચનોથી તો ટાઢા ડામ આપવા જેવી તીવ્ર વેદના તેને થઈ. તે તદ્દન નિરૂત્સાહ, ઢીલી, નિરાશ બની ગઈ. આશાનું એકપણ કિરણ તેને માટે ચમકતું ન્હોતું. પોતાનીજ ઇચ્છાથી જે દુઃખાગારમાં–નિરાશાના ઉંડા સાગરમાં પોતે કુદકો માર્યો હતો તેમાંથી તેને કોણ બચાવી શકે? જો રાજા તેમ કરવાનો યત્ન કરે તો પોતે પણ શક્તિ સાથે તેમાં ડુબી મરે તેમ હતું. તેના કર્મની આડે આવવાને–તેના પોતાના કાર્યોનો શ્રાપ નિવારવાને દેવતાઓ પણ સમર્થ ન્હોતા.

શક્તિને હવે આ બધું સમજાયું. તેણે સર્વ ગુમાવ્યું હતું. માત્ર તેનું અભિમાન આટલા આટલા વીતકો વીતવા છતાં ટકી રહ્યું હતું. પરંતુ તેનો પણ અંત આવ્યો. અંધારી રાતે ભર સમુદ્રમાં તોફાન થાય, એ તોફાનમાં હોકાયંત્ર પણ નકામું થઇ પડે અને ખરા માર્ગની ખબર ન પડે, એવે વખતે જેવી નૌકાશાસ્ત્રીની સ્થિતિ થઇ પડે તેવી સ્થિતિ શક્તિની થઇ. અભિમાન, દઢતા, શૌર્ય અને સહનશક્તિ એ સર્વ એકાએક અજાણ રીતે તેનો ત્યાગ કરી ગયા, અને આપત્તિઓને ન ગણકારનારી આ દઢ બાળાની આંખમાંથી બોરબોર જેવડાં આંસું ટપકવા લાગ્યા. મોટેથી રૂદન કરવા જતી હોય તેમ તેના હૃદયમાંથી ઉપરાઉપર નિઃશ્વાસ નીકળવા લાગ્યા અને તે ડુસ્કા ભરવા લાગી.

આંખમાંથી અશ્રુ સારતાં ગળગળી વાણીથી તે બોલી, "અહો, રાજકુમાર, અરે સુજ્ઞ ગણેશદેવ! આમ હડધુત કરીને મારો ત્યાગ ન કરો. જેને હું મારૂં હૃદય અર્પણ કરી શકું નહિ તેની સાથે હું જીવન કેમ ગાળી શકું? જુઓ, જરા દયા લાવો. જગતની દરકાર ન કરો. આપના આત્માને ઉન્નત બનાવો. ધર્મ વિચારો. ઇશ્વરની અદાલતમાં—દેવના દરબારમાં આપણો સંયોગ પાપી ગણાશે નહિ. જુઓ હું આપને કરગરીને વિનવું છું, આપને પાયે પડી ભિક્ષા માગી લઉં છું." શક્તિ અત્યારે જુદીજ શક્તિ દેખાતી હતી. તે જમીન ઉપર બેસી ગઇ અને ગણેશના પગ પાસે ખોળો પાથરી યાચના કરતી હોય તેમ દીન મુખે તેના તરફ જોઈ રહી.

ગણેશદેવનું મન આ હૃદયદ્રાવક દ્રશ્ય જોઈ પીગળી ગયું. શક્તિની આવી હાલત ઉપર તેને દયા ઉપજી. પરંતુ હવે એકે ઉપાય રહ્યો ન્હોતો. તેનો શોક નિવારવાનું કંઇ સાધન ન્હોતું.

તે ઉંડા વિચારમાં ઉતરી પડયો. અંતે તેણે નરમાશભર્યાં વચનો ઉચ્ચાર્યાં, "શક્તિ, જો સાંભળ, હવે બાજી હાથમાં રહી નથી. હું

ગમે તેટલા વિચાર કરૂં, તને આશ્રય આપવાની અનેકવાર ઇચ્છા રાખું તો પણ તને હવે આશ્રય આપી શકાય તેમ નથી. શક્તિ, મારી જીંદગીના–મારા સુખ સર્વસ્વના ભોગે પણ હવે હું તેમ કરી શકતો નથી, કારણ એ કાર્ય અપ્રતીત અને પાપમય ગણાય. એ પાપી કાર્યથી હું પાપી બનું, અઘોર નર્કનો અધિકારી થઉં. શક્તિ, તારાં લગ્ન થયાં છે, તું હવે બીજાની પત્નિ બની છે......"

"નહિ, રાજકુમાર નહિ, મારાં લગ્ન થયાં નથી. હજી સુધી કોઇએ મારૂં પાણીગ્રહણ કર્યું નથી. મને આમ તરછોડી દ્યો માં. આપ મારી સાથે લગ્ન ન કરી શકો એમ હોય તો પણ મને આપને શરણે લ્યો. હું આપનો આશ્રય માગું છું. અરેરે, મને નામોશીભર્યું જીવન ગાળવાની ફરજ ન પાડો. મારી જીંદગીને કલંકિત થવા ન દ્યો!"

ગણેશ શૂરવીર હતો, બહાદુર હતો, દયાધર્મનો તેના હૃદયમાં વાસ હતો. શક્તિનું દુઃખ જોઈ તેને પણ અતિ દુઃખ ઉપજ્યું. પરંતુ ધર્મવિરૂદ્ધ આચરણ કરવાને તે કદી પણ પ્રેરાય તેવો ન્હોતો. પ્રથમ માફક દ્રઢતાથી તેણે ઉત્તર આપ્યો, "શાંત થવાનો યત્ન કર, અને સારાસારનો વિચાર કરી જો. તું જે ઇચ્છા રાખે છે તે કદી બની શકનાર નથી. આપણા પંથો હવે જુદાજ રહેવા જોઇએ. તારો અને મારો સંબંધ હવે જોડાઈ શકેજ નહિ. તું કહે છે કે શાહઝાદા સાથે તેં હજી લગ્ન કર્યા નથી એ વાત ખરી હોય તો પણ તું હવે વચનથી બંધાઇને તેની બની છે. તું તેની છે, તે તારો માલિક છે. તેની પાસેથી હું તને છીનવી લઉં તો તારી અને મારી બંનેની કીર્તિને કલંક લાગે. તારી પોતાની ઇચ્છાથી તું તેનું શરણ શોધવા ગઈ હતી, તેની પત્નિ બનવાની ઇચ્છા તેં સ્વમુખે પ્રદર્શીત કરી હતી, તો પછી કાયદાપૂર્વક તું તેની સ્ત્રી છે, એટલુંજ નહિ, પરંતુ નીતિપૂર્વક પણ તું તેની સ્ત્રી ઠરી ચુકી છે. ત્યારે શું હું નીતિભંગ થઉં? તારા

ઉપરનો શાહઝાદાનો પતિ તરીકેનો કાયદાપૂર્વક હક્ક હું કેવી રીતે છીનવી લઉં? જે સબંધ પવિત્રતાથી સંધાયો નથી તે સંબંધ ટકી શકતોજ નથી. પતિ એજ સ્ત્રીનું શરણ છે, તેને અનુકૂળ થઇ જવું એ સ્ત્રીનું પરમકર્તવ્ય છે. સ્ત્રીનું ધર્મકર્મ તેના પતિમાંજ સમાયું છે. શક્તિ! આપણો આર્યધર્મ શું કહે છે? આર્યાવર્તના શણગાર રૂપ થઇ ગયેલી સન્નારીઓ-પતિવ્રતા પત્નિઓના વચનો શું તું ભૂલી ગઈ છે? એક વખત જેને પતિ તરીકે સ્વીકાર્યો તેની સાથે મન ન મળે, હૃદય ન ભળે તોપણ તેના તરફ પૂજ્યબુદ્ધિ રાખી તેને અનુકૂળ બની જવું જોઇએ. સ્ત્રીને પોતાનો પતિ એજ પ્રભુ છે. આ ધર્મસૂત્ર લક્ષમાં રાખી તારી વૃત્તિ તેનામાં સંક્રાંત કરી દે, સહૃદય તેની ભક્તિ કર, તારા કર્તવ્યનું પરિપાલન કરવાનો યત્ન કર, અને પછી જો કે તેની સાથે જીવન ગાળવાની તારામાં શક્તિ આવે છે કે નહિ? દ્રઢતાપૂર્વક ચિત્ત તેનામાં પરોવ, અને ઇશ્વર તારા યત્નમાં સહાનુભુતી આપશે."

ગણેશનાં આ ન્યાયવચનો શક્તિના ધ્યાનમાં ઉતર્યાં નહિ. આ હિતકર ઉપદેશ તેને રૂચ્યો નહિ. તેને એમજ લાગ્યું કે પોતાની અવગણના કરવામાં આવે છે. ગણેશ પોતાને કશી ગણત્રીમાં ગણતો નથી, પોતે અધમ હોય તેમ પોતાનો તિરસ્કાર કરવામાં આવે છે, એમ તેણે ધાર્યું, અને આ ભયંકર વિચારથી નિરાશાનું સ્મરણ થતાં તે કંપી ઉઠી. આ યત્ન છેવટનો હતો, આ વિનંતિ છેવટની હતી અને આ આશા પણ છેવટની હતી. છેવટના યત્નમાં પણ તેને માત્ર નિરાશાજ મળી. નિરાશા! નિરાશા! બસ નિરાશા સિવાય હવે કંઇ રહ્યું ન્હોતું! છેવટનો આશાતંતુ પણ તુટયો!

પરંતુ નિરાશાનું પરિણામ વિચિત્ર આવ્યું. જે અભિમાને શાહઝાદાની પત્નિ બનવા તેને હડસેલી મૂકી હતી તે અભિમાન પુનઃ પ્રકટ થયું. હવે તેના જીવનનો અંતિમ નિશ્ચય થઈ ચુકયો. તેનો અવાજ ગળગળો ન્હોતો, તેના વચનોમાં દીનતા નહોતી, તેની આંખમાં

અશ્રુ નહોતાં. ગંભીર અવાજે, ઉશ્કેરાયલા સ્વરે તે બોલી, "શરમ છે તમને ગણેશદેવ! કે હું પતિત સ્ત્રી તરીકે આપની પાસે આવેલી છું એવો તમે ખ્યાલ બાંધી લીધો. મારા રક્ષણદાતા ધારીને તમારી પાસે હું મારી પવિત્રતાનું–મારી કીર્તિનું રક્ષણ કરવા આવી હતી, પરંતુ મારા દુર્દૈવથી મારૂં રક્ષણ કરવાની ઇચ્છા કરતાં જગતનો ભય તમને વધારે છે. ધર્મ કરતાં જગતની દરકાર તમે વધારે રાખો છો. ત્યારે હવે તો આજસુધી જે વૃત્તિ મારા હૃદયને હલમલાવી રહી હતી, ચલાયમાન કરી રહી હતી તે વૃત્તિનો હું ત્યાગ કરૂં છું, અને જેને તમે યોગ્ય કહો છો–જેને જગત કીર્તિ કહે છે તેજ માર્ગ હું ધારણ કરૂં છું. પણ ગણેશ, એટલું તો યાદ રાખજો કે જે માર્ગ હવે હું ધારણ કરૂં છું તેમાં કંઇ પાપ હોય તો તે પાપ મારે માથે નથી, પણ એ માર્ગ ધારણ કરવાની મને ફરજ પાડનારને માથે છે!"

ભિક્ષુક વેષધારિણી શક્તિ જવાબ સાંભળવા ઊભી ન રહી, તરતજ ત્યાંથી ફરીને ચાલી ગઇ, પોતાનું ધાર્યું કરવા ગઈ. ગણેશ વિમાસણમાં પડતો, અનેક વિચારો કરતો ચંદ્રરશ્મીથી પ્રકાશીત બનેલા સરોવરના શાંત જળ આગળ લાંબા વખત સુધી આંટાફેરા મારતો રહ્યો.



# પ્રકરણ ૩૩ મું.

## સ્વાર્થસાધુ કુતૂબ.

'આજકાલ પાખંડ દંભથી સકળ જગત જીતાય,
કુરબાન જાન પણ કરીને જગત આડંબર પર લોભાય.'

સમશેરોના ખણખણાટથી, બંદુકોના ગોળીબ્હારથી, તોપોના ધડાકાથી, શૂરવીરોની વીરહાકથી પોતાના પક્ષના માણસોને બચાવવા માટે 'સમાલો, દુર હટો, દેખો ચ્હે ઘાવ લગ જાયગા' વિગેરે શબ્દોથી, નિરૂત્સાહ બની ગયેલા સૈનિકોને ઉત્તેજીત બનાવવા માટે 'શાબાશ, જંગ બહાદુરો! શાબાશ, હિંમત રખો, મર્દાનગી દીખલાઓ, દુસ્મનકી કત્લ કરો' એવા સરદારોનાં વચનોથી, ઘોડાઓના હણહણાટથી, સમશેરનો ભોગ થઈ પડેલા 'યા ખુદા! મર ગયા, અહા બ્હોત રંજ હોતા હય, અરે મેરા જી જાતા હય' વિગેરે આર્તનાદથી જે રણક્ષેત્રમાં કોલાહલ મચી રહ્યો હતો તેજ રણક્ષેત્ર સુલ્તાનનો સંહાર થતાં-તેના પક્ષનો પરાજય થતાં નીરવ-શાંત બની ગયું. સુલ્તાનના પક્ષકારો નાશભાગ કરી પોતાનો જીવ બચાવવામાં પડયા, અને જેનાથી તેમ ન બન્યું તેઓએ ગ્યાસુદીનનું શરણ સ્વીકાર્યું. શાહઝાદાના લશ્કરીઓ ફતેહની ધુનમાં યુદ્ધનો પરિશ્રમ નિવારવાને, સગાસંબંધીઓ પાસે પોતાની બહાદુરીની બડાઇ મારવાને, વિરહમાં ઝુરતી પોતાની માશુકોને મળવાને, અને બને તો પોતાના સરદારોની ખુશામત કરી નવા સુલ્તાન પાસેથી ઇનામ મેળવવાને સૌ સગેવગે થઈ ગયાં હતાં, યુદ્ધભૂમી ભયંકર બની રહી હતી. યુદ્ધ યજ્ઞમાં આહુતીરૂપ બનેલાઓના મૃતદેહો આડા અવળા, મ્હોં ફાડી લાંબા હાથ પગ પ્રસારી ફાટેલા ડોળે, વિકરાળ મુખ અને શરીરના કપાઇને જુદા પડેલા ભાગો સાથે પડયા પડયા યુદ્ધભૂમિને વધારે ભયંકર

બનાવતા હતા. જ્યાં નજર નાંખો ત્યાં મુડદાંઓ, કપાયલા અવયવો, હણાયલા અશ્વો અને ખંડિત થઇ પડેલા હથિયારોના ઢગ શિવાય બીજું કંઈ પણ નજરે પડતું ન્હોતું.

આવી સ્તબ્ધતાને ભેદનાર એક મનુષ્ય આ સ્મશાનભૂમિ જેવા ભયાનક સ્થાન ઉપર પોતાની નજર ફેરવતો, સમશેરની સોનેરી મુઠ ઉપર હાથ મુકી તે ઉપર શરીર ટેકવીને ઉભો ઉભો કંઈ વિચાર કરતો જણાતો હતો. પોતાની નજર આગળ પડેલા સંહારના ઢગ તરફ જોઈ પોતેજ આ નાશનો અંગભૂત હોય એમ ધારી ગર્વથી ફુલાતો હોય, આવી મહાન ફતેહને માટે પોતાની બહુજ પ્રસંશા થશે, પોતાનો યશ ગવાશે, એટલુંજ નહિં, પણ ખુદ ગ્યાસુદ્દીન પણ પોતાનો ગરજવાન બની રહેશે આવા શેખચલ્લીના વિચારોથી મનમાં મલકાતો હોય તેમ તેની મુખચર્યા ઉપરથી સ્પષ્ટ જણાતું હતું. તે મનમાંજ લવારી કરવા લાગ્યો, "અહા! આજે મેં કેવી બહાદુરી બતાવી. સીકંદર-શાહ પડયો એ પણ ઠીકજ થયું. એ ડોકરો જીવતો હોત તો આખી જીંદગી આવી મુફલીસ હાલતમાં ગાળવી પડેત. પણ હવે? અરે હવે તો સઘળું રાજ્ય મારા હાથમાં. મારા હાથમાં કે ગ્યાસુદ્દીનના? નહિ, બસ મારાજ હાથમાં. ગ્યાસુદ્દીન એ તો માત્ર નામનો રાજા, એતો મારા હાથમાં રમકડું, એ રમકડાની ચાવી હું પોતે! હું જેમ નચાવું તેમ નાચે! ત્યારે પછી એ રાજા શેનો? હા, કહેવાનો રાજા ખરો, દુનિયા એને રાજા કહે, મારૂં મન મને રાજા કહે. કહેવાનો, જોવાનો, બતાવવાનો એ રાજા ખરો, હક્કથી પણ ખરો, પણ સત્તા? સત્તા તો મારા હાથમાંજ. હું ધારૂં તેટલું થાય, અને કદી જો વિરોધ થાય તો? મારૂં ધાર્યું ન થાય તો? અરે! તે જોયું જશે! આ બંદો ક્યાં કાચો છે? જો એ ઉંધો ચાલશે તો જે મળ્યું છે તે પણ ગુમાવશે, પોતાને હાથેજ ખતા ખાશે."

શેખચલ્લીના વિચારો–હવામાં કિલ્લાઓ બંધાઇ ગયા. ભવિષ્ય

પોતેજ ભાખ્યું, અને પોતાના ભવિષ્યનો નિર્ણય પણ મનમાં થઇ ચૂકયો.

આકાશમાર્ગેથી લાંબી કર્ણકટુ ચીસો પાડતા પક્ષીઓના ટોળાંઓએ તેનું ધ્યાન ખેચ્યું. માંસના ભૂખ્યા, રૂધિરના તરસ્યા ગીધડાઓ પોતાની કઠણ ચાંચથી મુડદાંઓને ચુંથવા લાગ્યા, માંસ પીંખવા લાગ્યા, આંતરડાંઓ ખેંચવા લાગ્યા, અને ઘણે દીવસે આવું ખાજ મળવાથી સુભાગ્ય માનતા અખાદ્ય વસ્તુઓની ઉજાણી કરવા લાગ્યા.

સંહારક પક્ષિઓની ચીસો સાંભળી, કંટાળો ઉપજાવે એવું તેઓનું કૃત્ય જોઈ, તે જોનારને કંપારી છુટી, અને તે બોલ્યો, "કેવાં નિર્દય પક્ષિઓ! મરેલાંને મારવું તે આનું નામ. બિચારા જીવનરહિત મુડદાંઓને પણ આ અદેખા ગીધડાઓ જંપવા દેતા નથી. મનુષ્યની મોત પછી આવી દશા? યા ખુદા, તૌબાહ તૌબાહ! અહા જીવ, તારો પણ આવી રીતે અંત આવે તો?"

તેનું શરીર કમકમ્યું, "પણ અત્યારથી આવા વિચારો શા માટે કરવા? વ્હેલા સબ દેખા જાયગા. અત્યારથી આવા બીકણ વિચાર કરીએ તો ધાર્યું શી રીતે કરી શકાય? પાપ તો દુનિયામાં ડગલે ડગલે છે, અને તેમાં પણ મારા જેવા સ્વાર્થસાધુને તો પાપનોજ આશ્રય કરવો પડે છે. પેલી હિંદુ નાજનીનને મુસલમાન દીન અખત્યાર કરાવવા માટે કેવા કેવા કેટલા પ્રપંચો રચવા પડયા છે? સઘળું ગલત, ખોટું ડીંગેડીંગ! ત્યારે એ શું પાપ નહિં? એક નહિં પણ હજાર વાર પાપ. પાપ તો ખરૂં, પણ પાપનો પ્રતાપ કેવો? જોવા જેવો! શાહજાદો પાણી પાણી, મારે આધિન! હું કહું તે કબુલ! વાહરે ઇશ્ક! ખરેખર ઇશ્ક આંધળો છે. કયાં આખા બંગદેશનો ધણી અને કયાં એ રખડતી ભિખારણ! એતો 'રાજાને ગમી તે રાણી અને છાણા વીણતાં આણી' એવોજ ન્યાય. પણ એ ઓરત કેવી હઠીલી છે? ગ્યાસુદીન તેને પગે પડે તો પણ તેના હિસાબમાં નહિં. યુદ્ધનો અંત આવે અને તેમાં શાહજાદો ફાવે તોજ તે તેની

બેગમ બને. અરે વાહરે ચતુરા તારી ચતુરાઈ! ઠીક બાપુ લેને એમ તો એમ. આ યુદ્ધનો અંત આવ્યો, અને વળી શાહઝાદો તેમાં ફાવ્યો. હવે કંઈ બ્હાનું કાઢવું છે ? હવે તો શાહજાદા બન્યા સુલ્તાન, અને નાજનીન બનશે એના ઇશ્કમાં ગુલ્તાન. ચાલ અહિંથી ઝટપટ જઉં અને એ પરીરૂહ સાથે નવાબના નીકકા પઢાવી દઉં. પછી બંદાનો બેડો પાર, બંદા બનશે શાહઝાદાના–અરે હવે તો સુલ્તાન સાહેબના કુલ મુખત્યાર!........."

તરતજ ઘોડાના દાબડાનો અવાજ તેણે સાંભળ્યો. એક અશ્વારૂઢ બનેલો સૈનિક પૂરવેગમાં ઘોડો દોડાવતો ત્યાં આવ્યો, અને કુર્નીશ બજાવી બોલ્યો, "સરદાર સાહેબ, આપને શોધી શોધીને હું થાકી ગયો. બાદશાહ સલામત આપને માટે રાહ જોઇ રહ્યા છે, અને ફૌરન આપને હઝુરમાં બોલાવે છે."

"ઠીક છે. જા કહે કે હમણાંજ આવે છે."

ઘોડેશ્વાર ગયો. સરદાર પુનઃ મનમાં બોલ્યો. "વાહ, વાહ, બચ્ચા કુતૂબ, તને પણ બાજી ગોઠવતાં ઠીક આવડે છે. બાદશાહ તારી રાહ જૂએ છે! અરે વાહરે તકદીર! તકદીરની પણ બલિહારી છે!"

કુતૂબ ગયો. ગ્યાસુદીન તેના વગર ગાંડાઘેલો બની ગયો હતો. "કુતૂબ ક્યાં છે? કુતૂબને ફૌરન અહિં બોલાવી લાવો" એવી તેની આજ્ઞા થતાં અનેક સ્વારો કુતૂબને બોલાવવા નિકળી પડયા હતા. અંતે ખૂબ રાહ જોવરાવીને કુતૂબ છાવણીમાં આવ્યો અને બાદશાહના તંબુમાં જઇ તેને નમન કરવા ગયો. પરંતુ બાદશાહ તેને જોતાંજ ભેટી પડયો, અને તેની પીઠ થાબડતાં બોલ્યો, "શાબાસ, કુતૂબ, તારી સલાહ પણ સોનેરીજ છે દોસ્ત, તારાં વચનો બધાં સાચાંજ નીવડે છે, તારી આગાહી ખરીજ પડે છે. વારૂ, પણ તું અત્યાર સુધી કયાં હતો?"

"મને એવો વિચાર થઈ આવ્યો કે દુશ્મનોની કેવી કત્લ થઇ

છે તે બરાબર જોઇ લઉં. તેથી યુદ્ધભૂમિ આગળ ઉભો રહી સઘળો નાશ જોઈ રહ્યો હતો. અધધધ...કેટલા દુશ્મનો કત્લ થઈ ગયા છે ! જબરી કત્લ. યા ખુદા ! તોબાહ તોબાહ......" વાકચપટુ કુતૂબે બનાવટી વાત કરી. ભવિષ્યના વિચારો કરવા અને ભાવી યોજનાઓ ઘડવા માટે તેણે એકાંત શોધી હતી, પણ કારણ બીજું બતાવ્યું.

નવો બાદશાહ તેનો ઉત્સાહ જોઈ રીઝયો. હર્ષાવેશમાં તે બોલ્યો, "શાબાશ, જવાંમર્દ કુતૂબ ! તારી સેવાઓ મારા લક્ષમાં છે. તેનો યોગ્ય બદલો તને કાલેજ મળશે. આવતી કાલે દરબાર ભરી તારી સેવાની કદરસનાશી કરવાની છે, કાલે તને પોશાક આપવાનો છે, કાલે તું મારો મુખ્ય વજીર બનવાનો છે, "

"જી ! આપની રહેમ છે એજ બસ છે. સઘળા દુસ્મનો દફે થઇ ગયા એજ મોટા હર્ષની વાત છે. હવે આપ બેફીકર રહો, રાજવૈભવ ભોગવો, અને અમનચમન ઉડાવો."

કુતૂબ તું ભુલે છે. હજી સઘળા દુશ્મનો દૂર થયા નથી. સુલ્તાન સીકંદરશાહ ગયા તેથી હવે શાંતિનો ભંગ કરનાર કોઇ નથી એમ માની લેવાનું નથી. મારા સાત ભાઇઓ હજી જીવતા છે. જીવ બચાવવાને ખાતર તેઓ નાસભાગ કરે છે. મારા ભત્રીજા સાહેબુદી-નનો પણ પત્તો નથી. તેઓ કદાચ એકસંપ કરીને અથવા કોઇની મદદ મેળવીને હુમલો કરે તો આપણને ભોંય ભારે થઇ પડે એવું છે, આ વાતનો કંઇ વિચાર કર્યો ?"

"વળી વિચાર શું કરવાનો હતો ? આ તમારા કુતૂબને કંઇ કહેવું પડે એમ નથી. એની પણ ગોઠવણ થઇ જશે. થોડાજ દિવસમાં એ સર્વ ભાઇઓ હતા ન હતા બની જશે, જ્યાં હશે ત્યાં તેઓનો નાશ થશે. એ ઉપાધિ આ સેવકને શીર રહેવા દો, આપની તાજપોષીની સર્વ તૈયારીઓ કરવાની આજ્ઞા આપો."

કુતુબનાં વચનોને હાએ હા ભણનાર નવાબ પોતાના બંધુઓના

વધના વિચારથી કંપ્યો નહિં. રાજ્યલોભથી અંધ બનેલો ગ્યાસુદીન બંધુદ્રોહી બન્યો. રાજ્યલોભથી કોણ લલચાયું નથી ? સત્તાને માટે, રાજવૈભવને માટે અનેક પુત્રોએ પિતાનો, ભાઈએ ભાઇનો અને સ્નેહી સહોદરનો વધ કરેલો ઈતિહાસ પૃષ્ટ ઉપર અંકિત છે. આવા કલંકિત પુરૂષની નામાવળીમાં ગ્યાસુદીને પોતાના નામનો ઉમેરો કર્યો.

તેણે ઉત્તર આપ્યો, " એ બાબત તને ઠીક જણાય તેમ કરજે. પણ તાજપોષીની ધામધુમ થાય તે પહેલાં જે કાર્યમાં મારો આનંદ સમાયો છે તે કાર્ય થઇ જાય તોજ તાજપોષીથી મને આનંદ થશે, નહિ તો એ ધામધુમ સઘળી સુની લાગશે. "

" એ વાત પણ મારા ધ્યાનમાંજ છે, નામવર સુલતાન સાહેબ. એ પરીરૂહનું વચન તમે પાળ્યું છે એટલે હવે તે આપની બેગમ બનવાનો ઈન્કાર કરી શકે એમ નથી. આપણી ફતેહ સાંભળીને અને તમને સુલ્તાન બનેલા જાણીને તે તમારા પગે પડશે. માટે આપ ત્યાં પધારો, અને એ સુંદરીને સ્વીકારો. "

" ત્યારે તો છાવણી ઉઠાવી લેવાનો લશ્કરને હુકમ આપી દો, અને રાજ્યધાનીમાં સર્વ તૈયારી કરવાની પેરવી કરો. હું પ્રથમ તારા ગુપ્ત મહાલયમાંજ જાઉં છું. ત્યાંથી તે દીલરૂબાને મારી બનાવીને પછી રાજ્યધાનીમાં જઇશું. પણ તારે તો મારી સાથેજ આવવું પડશે, કુતુબ ! કદાચ એ હઠીલી ઓરત હજી પણ જીદ પકડી રાખશે તો...........અરે ત્યારની વાત ત્યારે ! તારા જેવો સલાહકાર સાથે છે એટલે શું ફીકર છે ? હવે તો એ છે મારી દીલદાર અને હું છું એનો તાબેદાર ! "



# પ્રકરણ ૩૪ મું.

## બેગમ બની.

O let me press thee
Plant on thy bosom, sink into the arms
And lose myself in the luxurious fold !

—*Jane Shore.*

બુલબુલકી ઝીંદગી ગુલે ગુલઝાર દેખના,
ઔર મેરી ઝીંદગી તેરા દીદાર દેખના.

શક્તિ છેવટના યત્નમાં પણ નિષ્ફળ નિવડી. તેનો છેલ્લો આશાતંતુ તુટી ગયો. ગણેશ તરફથી તે તિરસ્કાર પામી–માનભંગ બની. હવે ગણેશ તરફથી આશ્રય મળવાનું એક પણ આશાકિરણ ચળકતું ન્હોતું. રાજકુમારનું શરણ મેળવવાનો હવે તેને આધાર ન્હોતો. ત્યારે કરવું શું? તજાયલું, તરછોડાયલું, તિરસ્કારાયલું, અપમાનીત જીવન ગાળવું? કંગાળ ભિક્ષુક વેષે જીંદગી પૂરી કરવી? શક્તિથી તેમ બને તેવું ન્હોતું. ધર્મપાલન કરીને જીવન ગાળવાનો, રાજકુમારની વિવાહીત સ્ત્રી થવાનો માર્ગ સદાને માટે બંધ થયો હતો. ધર્મને વળગી રહેવા જતાં શુષ્ક કંટાળાભર્યું દુઃખમય જીવન ગાળવું પડશે, એટલુંજ નહિં, પણ પોતાને કરવામાં આવેલું અસહ્ય અપમાન તેથી ઓછું થવાને બદલે વધશે એ વિચારે શક્તિને વિવેકહીન બનાવી. તેણે છેવટનો નિર્ણય કર્યો કે હવે તો જે પુરૂષ પોતાના પગ પાસે રંક ભિક્ષુકની માફક પ્રેમયાચના કરે છે, જે પોતાને માટે તેની મહત્તા પણ વિસારી મુકે છે, જે પ્રેમદાનને માટે પોતાનો એકેએક બોલ ઉંચકી લેવા તત્પર છે, અને જે અથાગ રાજવૈભવને અળગો કરી પોતાને માટે તલસી રહ્યો છે તે શાહજા-

દાનુંજ–નવ્વાબ ગ્યાસુદીનનુંજ શરણુ સ્વીકારવું, તેની બેગમ બનવું, અને બંગદેશની અધિષ્ઠાત્રી તરીકે મનનું ધાર્યું કરવું.

આવો નિશ્ચય કરી શક્તિ, ગણેશને વિચારમાં અટવાતો મુકી, કુતૂબના ગુપ્ત આવાસ તરફ ચાલી નિકળી. માર્ગમાં તેને ખબર મળ્યા કે સુલ્તાન સીકંદરશાહનો નાશ અને પરાજય થયો છે. હવે તેની મુરાદ પાર પડી. આ સમાચાર અત્યંત આનંદદાયક નિવડયા, કારણ ગ્યાસુદીન હવે સુલ્તાનનો આશ્રિત શાહજાદો ન્હોતો, પરંતુ કુલ મુખત્યાર સર્વ સત્તાધીશ સુલ્તાન હતો. તેની માનિતી બેગમ તરીકે તે પોતાનું ધાર્યું કરી શકે તેમ હતું.

ગુપ્ત આવાસમાં તે આવી પહોંચી. દાસીને બોલાવી તેણે લગ્ન માટેનો ખાસ પોશાક મંગાવ્યો. દાસી વિસ્મય પામી. ઘડી ઘડીમાં આ બેગમસાહેબાના વિચાર કેમ બદલાતા હશે તે તે સમજી શકી નહિં, પરંતુ મનમાં તેને આનંદ થયો. ઉત્તમ કારીગિરીવાળા હીરાજડીત કસબી કામથી ભરેલા રાજવંશી વસ્ત્રો તેણે પહેર્યાં, નીલમ, માણેક અને સાચા મોતીના સુંદર ઝગઝગતી કાંતીવાળા અલંકારો ધારણ કર્યાં અને ખરેખર બેગમ હોય તેવી બની ગઇ.

પોતે અત્યારે કેવી લાગે છે તેની ખાત્રી કરવા માટે તે દર્પણ જડિત દિવાનખાનામાં ગઇ. આજનો પોતાનો દમામ જોઇને તે પોતે દિંગ બની ગઈ. સ્વર્ગની અપ્સરાઓ અને દિવ્ય દેવાંગનાઓની વાતો તેણે સાંભળી હતી, આજે એ વાતનો તેને સાક્ષાત્કાર થતો જણાયો. શું અપ્સરાઓ અને દેવાંગનાઓ આથી પણ વધુ આકર્ષક હશે ?

વિચાર કરતાં કરતાં તેણે એ દિવાનખાનાનો ત્યાગ કર્યો અને રંગબેરંગી પુષ્પોથી શોભી રહેલા ઉદ્યાનમાં બનાવેલા સંગેમરમરના રંગમંડપ આગળ આવીને કુદરતની રમણીયતા નિહાળવા લાગી.

ગરીબ બીચારી દાસી ! એના ભાગ્યમાં તો પોતાની ભાવી

બેગમનો પડતો બોલ ઝીલી લેવા માટે એની પાછળ પાછળ ભમવાનુંજ લખેલું હતું ! ઘડી ઘડીમાં એના બદલાતા રંગો જોઈને 'શાહજાદાએ આવી બેગમ ક્યાંથી પસંદ કરી હશે ?' એવા વિચારો તેના મનમાં ઉદ્‌ભવતા, પરંતુ તેમાં એનું કંઇ ચાલે તેમ ન્હોતું. શાહજાદો જેના માટે જાન કુરબાન કરવા પણ તત્પર હતો તેની ખુશામત કરીને–તેને રાજી રાખીને તેની પ્રસન્નતા મેળવવામાંજ પોતાનું હિત હતું, અને જો આ વિચિત્ર સ્ત્રી એક વખત શાહજાદાનો પ્રેમ સ્વીકારે તો પછી પોતે શાહજાદાની કૃપાપાત્ર બાંદી થઇ પડે એ તે સારી રીતે સમજતી હતી. શક્તિની સેવામાં ખડે પગે રહીને તેની સાથે સાથે ફરીને તેણે શાહજાદાના વખાણ કરવા માંડયા.

એટલામાં શાહજાદો ત્યાં આવી લાગ્યો. બાદશાહી વસ્ત્રાભુષણોમાં સજ્જ થયેલી શક્તિનું સૌંદર્ય જોઇને તે છક્ક થઈ ગયો. 'જરૂર, જરૂર તે પોતાની બેગમ બનવા તત્પર બની છે. નહિં તો આવા આભૂષણો તે શા માટે ધારણ કરે ?' મનમાંજ તેણે નિર્ણય કરી લીધો.

એ મનમોહક મૂર્તિને જોતાંજ તે મુગ્ધ થયો, એને આલિંગન આપવા અધીરો બન્યો, એના પ્રેમામૃતનું પાન કરવા તલસી રહ્યો.

શક્તિ આગળ જતાંજ તેણે આતુરતાપૂર્વક તેના હાથ પકડયા અને તેના પગે પડી વીનવતો હોય તેમ પ્રેમની યાચના કરવા લાગ્યો, "અય બુલબુલ ! મેં મારૂં વચન પાળ્યું છે. જંગનું હવે છેવટ આવ્યું છે. હું સર્વ સત્તાધીશ સુલ્તાન બન્યો છું. **અય દીલારામ ! આ રાજ અને તાજ તારા ચરણે ધરૂં છું, તારા પ્રેમની ભીક્ષા માગું છું.*** કહે, ઓ જાને મન ! કહે કે તું મારી છે. 'ખાવિંદ'ના મધુરા શબ્દથી મને બોલાવ ! આ ગુલામ તારા ઈશ્કનો તલબગાર છે, તારા હુકમનો તાબેદાર છે !"

---

* જુઓ ત્રિરંગી ચિત્ર.

શાહજાદો ત્યાં આવ્યો, તેનું સૌંદર્ય જોઈને છક થઈ ગયો, તેનો મનમોહક દેખાવ જોઇ રીઝી બન્યો, અને પોતાને પ્રેમ અર્પણ કરવાને તત્પર બનેલી જોઇ કૃતકૃત્ય થયો. શકિત તરફ આગળ વધી પોતાને માથેથી તાજ ઉતારી તેણે તે શક્તિના પગ પાસે મૂકયું, અને કહ્યું, " અય બુલબુલ! અય જીગરે મન! મેં તારૂં વચન પાળ્યું છે. જંગનું હવે છેવટ આવ્યું છે. હું સર્વસત્તાધીશ સુલ્તાન બન્યો છું. તું મારી માનિતી બેગમ સુલ્તાના છે. આખું રાજ્ય-રાજ્યના નિશાનરૂપ આ તાજ તારા ચરણ આગળ મુકું છું તે સ્વીકાર, અને આ તાજ તારા મસ્તક ઉપર ધારણ કર. અય દિલારામ, મને તારો ખાવિંદ બનાવ. ખાવિંદના મધુર શબ્દથી મને બોલાવ. આ ગુલામ તારા ઇશ્કનો તલબગાર છે, તારા હુકમનો તાબેદાર છે."

હજી, પણ શક્તિના હૃદયમાં તીવ્ર લાગણીઓની જવાળા ઉઠી રહી હતી, પરંતુ પોતાને ચરણે રાજ અને તાજને ધરનારની ઇચ્છાને તે આધીન બની. શાહઝાદો વ્હાલથી તેને ભેટયો. શક્તિનું પ્રેમાલિંગન મળી ગયું. પણ શક્તિમાં કંઇપણ બોલવાની શક્તિ રહી નહિં. ફિકકા પડી ગયેલા ધ્રૂજતા હોઠમાંથી માત્ર એટલાજ શબ્દો નિકળ્યા કે, " હું આપને આધીન છું. "

તેજ રાત્રે લગ્નક્રિયા કરવામાં આવી. નીકકા પઢાયા. શક્તિ સુલ્તાના બની, જે કામ કરતાં તેણે લાંબો વખત સુધી આંચકો ખાધો હતો તે કાર્ય અલ્પ સમયમાં થઇ ગયું. વૈરને વશ થઇ શક્તિ ધર્મભ્રષ્ટ બની. અફસોસ! न जाने जानकीनाथ प्रातःकाले कीं भविष्यती!



## પ્રકરણ ૩૫ મું.

## ભરમ ફુટયો !

The surely drums beat terrible afar,
With all the dreadful music of the war.

સુલ્તાન સીકંદરશાહ યુદ્ધમાં પડયો. તેના પક્ષનો પરાજય થયો. ગણેશને હરાવવાની, તેને પકડવાની, તેનો શીરચ્છેદ કરવાની સુલ્તાનની હામ મનની મનમાંજ રહી ગઇ.

એ ભયથી ગણેશ મુક્ત બન્યો. તેના સૈનિકો પોતાના મહારાજાના રક્ષણને માટે યુદ્ધકરવા તત્પર થઇ રહ્યા હતા. તેઓ જરાપણ લોહી રેડાયા વગર સંકટ વાદળ આવી રીતે વિખેરી નાંખવામાં પ્રભુનો હાથ માની સંતોષાનંદ પામ્યા. પરંતુ હજી તેઓ પોતાને તદન ભયમુક્ત સમજતા ન્હોતા. શાહજાદો ગ્યાસુદીન સુલ્તાન પદવી ધારણ કરી તખ્તનશીન થયો હતો, તે કદાચ બખેડો જગાવે એવી તેઓને બીતિ હતી, પરંતુ એવો સમય આવ્યો નહિ. કુતૂબ દીર્ઘદર્શી હતો, અને આવા અશાંત મામલામાં દિનાજપુરના રાજ્ય સાથે વેર કરવામાં હાથે કરીને પોતાના પગ ઉપર કુહાડી મારવા જેવું થશે એમ તે સારી રીતે સમજતો હતો. તેથી 'સમય વર્તે સાવધાન'નો નિયમ ધારણ કરી તેણે નવા સુલ્તાનને સલાહ આપી કે દિનાજપુરના રાજ્ય સાથે મિત્રસંબંધ બાંધવો. થયું પણ તેમજ. ગણેશદેવે સુલ્તાન સાથે મિત્રભાવ બાંધ્યો, અને દુશ્મનના પુત્રને દોસ્ત બનાવી લીધો.

દિનાજપુરમાં હવે અશાંતિનો અંશ પણ રહ્યો ન્હોતો, પૂર્ણ શાંતિ છવાઇ હતી, ગણેશ પોતાની પ્રજાના હિત માટે સતત પ્રયાસ આદરી રહ્યો હતો. યુદ્ધથી જે જે નાશ પામ્યું હતું તેનો પુનરૂદ્ધાર

થતો જતો હતો. નવા ગઢો, નવાં મકાનો, અને નવા બગીચાઓ હસ્તી પામતા હતા. યુદ્ધના સમયમાં પોતાનાં પ્રજાજનોને સહન કરવા પડેલા નુકસાનનો બદલો ગણેશદેવે વાળી આપ્યો હતો. નાશ પામેલી સર્વ વસ્તુઓ પાછી આવી. માત્ર જેમણે યુદ્ધમાં પોતાના દેહની આહુતિ આપી હતી તેઓ પાછા મળી શકે એમ ન્હોતું. યુદ્ધનો દોઢ વરસનો સમય પ્રાચીનકાળના દુઃસ્વપ્નની માફક સ્મરણમાંથી ભુંસાઇ ગયો, અને પ્રજાજનો ફરીથી સુખશાંતિ ભોગવવા લાગ્યા.

સરિતા કિનારે આવેલા રાજમહાલયની નજદીકમાં એક નવો બાગ બનાવવામાં આવ્યો હતો. નદીમાં સ્નાન કરવા જવું હોય ત્યારે આ બગીચામાં થઇને જવાતું હતું, અને મહારાજાની પરવાનગીથી સર્વ કોઇ એ માર્ગનો છુટથી ઉપયોગ કરતા હતા.

ગ્રીષ્મઋતુની પ્રભાત કેવી રમણીય હોય છે! આવી એક ખુશનુમા પ્રભાતે રાજમહાલયમાં નોબત વાગી રહી હતી. તેમાંથી નિકળતા ભૈરવી રાગે બગીચામાં કામ કરતા માળીના મનમાં આનંદ લહરી ઉપજાવી અને તેને કામ કરતાં સ્થંભી જવાની ફરજ પાડી. પરંતુ પેટને માટે વેઠ કરનાર તે માળી કામ બંધ કરી શકયો નહિં. આનંદની લહેરમાંજ એ રાગનું અનુકરણ કરતાં પોતાના તીણા સાદે ભૈરવી લલકારતાં, કચવાતે મને ધીરે ધીરે તેણે પોતાનું કામ શરૂ કર્યું. ત્યાંથી થોડેજ દૂર આવેલા એક વૃક્ષ ઉપરથી લાલ વસ્ત્રો ધારણ કરનાર એક નાનો ફકીર પુષ્પ વિણતો હતો. ફૂલ ચુંટતાં નોબતના અવાજને પણ ઢાંકી દે એવો ભિષણનાદ તેના કાને પડયો. અચાનક આ અવાજ શાનો? આ અવાજ શાનો હશે એ તે સમજી શકયો નહિ. આશ્ચર્યમાં વધારે અટવાતો તે આ નાદ લક્ષપૂર્વક સાંભળવા લાગ્યો.

ભાવિક ભકતોનાં ટોળેટોળાં પોતાની કાયાને પવિત્ર કરવા સરિતાના નિર્મળ જળમાં સ્નાન કરવા જતા હતા. તેમાંથી એક માણસની નજરે આ ફકીર તરફ ગઈ, તેના ફકીરી વેશ ઉપરથી તેના પ્રત્યે પૂજ્ય

બુદ્ધિ ઉપજી, અને ઘરે પોતાનો બાળક માંદગીથી રીબાતો હતો તેના વિષે આ ફકીરને કંઇક પુછવાની તેને જિજ્ઞાસા થઇ. એટલામાં બીજા માણસની નજર પણ ત્યાં ગઈ. ફકીર તરફ તેણે ધારી ધારીને જોયું અને મુખાકૃતિ ફેરવી નાંખીને માથું ધુણાવ્યું.

પહેલા માણસે આ જોયું. તેણે પોતાની જિજ્ઞાસા તૃપ્ત કરવા માટે પૂછયું, "ભાઇ, તમે આ ફકીરને ઓળખતા લાગો છો. મહેરબાની કરી મને તેમની પાસે લઇ જાઓ. મેં પાંચ પીરની માનતા લીધી છે, અને કાળીને અજાનું બલિદાન આપ્યું છે પણ હજી મારો બાળક સાજો થયો નથી."

ત્રીજાએ વચમાં બોલીને આ વાત ઉડાવી દીધી, "અહા! આજે આ દુંદુભિનાદ કેવો થાય છે? શું આજે બેસતો મહીનો છે? કે આતે કાળીપુજાનો સમારંભ છે? જ્યારે આવો દુંદુભિનાદ હું સાંભળું છું ત્યારે બાદશાહ સામે યુદ્ધ કરવા માટે શસ્ત્ર સજવાનું આપણને આમંત્રણ થયું હતું તે દુઃખી દુર્ભાગી દિવસ મને યાદ આવ્યા વગર રહેતો નથી. અરે તે દિવસે કેવાં ભીષણ દુંદુભિ વાગતાં હતાં?" આ શબ્દોને અંતે દીર્ઘ નિઃશ્વાસ નિકળ્યો.

ચોથો માણસ આનો ઉત્તર આપતો હોય તેમ બોલ્યો, "અરે પણ એ કેવા આનંદી દિવસો હતા! તે વખતે દરેકના હૃદયમાં સ્વદેશાભિમાન કેવું ઉછળતું હતું! અરે તે વખતે એક શત્રુનો સંહાર કરવાને માટે અનેક માણસો મૃત્યુના મુખમાં જવાને તત્પર બનતા. અહાહા, તે લોકોને આપણે કેવા હંફાવ્યા હતા!"

પાંચમાએ પોતાના મનની વાત જણાવી, "હા હા, પણ જો તેઓ થોડા વધારે દિવસો ટકેત તો બાજી બગડી જાત અને જબરી ઉથલપાથલ થઈ જાત. એટલાં સુભાગ્ય કે તેઓ પોતેજ ચાલ્યા ગયા, નહિં તો આપણી પાસે ખોરાકી ખુટી હતી તેથી આપણે વધારે વાર

ટક્કર ઝીલી શકેત નહિ. અરે પણ આ નગારાં કેવાં ઘોર અવા-જથી વાગે છે ?"

આ વાતચિત ચાલતી હતી તેવામાં પ્રથમ બોલનારે બીજાને પૂછ્યું, "એ તો ઠીક ભાઇ, પણ તમે ફકીર સામું જોઇને તમારૂં માથું શા માટે ધુણાવ્યું ? જરૂર તમે તેના વિષે કંઇ જાણો છો, કહો કહો, તેના વિષે તમે જે જાણુતા હો તે મને કહો."

"શું તમે સોગન ખાઇને કહો છો કે તમે તે વાત ક્યાંય પણ ઉચ્ચારશો નહિં ? પ્રથમ મને વચન આપો તો કહું."

"લ્યો આ મારૂં વચન છે. પછી કંઇ ?" પહેલાએ બીજાને તાળી દઇ કોલ આપ્યો.

"જુઓ, એ કંઇ ખરો ફકીર નથી." બીજો પહેલાના કાન પાસે પોતાનું મ્હોં રાખી બહુજ ધીમા અવાજે બોલ્યો, "એતો શાહજાદો **સાહેબુદીન** છે. કોઈ તેને ઓળખી શકે નહિ એટલા માટે તેણે આવો વેષ ધારણ કર્યો છે, સમજ્યા !"

સાંભળનાર આવી અણધારી વાત સાંભળી દિગ્મૂઢ બન્યો, પોતે આપેલું વચન ભુલી ગયો, અને તેના મુખમાંથી ઉદ્ગાર નિકળી પડયો, "હેં શાહજાદા **સાહેબુદીન** ? આપણા નવા સુલ્તાનના ભત્રીજા ?"

થયું ! ભરમ ફુટી ગયો, ભેદ ભાગી ગયો. જે વાત છુપી રાખવાની હતી તે જાહેર થઈ ગઈ. મોટેથી ઉચ્ચારાયલા શબ્દો ત્યાં ઉભેલા બીજા માણુસોના કાને પડયા, અને તે વાત ચર્ચાની બાબત થઈ પડી. એક જણુ બોલ્યો, "એમ કેમ બને ? શું એને એના કાકાએ મારી નાંખ્યો નથી ?"

"ના. સુલ્તાને પોતાના સાત ભાઇઓને કત્લ કરાવી નાંખ્યા છે, અને એટલેથી તૃપ્ત ન થતાં તે આ છોકરાનું રૂધીર પીવા તત્પર બન્યો છે. ચારે દિશામાં તેની તપાસ ચાલી રહી છે. **સાહે-**

શુદીનના નશીબ એટલા પાધરા કે તે સહીસલામત નાસી છુટયો છે, અને આપણા રાજાસાહેબનો આશ્રય લઈ બેઠો છે.” આ બોલનાર સર્વ વાત જાણતો હોય તેમ તેના બોલવા ઉપરથી વ્યક્ત થતું હતું.

“અહો, તમે તો સઘળી બીના જાણતા લાગો છો. ભલા તમે આ બધી વાત ક્યાંથી જાણી?”

“મારી સ્ત્રી અધિકારી ઠાકોરની પત્નિની દાસી છે, તેણે તેની શેઠાણી પાસેથી આ વાત સાંભળી હતી, અને વાતવાતમાં મને બધું કહી દીધું. મારી તો ખાત્રી છે કે એ વાત સત્ય હોવી જોઇએ.”

“ત્યારે તો આપણું આવી બન્યું. અરે ભાઇઓ, આપણા તો બાર વાગ્યા સમજવા. આ નગારા વાગે છે તે જરૂર આપણને યુદ્ધ માટે સજ્જ થવાનું આમંત્રણ આપતા લાગે છે. કનૈયા સરદાર, તમે યુદ્ધ કરવાને બહુજ ઉત્સુક હતા. ચાલો ત્યારે યુદ્ધ વણમાગ્યું તમારી તરફ આવે છે. અફસોસ, પાછી લોહીની નીકો રેડાતી જોવાનો વખત આવી લાગ્યો!”

ઘરે મંદવાડને ખાટલે સુતેલા બાળકનો વિચાર જેના મનમાં રમી રહ્યો હતો તે પ્રથમ બોલનાર માણસે કહ્યું, “પણ યુદ્ધ કરવા જશે કોણ? મારો એક દીકરો તો મૃત્યુ પામ્યો છે અને તેની માતા પણ તેની પાછળ ઝુરીઝુરીને મરણશરણ થઈ છે. બીજો દીકરો તો મરણપથારીએ પડેલો છે. ત્યારે હવે લડનાર કોણ બાકી રહ્યું?”

“તમે તો ઘેલા બની ગયા લાગો છો. ગાડા નીચે ચાલનાર કુતરાની માફક બધો ભાર તમારા ઉપરજ જાણો છો. શું તમારી સ્ત્રી અને પુત્રો વિના રાજાસાહેબ લડી શકશે નહિ? શું તમારા બે પુત્રો સિવાય બીજા જોઇએ તેટલા માણસો આપણા દેશમાં પડ્યા નથી?”

“હશે ભાઇ હશે, તમને બહુ હોંશ હોય તો તમે લડયા

કરજો. અમે તો મહારાજા પાસે જઈશું અને અમારી નમ્ર સલાહ આપીશું. એક માણસની જીંદગી બચાવવાને ખાતર કંઇ હજારો માણસોનો જીવ જોખમમાં નખાય નહિં. મહારાજા સાહેબ સાહેબુદીનને સુલ્તાનના હવાલે કરે એટલે પત્યું."

"જાઓ, જાઓ, મારા સાહેબ, તમે પણ દોઢડાહ્યા લાગો છો. જાણે તમારામાંજ ડહાપણનો ભંડાર ભરેલો છે. શું તમારી સલાહ ઉપર રાજા ધ્યાન આપશે ?"

"અરે રાજાસાહેબ નહિ સાંભળે તો રાજમાતા પાસે અરજ ગુજારશું. જ્યારે તે પુજા કરવા માટે નદીએ આવશે ત્યારે આપણે તેના પગ પાસે પડશું અને વિનવશું કે 'રાજમાતા, અમારૂં રક્ષણ કરો, અમને બચાવો, કાંતો અમને તમારૂં શરણ આપો, નહિં તો અમારા દેહ ઉપર પગ મુકીને ચાલ્યા જાઓ અને હમણાંને હમણાંજ અમારો નાશ કરો."

"ભાઈ પણ એટલું તો ચોક્કસ માનજો કે જો એક વખત આ શાહજાદો બાદશાહના હાથમાં સપડાયો તો જરૂર તેનું મોત થવાનું. આ નાદાન બાળક ઉપર બાદશાહને બીલકુલ દયા આવવાની નહિં હો !"

"બાદશાહનું નામજ જવા દોને. આપણા મહારાજા સાહેબ કેવા ભલા છે ! એ તો કેવળ દયામૂર્તિ છે. જાણે સાક્ષાત યુધીષ્ટરનો અવતાર !"

આવી રીતે જે વાત છૂપી રાખવાની હતી તે જાહેર થઇ ગઈ. ફકીર કોણ છે તે સર્વના જાણવામાં આવી ગયું, અને ચર્ચાનું સ્વરૂપ પણ લંબાયું. मुंडे मुंडे मतिर्भिन्नः કપાળે કપાળે જુદી મતિ હોવાથી સર્વ પોતપોતાની બુદ્ધિ પ્રમાણે અવનવા તરંગો ઉઠાવવા લાગ્યા, અને ભવિષ્યને માટે અનેક પ્રકારના તર્કવિતર્કો બાંધતા માણસો સ્નાન સંધ્યાદી કર્મથી કાયાને પવિત્ર કરવા સરિતાઘાટ તરફ વિખરાઈ ગયા.

## પ્રકરણ ૩૬ મું.

## ધર્મસંકટ—સુડી વચ્ચે સોપારી.

"Uneasy lies the head that wears the crown."

સ્વાર્થસાધુ કુતૂબે ગ્યાસુદીનને આપેલા વચન મુજબ સુલ્તાનના બંધુઓને યમસદન પહોંચાડયા હતા. માત્ર સુલ્તાનનો ભત્રીજો શાહજાદો સાહેબુદીન સુભાગ્યે નાસી છુટયો હતો. કુતૂબે અનેક સ્થળોએ તેની તપાસ કરાવી, પણ તેનો પત્તો મળ્યો નહિ. જ્યાં સુધી તેના મૃત્યુના ચોક્કસ સમાચાર મળે નહિ ત્યાં સુધી સુલ્તાનને કળ વળે તેમ ન્હોતું. કોઈ પણ વખતે તે પોતાના માર્ગમાં કંટક સમાન નિવડશે અને બળવો જગાડશે એવો ભય સુલ્તાનના પાપી હૃદયને કોરી ખાતો હતો. કુતૂબ તેનું ઓસડ કરવાની તજવીજ-માંજ હતો.

શાહજાદો સાહેબુદીન ક્યાં હશે? શું દિનાજપુરમાં ફેલાયલી અફવા સત્ય હશે? પ્રજાજનોના તર્કો ખોટા ન્હોતા. ગણેશદેવે સાહેબુદીનને આશ્રય આપ્યો હતો. ક્ષત્રિયપુત્રો પોતાનું વચન કદી પણ તોડતા નથી, અને જેને શરણ આપ્યું તેને માટે પોતાનો નાશ થતો હોય તો પણ શરણાંગતનું પાલન કરવામાં તેઓ કદી પાછા પડતા નથી એ સાહેબુદીન સારી રીતે જાણતો હતો, અને તેથીજ તેણે ગણેશદેવ જેવા શૂરવીર રાજાનો આશરો શોધ્યો હતો. પરંતુ વાત છુપી રાખવાની હતી. ગણેશે આ બાબત ગુપ્ત રાખવાની સઘળી સાવચેતી રાખી હતી, પરંતુ વા વાત લઇ જાય તેમ રણવાસમાંથી દાસીદ્વારા વાત ફેલાણી. સ્ત્રીનું સાંકડું પેટ આવી છુપી વાત ક્યાંથી જીરવી શકે? બીજાને કાને વાત ગઈ એટલે ત્રીજાએ તે જાણીજ

છે એવો સામાન્ય નીયમ છે, અને તેમાં પણ જે વાત ખાસ છુપી રાખવાની હોય એ તો જરૂર બહાર પડવાનીજ.

ચુગલીખોર વા આ વાત છેક ગ્યાસુદીન સુધી લઇ ગયો. તેણે કુતૂબને આ વાત જણાવી અને પોતાના માર્ગમાં કંટક સમાન એ બાળકને પોતાની હજુરમાં પકડી લાવવા અથવા તો કોઈ પણ રીતે તેનો નાશ કરવાની ઇચ્છા દર્શાવી. રજપૂત રાજાની શીતળ છાયામાં રહેલો શાહજાદો જ્યાંસુધી તેના રક્ષણમાંજ રહે ત્યાંસુધી તેનો નાશ કરવો એ કાર્ય અશક્ય હતું. સિંહના આશ્રયમાં આવેલું બકરીનું બચ્ચું જયાં સુધી સિંહની નજર નીચે હોય ત્યાં સુધી તેનો શિકાર કરવો એ જીવનું જોખમ ખેડવા જેવુંજ થાય, પરંતુ એ બચ્ચાંને સિંહથી જૂદું પાડયા પછી ધાર્યું કરી શકાય; આ વાત કાર્યકુશળ કુતૂબના લક્ષ બહાર નહોતી. શાહઝાદાને ગણેશદેવ પાસેથી કેવી રીતે મેળવવો તેના વિચારમાં તે પડયો. સામ કે દામથી ગણેશ પોતાનો આશ્રય ધરનારને હડસેલી મુકે એ 'ન ભુતો ન ભવિષ્યતી' જેવું હતું. છેવટનો ઉપાય દંડ અજમાવવો, બળજોરથી શાહજાદાને મેળવવો, અર્થાત ગણેશને યુદ્ધ કરવાનો ભય બતાવી પોતાનું કામ કાઢી લેવું એવો તેણે નિશ્ચય કર્યો અને પોતાનું લશ્કર સાથે લઇને તે દિનાજપુર તરફ ઉપડયો.

સરિતાકિનારે સ્નાન કરવા જતાં જનસમુહને કાને જે ભિષણ નાદ પડયો હતો તે નાદ કુતૂબના સિપાઇઓ દિનાજપુર તરફ કુચ કરતી વખતે જે નગારાં વગાડતાં હતા તેનો હતો.

આ ધ્વનિ ગણેશની કર્ણેંદ્રિયમાં પ્રવેશ પામ્યા વગર રહ્યો નહિ. યવન સમૂહના આગમનનું કારણ તે સમજી ગયો. 'આવા આડંબરથી લશ્કર સહિત આવવાનું કારણ માત્ર એજ હોવું જોઇએ કે પોતાની સત્તાનો ભય બતાવી શાહજાદાને લઇ જવો' એ વિચાર રાજાના મસ્તકમાં ઉત્પન્ન થતાં સ્વાભાવિક પ્રશ્ન ઉપસ્થિત થયો કે

શું શાહજાદાને શત્રુના હાથમાં સોંપી દેવો ? આનો જવાબ–નિશ્ચયાત્મક જવાબ મળે તે અગાઉ અનેક વિચારો તેના મનને ડગમગાવવા લાગ્યા. “ મારી કલ્પના સત્ય હોય, કુતૂબ જો શાહજાદાની પ્રાપ્તિ અર્થેજ આ કપટકળા રમી રહ્યો હોય તો મારે શું કરવું ? પ્રશ્ન બહુ મહત્વનો છે. શાહજાદાને સોંપી દેવામાં મારી નિર્બળતા વ્યક્ત થવાનો–મારા ક્ષાત્રત્વને કલંક લાગવાનો અને વિશ્વાસઘાતની મહાહત્યાનો ભોક્તા બનવાનો સંભવ છે. તેને ન આપવામાં સુલ્તાન જેવી મહાન સત્તાનો અનાદર કરવાથી જીવ અને સત્તા બંનેની હાનિ છે. ખરેખર મારી સ્થિતિ અત્યારે સુડી વચ્ચે સોપારી જેવી છે. કુતૂબ, કુતૂબ, તું પણ જબરો કળાબાજ કપટી અને કુટીલ છે ! સાત સાત ભાઇઓના ખુન કરાવી નિર્દોષ રાજવંશી રત્નોનું રક્ત રેડાવી શું હજી પણ તને તૃપ્તિ થતી નથી કે આવા સુકોમળ ફુલ સમા શાહજાદાનો વિધ્વંસ કરવાને આવી કપટજાળ ફેલાવી રહ્યો છે ? હશે, તારે કરવું હોય તે ખુશીથી કર. તું ગમે તેટલા ઉપાયો યોજીશ તો પણ ધાર્યું તો ધરણીધરનુંજ થશે. કહ્યું છે કે ‘ભલે જન કોટિ પ્રયત્નો કરે, થશે ધાર્યું જે ધરણીધરે.’ અરે, પણ મારે શું કરવું ? ઇશ્વર ઉપર આધાર રાખી આમ નિરૂદ્યમી બેસી રહેવું ? ના, ના, તેમ કરવાથી તો મને અને શાહજાદાને બંનેને હાનિ થશે, અને કુતૂબ મારી બેદરકારીનો લાભ લઈ જશે. શાહજાદાને આશ્રય આપ્યો છે તો હવે અંત સુધી તેનું રક્ષણ કરવું એ મારૂં પરમ કર્તવ્ય છે. હા, પણ તેમ કરતાં અનેક પ્રજાજનોનો વૃથા સંહાર અને રાજ્યની પાયમાલી થવાનો ભય રહે છે. આ બાબતમાં શું કરવું તેનો ચોક્કસ નિર્ણય પૂજ્ય યોગિનીની સલાહ લીધા પછીજ કરવો ઉચિત છે.

ગણેશ યોગિની પાસે ગયો, તેને સર્વ હકીકત નિવેદન કરી, અને પોતાના મુંઝાયલા મનને યોગ્ય માર્ગ સુઝાડવા વિનંતી કરી. યોગિની આ વાત જાણવા પામી હતી, તેણે ગમે તે હાનિના ભોગે શરણાંગતનું રક્ષણ કરવાની સલાહ–સલાહ નહિ પણ આજ્ઞા આપી.

રાજમાતાના વિચારો ભિન્ન પ્રકારના હતા. તેનું કહેવું :
હતું કે 'રાજાનું પ્રથમ કર્તવ્ય પોતાના રાજ્ય અને પ્રજાનું
સંભાળવાનું છે, અને એ કર્તવ્ય પ્રદેશમાં કોઇ આડખીલી સ
થઇ પડતો હોય તો તેને દૂર ખસેડી મુકવો જોઈએ, અર્થાત્ શ
જાદા સાહેબુદીનને તરતજ કુતૂબને હવાલે કરવો જોઈએ.'

ગણેશનું ક્ષાત્રહૃદય પોતાની માતાના આવા નિર્માલ્ય વિચ
સ્વીકારી શક્યું નહિં. એ વિચારો ન્યાય અને મનુષ્યત્વને ક
લગાડનારાં હતાં. પોતાને સિકંદરશાહે બંદીવાન બનાવ્યો હતો
શાહજાદા સાહેબુદીને તેને કેદમાંથી મુક્ત કર્યો હતો. શું એ અ
સહાયના બદલા તરીકે તેને રક્ષણ આપવાની પોતાની ફરજ ન્હો
ભવિષ્યના પેટમાં શું સમાયું છે તે કોઈ જાણી શકતું નથી. પરિ
શું આવશે તે અચોક્કસ હતું. ત્યારે શું જે જીવનનું રક્ષણ ક
પોતે વચનથી બંધાયેલ છે, તે જીવનનો માત્ર પરાજયના અચો
ભાવિ ભયથી ડરી જઇ ભોગ આપવો ? તે એટલો બધો કૃત
બની શક્યો નહિ. પોતાના અંતરાત્મા વિરૂદ્ધ તે જઇ શક્યો
એક રાજા તરીકે તેણે વચન આપ્યું હતું, અને પરિણામ ગમે
આવે તો પણ તે વચન તેણે પાળવું જ જોઇએ. ગણેશના મ
આવા વિચારો ગુંચવાયા કરતા હતા.

શક્તિનું દુઃખી ભવિષ્ય ગણેશના સ્મરણમાંથી હજી ભું
ગયું ન્હોતું અને એ બાબતમાં પોતે જવાબદારીમાંથી મુક્ત
નથી એવા પડઘાઓ તેના અંતરમાં ગર્જના કરી રહ્યા હતા.
એકલી અટુલી નિરાધાર અબળા જ્યારે તેના રક્ષણની ભિક્ષા મા
હતી ત્યારે તે જગતના વિચારોને આધીન થવા જેટલો નિ
બન્યો હતો એવો ધ્વનિ તેના અંતરમાં વારંવાર ઉત્પન્ન થતો,
કદાચ યુદ્ધ કરવાનો પ્રસંગ આવી પડે તો પણ દ્રઢાગ્રહી બ
શાહજાદાનું રક્ષણ કરવાથી એક અશરણ અબળાને દુર્ભાગ્ય

ધીકકેલી મુકવામાં જે પાપ કર્યું હતું તેનું પાયશ્ચિત મળશે એવું સૂચન કરતો. એક વખત ભૂલ થઈ એટલું જ બસ હતું. બીજીવાર ભૂલ કરવાની તેની ઇચ્છા ન્હોતી. સાહેબુદીને તેનું શરણુ શોધ્યું હતું, એટલે હવે તેનો ત્યાગ થઈ શકેજ નહિ. તેનું રક્ષણુ કરવા જતાં યુદ્ધ થાય, અને યુદ્ધમાં પોતાનો વિનિપાત થાય તો પણુ તેથી શક્તિનો છળ કરવામાં લાગેલા પાતકનું પ્રાયશ્ચિત થાય તેમ હતું !

વિચારમાળા અન્ય દિશામાં ફરવા લાગી. રાજ્યકર્તાના પાપને લીધે દુઃખી થતાં નિર્દોષ પ્રજાજનોનો પોકાર પોતાની કર્ણેંદ્રિયમાં પ્રવેશતો હોય તેવી તેને ભ્રાંતિ થઇ. શુદ્ધ નિર્મળ હૃદયના રાજાને કયો માર્ગ ગ્રહણુ કરવો તે સુઝયું નહિ. અંતે અનેક વિચારો પછી તેણે પ્રૌઢ વિચારના વ્યવહાર કુશળ અને કાર્યદક્ષ અગ્રેસરોને એકત્ર કરી તેમની સલાહ લેવાનો અને એ રીતે લોકમત જાણુવાનો નિશ્ચય કર્યો.



## પ્રકરણ ૩૭ મું.

## અનાથનું રક્ષણ.

Cease to consult, the time for action calls,
War, horrid war, approaches to your walls.

ગણેશના આમંત્રણને અનુસરી રાજ્યના અગ્રેસર ગણાતા સરદારો, સામંતો, અમલદારો અને પ્રજાજનો એકત્ર થયા. સર્વ હાજર થતાં ગણેશ સિંહાસન ઉપરથી ઉઠયો, મ્યાનમાંથી તરવાર કાઢી તેને પ્રણામ કર્યા, અને બોલ્યો, " મારા વફાદાર સેવકો અને રાજભક્ત પ્રજાજનો, ઈશ્વિર કૃપાથી આપણા ઉપર ઘેરાયલાં અનેક સંકટ વાદળો દૂર થયાં છે, પરંતુ હમણાં એક અણધારી આફત આવી પડી છે, અને એ આફત નિવારવાના ઉપાયો યોજવા માટેજ મેં તમને અહિં એકત્ર કર્યા છે. સુલ્તાન ગ્યાસુદીનને પોતાના સાતસાત ભાઇઓનાં ખુન કર્યા છતાં પણ હજી કળ વળતી નથી. પોતાના રાજ્યકુટુંબનું એકપણ માણસ જીવતું રહે તો કોઈ દિવસ રાજ્યલોભથી પોતાને આપત્તિમાં લાવી મુકે એવો તેને ભય રહે છે, અને તેથી પોતાના ભાઈના અવશેષ રૂપી પોતાના ભત્રીજાના—પોતાના સહોદરના સ્મારક રૂપી શાહજાદા સાહેબુદીનના જીવનનો અંત આણવાની તેની અધમ ઇચ્છા થઈ છે. તમારાથી છાની એક વાત મારાથી બની ગઈ છે અને તે અત્યારે હું સર્વ સમક્ષ પ્રકટ કરૂં છું. મેં એ શાહજાદાને તેની વિનવણીથી આશ્રય આપ્યો છે, અને તેથીજ અત્યારે મારી સ્થિતિ 'સુડી વચ્ચે સોપારી' જેવી બની છે. શાહજાદાને શત્રુને હવાલે સોંપતા આપણા પવિત્ર શાસ્ત્રોએ બતાવેલા શરણાંગતધર્મનો ભંગ થાય છે. તેને આશ્રય આપવાનું ચાલુ રાખતાં આપણે માથે ભય વાદળ ચડી આવવાનો સંભવ છે. તેમ થાય તો

યુદ્ધ થવાનો અને પ્રજાનો વૃથા કચ્ચરઘાણ વળવાનો ભય છે. શું કરવું તેનો નિર્ણય હું કરી શકતો નથી. એ કામ તો હું તમનેજ સોંપું છું."

સભાજનો શાંતિપૂર્વક સાંભળી રહ્યા હતા. ગણેશનાં વચનો બંધ પડતાં કેટલાક સભાજનો બોલી ઉઠયા. "ઘણી ખમા મહારાજાધિરાજને! આપ તો અમારા પ્રભુ છો. આપનો વિચાર તે અમારોજ વિચાર. આપ જે નિર્ણય કરો તેજ અમારો નિર્ણય. જય ગૌબ્રાહ્મણપ્રતિપાલની જય! આપ પ્રજાહિતવત્સલ છો. રાજા અને પ્રજા વચ્ચે પિતા પુત્રના જેવો સંબંધ હોવો જોઈએ. આપની આજ્ઞા અમારે શિરસાવંદ્ય છે. આપના મુખમાંથી નિકળતા શબ્દો ઝીલી લેવા અમે સદાય તત્પર છીએ. આપનો જે નિર્ણય તેજ અમારો નિર્ણય!"

વફાદારી ભર્યા આ ઉદ્દગારો શાંત પડતાં એક સરદાર ઉભો થઇ મેદનીમાંથી આગળ નિકળી આવ્યો અને ગંભીર પરંતુ સ્પષ્ટ સ્વરે બોલ્યો, "મહારાજાધિરાજ, આપ દયાળુ છો, ન્યાયી છો, અમારા વિચારો જણાવવાની આપ અમને છુટ આપો છો તો મારા બન્ધુઓ અને મારા પોતાના હિતને ખાતર મને બે વચનો કહેવા દો. શાહજાદા સાહેબુદીન નિરાશ્રીત છે, તે આપને શરણે આવ્યા છે, ન્યાય દૃષ્ટિથી તેને આશ્રય આપવો એ કર્તવ્ય છે; પરંતુ તે સાથે એક બીજું મહત્વનું કર્તવ્ય આપને શિરે છે અને તે પ્રજાપાલન! ગયા યુદ્ધમાં સહન કરેલાં સંકટો હજી વિસારે પડયાં નથી. એક પરદેશીને લીધે દેશને દુઃખમાં ડુબાવવો અને પ્રજાનાં સેંકડો પુત્રોનું બલિદાન આપવું એ શું યોગ્ય છે?"

ત્યાં જામેલી ઠઠમાંથી ચારે દિશાએથી કંઇ કંઈ ઉદ્દગારો નિકળવા લાગ્યા, "પ્રભુ અમારા રાજાધિરાજને દીર્ઘાયુ આપે અને તેઓ પ્રજાનું પાલન કરે. એક પરદેશીને ખાતર પ્રજાનો સંહાર સંભવે

નહિ.........આપનો કીર્તિધ્વજ અધિકાધિક ફરકો, આપને માટે અમે મરવાને પણ તૈયાર છીએ. આપને માટે ધડથી માથાં જુદાં થાય તેની અમને પરવા નથી, પરંતુ એક મુસલમાનને ખાતર અમારી જીંદગી શા માટે જોખમમાં નાખવી જોઈએ ?"

એક વૃદ્ધ સામંત ઉભો થઇને બોલ્યો, "મહારાજાધિરાજ, મેં ગયા યુદ્ધમાં મારા ચાર પુત્રોનો ભોગ આપ્યો છે, અને હવે માત્ર એકજ પુત્ર ઉપર આધાર છે. હું વૃદ્ધ છું, વળી અંધ છું એટલે અશક્ત છું, તો પણ જો આપની આજ્ઞા થશે તો તે પણ યુધ્ધે ચડશે અને લડશે, અને હું મારી વૃદ્ધાવસ્થામાં પણ પુત્રનો વિયોગ આનંદસહિત સહન કરી લઇશ. મહારાજા સાહેબ, મારા પુત્રને માટેજ હું આમ કહેતો નથી, મારા જેવા અનેક વૃદ્ધ માબાપોને વિના પ્રયોજન પુત્રવિયોગનું દુઃખ ખમવું પડશે."

અંતે આમ એક પછી એક અંતરના ઉભરા ખાલી થતાં શાંતિ ફેલાઇ. રાજા પુનઃ આસન ઉપરથી ઉઠયો અને બોલ્યો "પ્રિય પ્રજાજનો, તમારાં વચનો મેં સાંભળ્યાં છે, તમારૂં કથન સત્ય છે. પિતાનો એ ધર્મ છે કે પોતાનાં સંતાનના હિતનો વિચાર પ્રથમ કરવો. પરંતુ તે સાથે ન્યાય, નીતિ અને ધર્મનો માર્ગ બતાવવો એ પણ કર્તવ્ય છે. સંકટ સમયમાં તનમનથી સહાય કરનાર એક મિત્રને તેના આપત્કાળમાં સહાય આપવાની ના પાડવામાં મારી અને તમારી કીર્તિને કલંક છે. શાસ્ત્રો અપકારનો બદલો ઉપકારથી વાળવા ઉપદેશે છે. તેને બદલે ઉપકારનો બદલો અપકારથી આપવાનો અપવાદ આપણે શિરે આવશે. તમને સુવિદિત છે કે સુલ્તાન સિકંદરશાહે સન્ધિપત્ર ઉપર સહી કરવાના બહાને પોતાના દરબારમાં મને બોલાવી કપટજાળમાં ફસાવ્યો હતો તે સમયે અઝીમખાંએ આપણા બે સૈનીકો સાથે એ સમાચાર આપણી છાવણીમાં કહેવરાવ્યા હતા. એ વખતે મને મુક્ત કરનાર આ શાહજાદો સાહેબુદીનજ હતો. આમ છતાં હું

તેનો ત્યાગ કરી તેને દુર્ભાગ્યવશ બનાવું તે કાર્ય કીર્તિવાન મનુષ્યને છાજતું ગણાશે? આપણે નગુણા અને વિશ્વાસઘાતી નહિં ઠરીએ? તમારા સુખ, તમારી કીર્તિ અને તમારી નીતિના રક્ષણ માટે મારો પ્રાણ આપવો પડે તો પણ હું કેટલી ખુશીથી તેમ કરેત! મને દુઃખ માત્ર એટલુંજ થાય છે કે એક ન્યાયી કાર્યને માટે મારી સાથે તમારી જીન્દગીનો પણ ભોગ આપવો પડશે. મારે લીધે તમો લડો છો એમ માનવાનું નથી, પરંતુ ધર્મ અને કર્તવ્યપાલન માટે તમે યુદ્ધ કરો છો એમ સમજવાનું છે. શાહજાદા પરધર્મી છે એ વિચાર આપણે કરવાનો નથી. આપણે તો આપણી કીર્તિ સામે જોવાનું છે. આ યુદ્ધ ધર્મયુદ્ધ થશે, કારણકે તેમાં નિર્દોષ અને નિર્બળ મનુષ્યોને સહાય મળશે. મિત્રતાનો મિત્રતાથી બદલો અપાશે, અને મને અણીને વખતે મળેલી સહાયનું રૂણ ફેડી શકાશે. આ યુદ્ધમાં થયેલું મૃત્યુ પણ આપણી ભવિષ્યની પ્રજા માટે અનુકરણીય આદર્શ રૂપ અને ભાવિકાળ માટે શાન્તિ ફેલાવવાના માર્ગદર્શક રૂપ થઇ પડશે. મનુષ્ય માત્રને એક વખત તો મરવાનું છેજ, તો પછી આવા વ્યાજબી કારણને લીધે કર્તવ્યપાલન માટે આ ક્ષણભંગુર દેહ અર્પણ કરતાં શા માટે પાછી પાની કરવી જોઇએ?"

શ્રોતાઓના હૃદયમાં રાજાના આવા ધર્મયુક્ત, નીતિયુક્ત અને શૌર્યયુક્ત ઉત્તેજીત શબ્દોથી વીરરસ રેડાયો. મેદનીમાંથી ઉદ્ગારો નિકળવા લાગ્યા, "મહારાજાધિરાજનો જય! આ તો સાક્ષાત ધર્મરાજાનો—યુધિષ્ટિરનો અવતાર છે!"

"અમે તેમને માટે યુદ્ધમાં ઝઝુમશું."

"અમે આ ધર્મયુદ્ધમાં અમારા પ્રાણ સમર્પણ કરીશું."

"આપ દીર્ઘાયુ બનો—આપનો વિજય થાઓ."

ઉત્તેજીત બનેલા લોકસમુહમાંથી આવા આવા ઉદ્ગારો નિક-

ળવા લાગ્યા ગરમ થતા દૂધનો ઉભરો એકદમ ઉપસી આવી પાછો તરત સમાઇ જઇ શાંત થઈ જાય છે તેમ તેઓનો આવેશ સમાતાં શાન્તિ ફેલાઇ, અને રાજાને પુનઃ બોલવાનો પ્રસંગ મળ્યો.

"મારા પ્રજારત્નો! તમારા માથાનો એક વાળ પણ વૃથા વાંકો થવા નહિ દઉં એ ખાત્રીપૂર્વક માનજો. ચાલે ત્યાં સુધી લોહીની નીકો વ્હેવડાવવી એ આપણો ઉદ્દેશ નથી. બનશે ત્યાં સુધી તો આપણે શાન્તિ જાળવી રાખવાનો યત્ન કરીશું, પરંતુ બાજી હાથમાં નહિજ રહે તો પછી ભાવિને આધીન થઇ રક્ષણનો માર્ગ ગ્રાહ્ય કર્યા વિના છુટકો નથી. પ્રથમ હું શાહજાદા સાહેબુદીનને ક્ષમા બક્ષવા માટે સુલ્તાન સાથે વાતચીત ચલાવીશ, એટલુંજ નહિં, પરંતુ શાહજાદો કંઇ પણ તોફાન ન મચાવે એટલા માટે હું તેનો જામીન થઇશ, અને કોઇ દૂરના પ્રાંતમાં તેને સુબેદારી આપી આડકતરી રીતે દૂર રાખવાની સૂચના કરીશ. મારી આ સૂચનાઓનો અનાદર થશે, સુલ્તાન મારી માગણીનો અસ્વીકાર કરશે તોજ હું તેની સાથે યુદ્ધમાં ઉતરીશ. ત્યાં સુધી તો નહિંજ."

પુનઃ ધીરી ધીરી વાતો ચાલી, અને 'એ શાહજાદા ઉપર વિશ્વાસ કેમ રખાય? એ પણ જાતનો મુસલમાન અને સુલતાનનો ભત્રિજો! કાલે ઉઠીને વચનભંગ કરે અને બખેડો જગાડે તો? જામીન બનવાનું જોખમ તે વખતે કેવું ભયંકર થઇ પડે?' આવા આવા પ્રશ્નો અંદર અંદર પૂછાવા લાગ્યા.

ગણેશે તેનો પણ ફડચો કર્યો, "તે બાબતમાં તમે નિશ્ચિંત રહો. મેં એ રત્નની પુરી પરીક્ષા કરી છે અને મને ખાત્રી છે કે તે ખાનદાન કુળવાન પ્રતિષ્ઠિત માણસ છે, વિશ્વાસજનક છે, જે કાર્યની પાપમાં ગણના થાય તે કાર્ય કરતાં તે ડરે છે. વિશ્વાસઘાત એ પણ મહાપાપ છે અને તેને હાથે તે થાય એ અસંભવિત છે. મારૂં હૃદય સાક્ષી પૂરે છે કે એ વિશ્વાસનો ભંગ તે નહિ કરે, કોઇ વખતે બાદશાહ

વિરૂદ્ધ બંડ નહિ કરે. પરંતુ જો સુલ્તાનના મૃત્યુ પછી તે રાજ્યાસન પ્રાપ્ત કરવાની આકાંક્ષા કરે તો તો હું જો જીવતો હોઉં તો અવશ્ય તેને તન મન ધનથી સહાય કરૂં!"

જનસમૂહમાં આ શબ્દોથી શાન્તિ અને સંતોષ ફેલાયાં. રાજાના વિચારને તેઓ સમ્પૂર્ણ અનુમોદન આપતા હોય તેવા ઉદ્દગારો નીકળવા લાગ્યા અને રાજાની ધર્મપરાયણતાની પ્રશંસા કરતાં માણસો વિખરાઈ ગયા.

મધ્યાન્હનો સમય થયો. પ્રભાકર પોતાની ઉગ્ર રશ્મીઓથી પૃથ્વીને, પૃથ્વીના મનુષ્યોને, પશુ પક્ષિઓને, ઝાડ પાનને અકળાવી મુકતો હતો. આ સમયે ગણેશે પોતાના વિચારો કુતૂબને જણાવ્યા, અને પોતાની સૂચનાઓ રજુ કરી.

કુતૂબને આ વાતો બાળકના હૃદયમાંથી નિકળી હોય તેવા જણાઇ. કંઇક અટ્ટહાસ્યની સાથે તેના ચ્હેરા ઉપર ઉગ્ર કોપ છવાયલો જણાયો. ક્રોધાવેશમાં પોતે મહારાજા સાથે બોલે છે તેનું ભાન પણ તે ભુલ્યો, અને મનને ફાવે તેમ બોલવા લાગ્યો,"જાણ્યું તમારૂં ડહાપણ. અમારે એવી સૂચનાઓ સાંભળવી નથી. તમારી દરખાસ્તો સાંભળવા કે તમારો ઉપદેશ લેવા હું અહીં આવ્યો નથી. હું તો ધાર્યું કામ પાર પાડવા આવ્યો છું. મારે લાંબી માથાકુટ સાંભળવી નથી. ટુંકુંને ટચ એટલુંજ કહેવાનું છે કે શાહજાદા સાહેબુદ્દીનને કંઇપણ ગરબડ કર્યા વગર હમણાંને હમણાંજ અમારે હવાલે કરો. આવું ઉદ્ધત વર્તન તમને ભારે પડી જશે. મુંગામુંગા શાહજાદાને સોંપી દ્યો, નહિ તો અન્જામ બુરો આવશે, તમારી રૈયત, તમારો દેશ અને તમારો જાનમાલ સઘળું ખેદાનમેદાન થઇ જશે. બોલો, શો વિચાર થાય છે? તમારા પોતાના લાભની વાત કંઈ સમજાય છે?"

"થવાનું હોય તે ભલે થાય. તમારી મરજીમાં આવે તેમ કરવા

તમે મુખત્યાર છો. તમારાથી જે થાય તે ખુશીથી કરી લેજો, પરંતુ એટલું તો યાદ રાખજો કે શાહજાદાને મેળવવા પહેલાં પ્રથમ તમારે મારો પ્રાણ લેવો પડશે. જ્યાં સુધી આ ક્ષત્રિયપુત્રના દેહમાં પ્રાણ છે, જ્યાં સુધી આ નસોમાં રાજપુત લોહી વહે છે, ત્યાં સુધી તમે શાહજાદાને મેળવવા નહિં પામો, તમારી મુરાદ પાર નહિ પાડી શકો. "

છંછેડાયલો કુતૂબ પોતાનું ધાર્યું કરવા ધુનમાં ને ધુનમાં આંખોમાંથી અગ્નિ વરસાવતો મનમાં બબડતો, અને ક્ષત્રિયપુત્રને શ્રાપ આપતો ત્યાંથી ચાલ્યો ગયો.



## પ્રકરણ ૩૮ મું.

# મનુષ્ય ધારે છે શું અને ઈશ્વર કરે છે શું ?

'મ્હારે મન કંઈ ઓર છે, કર્તાને મન ઓર—'

શાહજાદાને સહાય કરવામાં પોતે ન્યાયને પંથે વિચરતો હતો એવી ગણેશદેવની દૃઢ માન્યતા હતી. ભવિષ્યમાં શું થશે, યુદ્ધનો અંત કેવો આવશે તેની ચિન્તા કરવાની તેને દરકાર ન્હોતી. જુલ્મ અને અન્યાયને અટકાવવો, અને તેમ કરવામાં જીવન સર્વસ્વનો ભોગ આપવો એ તેનો અમૂલ્ય સિદ્ધાંત હતો. તેમ કરવા જતાં લોહીની નદી વહે તોપણ જીવનનું સાર્થક થવા જેવું હતું.

પ્રજાજનો વીખરાઇ જતાં તે રાજમહેલમાં ગયો. જે આનંદ અને જે ઉલ્લાસથી તે હમેશાં અંતઃપુરમાં પ્રવેશ કરતો તે આજે ન્હોતાં. ભવિષ્યમાં બનનાર બનાવોના વિચારોજ તેના મસ્તકમાં ચાલ્યા કરતા હતા.

અંતઃપુરની અધિષ્ઠાત્રી—રણવાસની રાણી નિરૂપમા પોતાના પ્રિયતમને ભેટવા આતુર થઇ રહી હતી. ગણેશ આવતાંજ વૃક્ષને વેલી વિંટાઇ વળે તેમ વ્યાકુળ વલ્લભા વ્હાલમને વળગી પડી. તેના આલિંગનનો સત્કાર કરતાં ગણેશે તેના ગોરા ગુલાબી ગાલ ઉપર મધુરૂં ચુમ્બન કર્યું અને પૂછ્યું, "કેમ પ્રિયે! કંઈ નવા જુની ?"

"નવા જુની બીજી શી હોય મારા પ્રાણાધાર ! આજકાલ તો ભાવિ યુદ્ધના ભણકારા જ્યાં ત્યાં વાગે છે અને આપે શાહજાદાનો પક્ષ લીધો તે માટે કંઇ કંઇ તર્કવિતર્ક બંધાય છે."

"એટલે ? શું મારે માટે કંઈ ખરાબ લોકવાયકા સંભળાય છે ?"

"લોકવાયકા તો શું પરંતુ ખુદ ઘરમાંજ આપની નિંદા થાય

છે. રાજમાતાને તમારૂં આ વર્તન બિલકુલ રૂચતું નથી. તેઓ બહુજ નારાજ થયાં છે અને આપને માટે કંઇ કંઈ બોલે છે."

"હશે! તેમને યોગ્ય લાગે તે તેઓ ધારે, મને યોગ્ય લાગે તે હું કરૂં. વારૂ, પણ તારો પોતાનો આ બાબતમાં કેવો અભિપ્રાય છે? શાહજાદાને આશ્રય આપ્યો તે વ્યાજબી છે કે નહિં?"

ઉત્સાહપ્રેરિત મધુર કોકિલ કંઠે નિરૂપમાએ ટહુકો કર્યો, "અલબત્ત, વ્યાજબી જ છે. આપ પ્રજાપાલક અને ધર્મરક્ષક છો. નિરાધારને આશ્રય આપવો એને આર્યશાસ્ત્રમાં પરમ ધર્મ ગણ્યો છે, અને એ ધર્મનું પરિપાલન એ આપનું કર્તવ્ય છે. રાજા નિરાધારનું રક્ષણ ન કરે, અધર્મને ન અટકાવે તો પછી રંક બિચારા દેશની–ગરીબડી પ્રજાની કેવી દયાજનક દશા થઇ પડે? પ્રાણેશ, આપે આપના રાજવંશી ખાનદાનને છાજે એવુંજ કર્યું છે."

પ્રેમાળ પ્રિયાના પોતાના વિચારોનું સમર્થન કરનાર અને હૃદયમાં વીરરસ રેડનાર આવા ઉત્તેજીત શબ્દોથી કયા પતિનું અંતઃકરણ આનંદ અને ગર્વથી ન ફૂલાય? હર્ષાવેશમાં તેણે નિરૂપમાનો કમળ દંડ સમાન નાજુક કર ઉંચકયો અને પુષ્પમાળાની માફક પોતાના કંઠની આસપાસ વિંટાળી તેને સ્નેહભર્યું એક ચુમ્બન લીધું. "શાબાશ, હૃદયેશ્વરી! એક વીર ક્ષત્રાણીને શોભે એવાં વચનો તેં ઉચ્ચાર્યાં છે."

પ્રશંસાથી કોણ પ્રસન્ન થતું નથી? 'ખુશામત ખુદ ખુદાને પણ પ્યારી છે'. પોતાના પતિના મુખે પ્રશંસા સાંભળી જેનું મન પ્રફૂલ્લિત ન થાય એવી કઇ સ્ત્રી હોય? નિરૂપમાનું ભોળું હૃદય આનંદથી છવાઇ ગયું. આ પ્રસન્નતા તેની ચક્ષુઓમાં સ્પષ્ટ વ્યક્ત થતી હતી. અચાનક તેને કંઈ સ્મરણ થઈ આવ્યું, અને સ્હેજ ઉમંગી બની તે એકદમ બોલી ઉઠી, "હૃદયેશ! બીજી વાતમાં એક અગત્યની ખબર આપવાનું તો હું ભૂલી ગઈ. આપ તે જાણતાજ નહિં હો."

" એવી શી ખબર છે વ્હાલી ? "

" છેજ તો. બહુજ અગત્યની છે. "

" ત્યારે શું તે મને જણાવવા જેવી નથી. "

" જણાવવા જેવી તો છેજ. પણ........."

" પણ શું ? " અધિરો બનેલો ગણેશ વધારે આતુર બન્યો. "

"પણ એજ કે તે ખબર આપવા માટે કંઇ બદલો મળવો જોઇએ."

" ઈનામ આપીશ. "

" શું ? " •

" તું માગે તે ? "

" હું માગું ત્યારે તમે આપો એતો ભિક્ષાવૃત્તિ થઈ. મને તો વણમાગ્યું ઇનામ જોઇએ. "

" તે તો રોજ મળે છે. મારા હૃદયનો પ્રેમ-જગતમાં અમૂલ્ય ગણાતો શુદ્ધ પ્રેમ એ મારા તરફથી તને માગ્યા વગર મળતું ઇનામ છે. આથી ઉત્તમ બીજું કયું ઈનામ આપવું તેની મને સમજ પડતી નથી."

" એજ, એજ, વ્હાલા ! મારે એજ ઇનામ જોઇએ. મને અન્ય કોઇ વસ્તુની દરકાર નથી. માત્ર નજરે જોવાનું સુખ, સાહ્યબી, રાજવૈભવ, ધનસંપત્તિ, વસ્ત્રાભૂષણો, હિરા માણેક અને મોતીના દાગીનાઓ, ખાનપાનની વસ્તુઓ, સેવક સેવિકાઓ જોઇએ તેટલી છે, પરંતુ એ સુખ ક્ષણિક છે. અમને સ્ત્રીઓને તો પતિનો નિર્મળ પ્રેમ જોઇએ છીએ, અને તે મેળવવા હું સદ્દભાગી બની છું. આપ તો મને અલૌકિક સુખ–આપનો શુદ્ધ પ્રેમરસ આપો છો. એ અમૂલ્ય ઇનામ છે, અને એજ ઈનામની હું અભિલાષા રાખું છું."

" એ તો તને મળે છે અને મળતું રહેશે. બોલ હવે જોઉં, જે નવીન ખબર કહેવી હોય તે કહી દે. વાતમાં વ્યર્થ સમય ગાળવાથી શો લાભ ?

"શું કહું? ચોક્કસ કહું? આપ કદાચ ખીજાશો!"

ગણેશ વધારે અધિરો બનતો જતો હતો. શ્રૃંગાર રસમાં રમવા જેટલી રસિકતા તેનામાં અત્યારે ન્હોતી. યુદ્ધના ભાવિ વિચારોએ એ રસિકતાનું સ્થાન લીધું હતું. સ્હેજ કંટાળો પામતો હોય તેમ નિરૂપમાના ગાલ ઉપર કોમલ અંગુલીપ્રહાર કરતાં તે બોલ્યો, ચાલ હવે બહુ પ્રેમઘેલી ન થા. અત્યારે મશ્કરી કરવાનો વખત નથી. જે કહેવાનું હોય તે જલદી કહી દે."

"લ્યો ત્યારે કહું છું. એક અતિશય શોકજનક અફવા ફેલાણી છે. આપ શક્તિને તો ઓળખો છો!"

નિરૂપમાના મુખમાંથી શક્તિનું નામ સાંભળી ગણેશ આભો બન્યો. શક્તિની બાબતમાં વળી નિરૂપમા શું કહેવા માગતી હશે? ગુંચવાયલા સ્વરથી તે બોલ્યો, "વારૂ, પણ તેના સંબંધમાં શું અફવા ચાલે છે?"

"એજ કે તે ગ્યાસુદીનની બેગમ બની છે."

"એમ?"

"હા, શું તમને અત્યાર સુધી આ વાતની ખબર પડી નથી? આ વાત કુતુબની છાવણીમાંથી આવી છે, અને તેથી તે અસત્ય હોવાનો સંભવ નથી. અહા, રાજવૈભવ, સંપત્તિ અને સત્તાના લોભ-લાલચને લીધે પરધર્મી બનવું એ કેવું અધમ! કેટલું ભયંકર!"

નિરૂપમા, તું બહુ ભુલ કરે છે! માત્ર સ્ત્રી સ્વભાવને વશ થઈ કંઇક નવીન બાતમી તરીકે—કંઈક ઇર્ષાવૃત્તિને તૃપ્ત કરવા માટે આ વાત તારા પતિને તું કહે છે, પરંતુ શક્તિનું નામ સાંભળતાં અને તારા મુખમાંથી તેના ઉપર આવો દોષારોપ મુકાતો જોઇ તેને કેવી લાગણી થતી હશે તેનો તને કંઇ ખ્યાલ છે? તારાં વચનો સાંભળી તારા પ્રાણેશના હૃદયમાં શું શું થાય છે, તેની મનોવૃત્તિ કેવી બને છે એ તું કયાંથી સમજે? મનુષ્યની મનોવૃત્તિ માપક એકાદ યંત્ર

શોધવામાં આવ્યું હોત, તેવું યંત્ર નિરૂપમા પાસે હોત તો અવશ્ય પોતે કરેલી ભયંકર ભૂલનો તેને પશ્ચાત્તાપ થાત !

નિરૂપમાના તિરસ્કાર પૂર્ણ અપમાનસૂચક વચનોથી ગણેશના હૃદયમાં કારી ડંખ લાગ્યો. શું તે અત્યાર સુધી આ વાત જાણતો ન્હોતો ? તે સઘળું જાણતો હતો. એ વાતનું અંતર રહસ્ય પણ જાણતો હતો. 'જગત કેવા કેવા કુતર્કો કરે છે, મરજીમાં આવે તેવાં અનુમાન બાંધે છે, ફાવે તેવા દોષારોપ મુકે છે,' મનમાંજ તે વિચારવા લાગ્યો, "આ અબળાએ મુસલમાન જનાનામાં પ્રવેશ કર્યો છે તે હર્ષપૂર્વક નહિં, પરંતુ નિરાશા અને તિરસ્કાર રૂપી અગ્નિમાં બળી મરવા ભોગ તરીકે. દુર્ભાગ્ય તે બિચારીનું કે પોતાની ઇચ્છાનું પણ બલિદાન આપવાની ફરજ પડવા છતાં જગત તેની નિંદા કરે છે, ઠપકો આપે છે, મિથ્યા દોષ મુકે છે. હશે. નિર્માણ કોઇથી મિથ્યા થતું નથી. તેના કર્મમાં લખ્યું હશે તેટલું ભોગવવા અને સહન કરવા વિના છુટકો નથી. પરંતુ અત્યારે નિરૂપમાને સત્ય હકીકત નિવેદન કરવામાં સાર નથી. સ્ત્રીના હૃદયમાં હમેશાં સંકુચિત વિચારોજ હોય છે."

નિરૂપમાને સંબોધીને તે બોલ્યો, "નિરૂપમા, કોઇ પણ વાતનું સત્ય સ્વરૂપ સમજ્યા વગર તે બાબતમાં કંઈ પણ નિર્ણય કરી લેવો જોઇએ નહિ. તેના વિચારો, ઉદ્દેશો કેવા હતા તે તું જાણતી નથી. અરે તે ગમે તેમ હોય, પરંતુ આપણે મુસલમાનને શા માટે ધિક્કારવા જોઈએ ? શું આપણી માફક તેઓ પણ માતૃભૂમિના સંતાન નથી ? તેઓને પણ શું જગત્કર્તાએ પેદા કર્યા નથી ? તેમની અને આપણી વચ્ચે અંતર માત્ર ધર્મનો-જ્ઞાતિનો છે. આપણે તેમના કરતાં એકદમ શ્રેષ્ઠ છીએ એવી માન્યતા શા માટે રાખવી જોઇએ ?"

"તેનુ કારણ હું સમજતી નથી, પરંતુ હું તેઓને ધિક્કારૂં છું; મને તો સ્વર્ગની પ્રાપ્તિ થાય તોપણ હું મુસલમાન બનવાનું કબુલ

કરૂં નહિ." નિરૂપમાએ પોતાના મનમાં જે ઉભરો આવ્યો તે ખાલી કર્યો. તેના વચનોમાં ધર્માભિમાનની લાગણી વ્યક્ત થતી હતી.

ગંભીરતા ધારણ કરી ગણેશે કહ્યું, "વલ્લભે! આવી લાગણી ધરાવવી એ મોટી ભૂલ છે. જો આપણે તેઓ તરફ આવો મનોભાવ રાખીએ તો પછી બદલામાં તેઓ આપણને ધિક્કારે એમાં શું આ-શ્ચર્ય ? કોઇ ધર્મની નિંદા ન કરવી, અને સર્વ તરફ સન્માન, સમ-ભાવથી વર્તવું એ આપણા સનાતન ધર્મના પવિત્ર સિદ્ધાંતો છે. હિંદુ બાળા હોવાનું તું અભિમાન રાખે છે છતાં શાસ્ત્રની પવિત્ર આજ્ઞાનો કેમ અનાદર કરે છે ? "

પતિના વચનોની સત્યતા ઉપર યુવરાણીને શ્રદ્ધા આવી. શું ઉત્તર આપવો તે તેને સમજાયું નહિ, લજ્જા ભર્યા સ્વરે તે બોલી, " ગમે તેમ પણ જો શક્તિ અહીં આવે તો હું તેને સમાન ભાવથી મળું નહિ એ તો નક્કી ! "

" અરે ! જો તે પોતે સમભાવથી તને મળે તો તેનો પાડ ! તું જાણે છે કે તે બંગાળની સુલ્તાના છે, અને તું તો માત્ર તેની અનેક આશ્રીત રાણીઓમાંની એક છે ? "

આ પણ નિરૂપમાની બીજી ભૂલ ! તેણે એવું ન્હોતું ધાર્યું કે પોતાના અભિમાનનો પતિ તરફથી આવો પ્રત્યુત્તર મળશે. તેના મનમાં ઓછું આવ્યું. પોતાની બાલ્યાવસ્થાની સૌંદર્યવાન સખી તર-ફની જુની ઇર્ષાનો ઘા આ વખતે તાજો થયો, અને પતિએ પોતાને કહેવું જોઇએ તે કરતાં વિશેષ કહ્યું હોય તેમ તેને થયું. આમાં નિરૂપમાનો કંઇ દોષ નથી. ઇર્ષાપ્રેરિત મનુષ્ય તેને જે કંઈ કહેવામાં આવે તે વચનો કંઈક વિશેષ ગંભિરતાપૂર્વક વધારે ભારથી કહેવામાં આવ્યાં હોય એમ માની લે છે. જગતનો આવો સ્વાભાવિક નિય-મજ છે.

પતિનાં વચનો વિષે મનમાં અનેક અટકળો બંધાણી, તેનું અભિ-
માન છેદાયું, છતાં ક્રોધ નિરૂપમા સમીપ આવી શકતો ન્હોતો. તેનો
સ્વભાવ અહોનિશ નમ્રજ રહેતો હતો. મંદસ્વરે તેના મુખમાંથી જેમ
તેમ ત્રણ ચાર શબ્દો નિકળ્યા, "આપ સત્ય કહો છો."

કંઇપણ વધારે વાતચિત થાય તે પહેલાં દ્વાર આગળ ધસારા-
બંધ આવતાં કોઇનાં પગલાં સંભળાયાં. રંગીની હાંફતી હાંફતી ત્યાં
આવી અને બોલી, "મહારાજાધિરાજનો જય ! ભગવતી સન્યાસિની
આપ હજુર આવવાની ઈચ્છા કરે છે."

યોગિનીનું નામ સાંભળતાં અત્યાર સુધી તેના મસ્તકમાં
ભરાઈ રહેલા અટપટા વિચારો એકદમ ધાતુના પારાની માફક સરી
ગયા. સંન્યાસિનીના સત્કાર માટે તે દ્વાર પાસે આવ્યો અને તેને
અંદર લઈ આવીને ઉત્તમ આસન આપ્યું.

તેની મુખમુદ્રા ઉપર ચિંતા અને અધીરાઇ જણાતી હતી.
ત્વરાથી તે બોલ્યા, "વત્સ ! અત્યારે તને હું એક અત્યંત માઠા
સમાચાર કહેવા આવી છું. તમારી માતાએ—રાજમાતાએ કુતૂબને
સાહેબુદ્દીનનો પત્તો આપ્યો છે, તેનું આશ્રયસ્થાન બતાવી દીધું છે.
મને ભીતિ છે કે અત્યારસુધીમાં તો શાહઝાદો કુતૂબના હાથમાં
કેદ થયો હશે. જે કરવાનું હોય તે કરવા તત્પર બનો, ઉતાવળ
કરો, તેમાં જેટલી ઢીલ થશે તેટલું નુકશાન છે."

ગણેશ પોતાની માતા ઉપર કોપે ભરાયો. સંન્યાસિની તરફ
તેનો પૂજ્યભાવ વધ્યો. કુતૂબ તરફ તે ક્રોધની અગ્નિ વરસાવવા
લાગ્યો. "પૂજ્ય ભગવતી ! વેળાસર આવી અમૂલ્ય ખબર આપીને
મને ચેતવવા માટે હું આપનો ઓશિંગણ છું. મારા સેનાપતિને
આપ કહેજો કે બને તેટલી ત્વરાથી સૈન્ય લઇને તે મારી સહાયે
આવે. દરમ્યાન હું રાજમહેલમાં જેટલા સંરક્ષકો છે તેટલાને સાથે લઇને
શાહજાદાના છુટકારા માટે આ ચાલ્યો."

વિશેષ બોલ્યા વગર, વિચાર કર્યા વગર, પાછું જોયા વગર એક ક્ષણ પણ વ્યર્થ ગુમાવ્યા વગર ત્યાંથી તે ચાલ્યો. રાજમહેલના મુખદ્વાર આગળ આવીને જેટલા મળી શકયા તેટલા સૈનિકોને સાથે લઈને તે કુચ કરી ગયો.

કુતૂબના લશ્કર સાથે ગણેશદેવને ભેટો થયો. કુતૂબ પાસે અગણિત સિપાઇઓ હતા, ગણેશ માત્ર ગણ્યા ગાંઠયા સૈનિકો ઉપર આધાર રાખી રહ્યો હતો, પરંતુ તે નીડર અને ઉત્સાહી યુવાન હતો. તે શુદ્ધ ક્ષત્રિય હતો ન્યાયના રક્ષણ માટે યુદ્ધમાં ઝુઝવાના વિચારથી તેની રગેરગમાં શૌર્યપૂર્ણ રક્ત વહેવા માંડયું, અને તે વધુ દૃઢાગ્રહી બન્યો.

બંને પક્ષ વચ્ચે ઝપાઝપી થઇ. ગણેશની નાની સરખી ટુકડીએ પણ યવન સૈન્યમાં ત્રાસ વર્તાવ્યો. ક્ષત્રિય પુત્રો મરણિયા થઇ લડતા હતા, ધર્મને માટે તેઓએ જીવની દરકાર છોડી હતી, પરંતુ ગમે તેવું અડગ શૌર્ય અગણિત સંખ્યાવાળા વિશાળ લશ્કર સામે કયાંથી ટકે શકે? ગણેશના–તેના પક્ષના સર્વ યત્નો નિષ્ફળ નિવડયા. પોતે જેને આશ્રય આપવાનું વચન આપ્યું હતું તે શાહજાદાને પોતે બચાવી શકયો નહિ, એટલુંજ નહિ, પરંતુ પોતે પણ કુતૂબની જાળમાં સપડાઈ પડયો.

તેજ રાતે ગણેશ ને શાહજાદો સાહેબુદીન બંને કુતૂબના સૈન્યમા બંદીવાન થઈ પડયા. ગણેશનું લશ્કર આવી પહોંચ્યું હોત તો પરિણામ આવું ન આવત. પરંતુ ભાગ્યદેવી વિરૂદ્ધ હોય ત્યાં એ અનુકૂળતા મળેજ કયાંથી? આનું નામ તે ભાગ્યની વિચિત્રતા! મનુષ્ય ધારે છે શું અને ઈશ્વર કરે છે શું?

# પ્રકરણ ૩૯ મું.

## હૃદયવ્યથા.

I have a silent sorrow here
A grief I'll never impart
It breathes no sigh, it sheds no tear
But it consumes my heart.

તરણુતારણી, પાપમોચની સરિતા મંદાકિની—ગંગાનદીના તટ ઉપર એક ભવ્ય પ્રાસાદ* સરિતા રૂપી સુંદરીને કંઠે વિરાજેલા અણુમુલાં રત્નની પેઠે દીપી રહ્યો હતો. રાજાની આસપાસ તેના હજુરીયાઓ ઉભા હોય તેમ આ ભવ્ય પ્રાસાદની નજદીકમાં આગળ પાછળ નાના પરંતુ દ્રષ્ટિપ્રિય મકાનો આવેલાં હતાં, અને આ સર્વને શોભા આપનાર રાજવૈભવનું દિગ્દર્શન કરાવનાર એક વિશાળ વનવાટિકાએ એ મહેલ અને તેને ફરતાં મકાનોને ઘેરી લીધાં હતાં. ગંગાનું નિર્મળ જળ—તેના મંદ અવાજ કરતા મોજાંઓ તીર ઉપર ઉગેલી લીલોતરીને ચુંબન કરતાં, કોઇ વૃક્ષ ઉપર જળસીંચન રૂપી પ્રેમરસ રેડતાં, તનમનાટ મચાવતાં વહન કરતાં હતાં.

બગીચાની રચના મનોરમ હતી. સંગેમરમરના ફુવારાઓ રૂપેરી જળધારાઓ આકાશ ભણી ઉડાવતા વાતાવરણને શીતળ બનાવી રહ્યા હતા. બગીચાના મધ્યભાગે એક કૃત્રિમ સરોવર બનાવવામાં આવ્યું હતું, અને તેનો જળપ્રવાહ મઘમઘતા સુવાસિત ગુલાબી ગુલાબ અને શ્વેત જુઇ પુષ્પોના કયારાઓમાંથી પસાર કરવામાં આવ્યો હતો. આછા આછા જળપ્રવાહમાંથી નિકળી આવતા આ રોપાઓ કંઈ નવિનતાનું નૂતન ભાન કરાવતા હતા. શિલ્પકળાનું પ્રદર્શન ભરાયું હોય તેમ શાસ્ત્ર પુરાણુના પૂજ્ય પાત્રો, દેવદેવીઓ

* મહેલ

અને વીરનરોના આરસપહાણનાં પુતળાંઓ જ્યાં ત્યાં માર્ગની બંને બાજુએ ગોઠવેલાં હતાં. ક્યાંક કૃષ્ણનું રટણ કરતી લાવણ્યવતી રાધિકા, તો ક્યાંક બંસીધર શ્રી કૃષ્ણ નજરે ચડતા હતા, ચંપકવૃક્ષની શીતળ છાયામાં સરસ્વતી વીણા વગાડી રહ્યાં હતાં, કમળ આસન ઉપર વિરાજેલાં લક્ષ્મીની આસપાસ કુદરતી વેલીઓ વિંટાઇ અધીક શોભા આપી રહી હતી. જળધારાઓ ફેંકતા ફુવારા પાસે વલ્કલ વસ્ત્રો ધારણ કરનાર શકુંતલા એક હાથમાં જળકળશ લઇને બીજે હાથે પોતાની પડખે ઉભાં રહેલાં મૃગલાંને પંપાળતી ગેલ કરાવતી હતી, અને પ્રેમમુગ્ધ રત્નાવલી પોતાના પ્રેમી રાજા ઉદયન આગળ જમીન તરફ દ્રષ્ટિ ઢાળીને લજ્જાવશ ઉભી હતી.

સંગેમરમરના કઠેરા ઉપર એક કલાપી પોતાનું અભિમાની મસ્તક ખડું કરીને કેકારવ કરી રહ્યો હતો. તેની લાંબાં પીંછાંઓની કળા કામદેવના ધનુષ્ય સમાન જણાતી હતી. કમળ ફૂલના છોડવાઓથી ભરચક બનેલા રૂપેરી સરોવરમાં કમળદંડ વચ્ચે બરફ જેવા શ્વેત રંગના બે રાજહંસલા તરતા તરતા નિશ્ચિંતતાથી જળક્રિડા કરતા હતા. તેમની ઘુમટ જેવી પાંખો અને સુંદર મરોડવાળી ગરદન જાણે આરસપહાણમાંથીજ કોતરી કાઢેલી હોય એવી ભ્રાંતિ થતી હતી. રૂપેરી હોજમાં સોનેરી માછલીઓ ચળકતા તેજકિરણોની માફક આમતેમ કુદરતી વિહાર કરતી હતી. સોનેરી સાંકળથી જકડાયલા મનોહર પીંછાવાળા પોપટો વૃક્ષની શાખાઓમાં કલરવ કરી રહ્યા હતા. કોયલડી પાંદડાઓથી ઢંકાયલા પિંજરામાં પડી પડી ટહુકાર કરતી હતી, બુલબુલો વૃક્ષોમાંથી મધુર લલિત લલકાર ઉપજાવી રહ્યા હતા. બરફ જેવી સફેદ હરણી–મૃગલી ઘાસમાં પડી પડી કુમળાં તરણાંઓ ચરતી હતી અને ઉંચાં નાળિયેરીનાં ઝાડો પવનમાં ડોલી ભેદી નાદ ઉપજાવતા હતા. કેમ જાણે કોઈ અદ્રષ્ય સૃષ્ટિના દિવ્ય સંદેશાઓ સંભાળતા ન હોય !

સ્વર્ગસદન સમાન આ સુંદર ભુવનમાં શક્તિમૈયા—સુલ્તાના-બંગદેશની અધિષ્ઠાત્રી વિરાજી હતી. અન્ય બેગમો સાથેજ તેનો નિવાસ ન્હોતો. તેને માટે તો સુલ્તાને ખાસ આ સ્વર્ગસદન નિર્માણ કર્યું હતું. શક્તિના પ્રેમમાં તે એટલો બધો મસ્ત હતો કે તેની દરેક ઇચ્છા પાર પાડવા તે પગભર રહેતો અને તેથીજ તેણે તેના આવાસમાં હિંદુ ધર્મની મૂર્તિઓ, પ્રતિમાઓ અને ચિત્રો રાખવાની તેમજ હિંદુ ધર્માનુસાર પૂજન આદી વિધિ કરવાની છુટ આપી હતી. શક્તિનું ચિત્ત કોઇ પણ રીતે પ્રસન્ન રહે એજ સુલ્તાનનો હેતુ હતો.

આટલો પ્રેમ, આવો વૈભવ અને મનમાની અનુકૂળતા હોવા છતાં શું શક્તિ તેમાં સુખ માનતી હતી? હજી પણ તેનામાં સૌંદર્ય હતું, તેનો દેહ મનોહર હતો, અને તેનું રાજવંશી મુખારવિંદ હમેશની માફક યુવાવસ્થાની અનુપમતાથી ભરપુર હતું, પરંતુ તેની ચક્ષુઓમાં ચંચળતાને બદલે શોકમય શિથિલતા જણાતી હતી, તેના અધરોષ્ટ ઉપરના હાસ્યમાં પણ શોકછાયા વ્યક્ત થતી હતી. નાનું મૃગલું ત્યાં આવીને પોતાના પાલનહારની સાથે લાડ લડતું હોય તેમ તેના નાજુક કરકમળને ચાટવા લાગ્યું. ગરીબ બિચારૂં મૃગલું! તે શક્તિની અંતરવેદના કયાંથી જાણી શકે? તેને તો શક્તિના લાલનપાલનમાં ઉછરવાનું, તેના હાથે આપેલું ખાવાનું અને ગેલ કરવાનુંજ સૂઝતું હતું. શક્તિએ સ્મિત વદને તેના તરફ જોઇ તેની નાજુક ગરદન પંપાળીને તેને રીઝવ્યું.

પુષ્પો, લત્તા મંડપો, અને વૃક્ષોના નિરિક્ષણમાં કાળક્ષેપ કરવાનું શક્તિને બહુ ગમતું. આ કુદરતની લીલા નિહાળી તેના દુઃખી દિલને દિલાસો મળતો. તેની આસપાસ સર્વત્ર સૌંદર્ય છવાયું હતું, જ્યાં ત્યાં આનંદ નજરે ચડતો; પરંતુ તેના મનથી જ્યાં ત્યાં અંધારૂં હતું, તેના હૃદયને આનંદ ન્હોતો, તેના અંતરમાં ઉદાસીનતા ભરી

હતી. પોતાના જીવનનું મહાન દુઃખ હજી પણ તેના હૃદયમાં ભમ્યા કરતું અને તેને રીબાવતું. આનંદ કે શાંતિના દર્શન તેને દોયલાં થઇ પડયાં હતાં. એકાન્ત તેને પ્રિય થઈ પડયું હતું, અને ઘણી વખતે તે એકલીજ બેઠી બેઠી શૂન્ય અવસ્થામાં વિચારગ્રસ્ત બની જતી.

સંધ્યા સમય વીત્યો હતો. આછો ઝાંખો ચાંદલીયો નભોમંડળમાં ધીરેધીરે ચડતો જતો હતો. તેના ચરણ તળે રૂપેરી મોજાંઓ મંદસ્વર ઉપજાવતા વહી રહ્યા હતા. તેઓ સુખી બાળજીવનના ગીત ગાતા હોય, જીવનનો પ્રેમ પ્રસંગ, નિરાશા, અને દુઃખમય કટુતાનું ભાન કરાવતાં હોય, કરમાયલી–ચગદાયલી પ્રાણઘાતક પુષ્પમાળાનું સ્મરણ કરાવતા હોય એવી તેને ભ્રાંતિ થઇ. સુલ્તાનાએ નિઃશ્વાસ મુકયો.

હેમંતઋતુમાં દિવસો પ્રિયકર હોય છે, પરંતુ રાત્રીઓ તો કડકડતી ટાઢને લીધે શીતળ–ઠંડી હીમ જેવી લાગે છે. મહાલયના લગોલગ લતાપત્રો અને પુષ્પોથી લચી પડતી એક કુંજકુટિર હતી. ફુવારાઓ અને પાષણ પ્રતિમાઓની યોજનાથી તે નાના બગીચા સમાન લાગતી. શક્તિ આ કુટિરમાં આવી. તેણે કોઈનો પગરવ સાંભળ્યો. એક મનુષ્યાકૃતિ તેના તરફ આવતી હતી. તેની સુશુપ્ત અવસ્થામાં ભંગ પડયો. સુંદર ચ્હેરામાં અવનવા ફેરફાર થવા લાગ્યા. શક્તિ ચ્હીડાઈ ગઈ. આગંતુકનો સત્કાર ન થયો.

ગુસ્સામાંજ તે બોલી, “મેં સાંભળ્યું છે તે સાચી વાત છે? શું સાહેબુદીનને બંદીવાન બનાવ્યો છે તે તેનો જીવ લેવાને માટેજ કે? મને સહસ્ત્રહજાર ધિક્કાર હજો કે આવા નિર્દય પુરૂષને હું પરણી!”

આજે સંધ્યા સમયે શક્તિને આ કુંજકુટિરમાં આટલી બધી વ્હેલી આવેલી જોઇ સુલ્તાન આશ્ચર્યચકિત બન્યો. જ્યારે તે શક્તિને મળવા આવતો ત્યારે તેને માટે કેટલી બધી વાર ખોટી થવું પડતું! પોતાના સંતાનને–ન્હાની બાલિકાને સુવડાવવાનો આ સમય હતો



એ કોમળ ફુલ સમાન નિર્દોષ બાળકનો જીવ લેવા ધારો છો ?

ચિ.-શ્રીમાન પુરૂષોત્તમ.] **પ્રેમ પ્રભાવ.** [પૃ. ૨૭૩

એટલે આ વખતે તો એ બાલિકા પાસે **શક્તિ**નો સમય વ્યતીત થતો. તેને બદલે **શક્તિ** અત્યારમાં આ સ્થળમાં ક્યાંથી ?

સુલ્તાન સત્ય રહસ્યથી અજ્ઞાત હતો. આજે તો જેમ બને તેમ જલ્દી સુલ્તાનને મળવા **શક્તિ** આતુર હતી, કારણ કે તેના ભત્રીજાને બંદીવાન બનાવવાની વાત તેના સાંભળવામાં આવી હતી, અને આ વાતની સત્યતા વિષે ખુદ સુલ્તાન પાસેથી તે ખાત્રી કરી લેવા માંગતી હતી.

સુલ્તાને જોયું કે **શક્તિ**નો મીજાજ ઠેકાણે નથી ! આજે તે પોતાની પ્રેમયાચનાઓ સ્વીકારનાર નથી ! મખમલની ગાદીવાળા કોચ ઉપર તેના પડખે બેસતાં તેણે ઉત્તર આપ્યો, " શું મારા મનમંદિરની મૂર્તિ કરતાં હું વિશેષ ક્રુર છું ? શું જીવનને પ્રિય બનાવે એવી દરેક ચીજ તારા ચરણ આગળ મેં નથી ધરી ? છતાં પણ તું મારે આધીન થનાર નથી ! એક દુસ્મનને દફે કરવા માટે તું મને ક્રુર ગણે છે ! "

પોતાના પતિ તરફથી દુઃખ વેઠવું પડેત તે **શક્તિ**થી સહન કરી શકાત, પરંતુ તેની પ્રેમ યાચનાઓ–તેનાં આલિંગનો તેને અકારા થઈ પડતાં. તેના ઉત્તરમાં બેદરકારી હતી, " ભવિષ્યમાં કોઈ વખતે તમારો ભત્રીજો તમને ભયરૂપ થઇ પડે એ બ્હીકથીજ તમે એ બિચારાનો સંહાર કરાવો છો ! મુસલમાન મર્દની આવીજ મરદાનગી કે ? સાત સાત ભાઇઓનું ખુન રેડી જગતની નિંદાએ ચડયા છો છતાં પણ એટલેથી ન ધરાતાં **એ કોમળ ફુલ સમાન નિર્દોષ બાળકનો જીવ લેવા ધારો છો ?*** આવા ડરપોક બની નામર્દ શા માટે ગણાઓ છો ? "

સુલ્તાન ફાટી આંખે શક્તિ તરફ જોઇ રહ્યો. ઓરત જાત

---

* જુઓ ચિત્ર.

પોતાના જેવા સત્તાધીશ સુલ્તાનને ડરાવવાનો યત્ન કરે–ફાવે તેવા કઠવાં વેણ ઉચ્ચારે એ તેનાથી સાંખી શકાયું નહિં. તેનું મ્હોં હમેશને માટે બંધ કરી દેવાના વિચારથી તેણે માર્મિક પ્રહાર કર્યો.

"કદાચ તારા હિંદુ જવાંમર્દો તેઓએ તારા જેવું ઝવાહીર ગુમાવ્યું તે નહિં જાણતા હોય, નહિં તો તેઓ તને એક નામર્દના હાથમાં શા માટે જવા દેત? આતો શૌર્યનો પરાજય અને ભીરૂતાનો જય થવા જેવું થયું!"

ઘણીવાર આવાં મેણાં ટોણાં મારીને સુલ્તાન શકિત ઉપર છુપું વૈર લેતો. ક્રોધાગ્નિથી શકિતનું મુખ લાલઘુમ થઇ ગયું. તેને લાગ્યું કે સુલતાનનાં વચનો સર્વાંશે સત્ય હતા. વિચારવશ શક્તિએ પોતાના હાથની પાસે લચી પડેલી એક ડાળી ઉપરથી પુષ્પ ચુંટીને તેને પોતાની સુકોમળ આંગળીઓથી ચોળી નાંખ્યું. ફુવારામાંથી સુગંધી ગુલાબજળની ધારાઓ ઉડયા કરતી હતી અને પુષ્પો એ કુટિરમાં પમરાટ ફેલાવી રહ્યા હતા. પરંતુ શક્તિને તેનું ભાન ન્હોતું. તેની આંખોમાં તિરસ્કાર અને શોક છવાયાં હતાં. ચાંદીના દીપકમાંથી નીકળતો પ્રકાશ તેના મુખને તેજસ્વી બનાવતો હતો. સુલતાન આ જોઈ રહ્યો. તેનો ક્રોધ ઉડી ગયો. પ્રેમાવેશમાં તેનાથી બોલાઇ જવાયું, "અય જાને મન, તારા સૌંદર્યથી હું દિવાનો બની જઉં છું. તું મને દૂર ખસેડવા માંગે છે, પરંતુ હું તારો ત્યાગ કરી શકતો નથી." કામાતુર સુલતાને શક્તિને ચુંબન કર્યું.

સુલ્તાનની પત્ની બન્યાને આજે શક્તિને પાંચ વર્ષ થયાં હતાં, તે તેની હક્કદાર સ્ત્રી હતી, પરંતુ બની શકે ત્યાં સૂધી તે સુલ્તાનના ચુંબન આલિંગનને ઉડાવતી–તેનાથી દુર રહેતી. આજે તો એ ચુંબન–એ આલિંગન હમેશ કરતાં વધારે અકારાં જણાયાં. સુલતાનનું ચુંબન મળતાં તેની કાયા કંપી ઉઠી, હૃદય બંધ પડવા માગતું હોય તેમ

ઠંડુગાર થઇ ગયું. 'ગણેશદેવ! તમે આ શું કર્યું? જો હું આજે જીવતી છું તો તે માત્ર વૈર વાળવાને માટેજ.' આ વિચારો તેના બીડાયલા અધરોષ્ટમાંજ છૂપાઈ રહ્યા.

એક અનુચરી ત્યાં આવી. તેની કેડ ઉપર બેઠેલી એક બાલિકા મોટેથી ચીસો પાડી હાથ પગ પછાડતી રડયા કરતી હતી.

અનુચરી દીનસ્વરે બોલી, "બેગમ સાહેબા, શાહજાદી સાહેબા કોઇ રીતે છાનાં રહેતાં નથી, તેથી આપની પાસે લાવી છું."

બાલિકા એકદમ માતા પાસે દોડી ગઈ, તેના કંઠે વળગી પડી અને ડુસકાં ભરતાં બોલી, "માતા, મારે તો તમારી પાસેજ રહેવું છે, હું હવે અહિંથી જઈશજ નહિ."

શક્તિએ અનુચરીને રજા આપી, બાળાને પોતાના ખોળામાં બેસાડી તેના ખીલતા ગુલાબ સમાન મુખડા ઉપર તેણે ચુંબન કર્યું. તરતજ બાળા તેના ખોળામાંથી નીચે સરી પડી અને બોલી. "જા જા, મા, તું તો બહુ ખરાબ છે. મને મુકીને કેમ ચાલી ગઇ? હું તો મારા બાપુ કને જઈશ." બાળા પોતાના પિતાના—સુલ્તાનના ગોઠણ ઉપર ચડવા લાગી.

વાત્સલ્યનો વિજય થયો. માતૃપ્રેમે જીવનની કટુતાના વિચારને દૂર હડસેલી મુકયો. તેને વિચાર થયો કે જે માણસને માટે તે આટલી બધી બેદરકાર હતી તે ગમે તેમ તોપણ પોતાના સંતાનનો—પોતાના માંસલ રત્નનો પિતા હતો. ગમે તેમ થાય તોપણ આ સંબંધ તોડી શકાય એમ ન્હોતું. ઓહ! પોતાનું ભાગ્ય કેવું ભયંકર!

સુલ્તાને થોડાંક પુષ્પો ચુંટયાં અને બાળાને આપ્યાં. પુષ્પો સાથે રમત કરતાં કરતાં બાળા કાલું કાલું બોલી હસવા કૂદવા લાગી અને એક ફુવારાના હોજમાં તે ફૂલોને ફેંકી દેવા લાગી. બાળાના સુખી મુખડા ઉપર શક્તિની ઉદાસીનતાથી ભરેલી દૃષ્ટિ ફરવા

લાગી. તેનું હૃદય શોક સંતાપથી સળગી ઉઠતું હતું. પિતાએ લાડીલા બાળકને ચુંબન કર્યું, અને તેની જનેતા તરફ જોઈ બોલ્યો, "અય દિલારામ! આ બાળકને લીધેજ-માત્ર આ બેટીને માટે હું મારા દુ-શ્મનોને દૂર કરૂં છું, નહિં તો તારા અને મારા મોત પછી તેની શી વલે થશે? તેનું રક્ષણ કરવા કોણ આવશે?"

"પરંતુ તેથી એક નિર્દોષ છોકરાનું ખુન રેડવામાં તમે ન્યાયી નથી ગણાતા!"

તેનું નિરાધારપણું એજ તેનું બળ છે. તે નાચાર હોવાથીજ તેને કુમક મળશે. એ કારણને લીધેજ અસંખ્ય મનુષ્યો તેની વ્હારે ધાશે અને રાજ્યમાં કદી પણ શાંતિ નહિ રહે."

"છતાં પણ નિર્દોષનો સંહાર ન કરતા! રાજાને આવો અન્યાય છાજે નહિં! એ બાળકનો કંઇ પણ દોષ નથી. પોતાની ઝિંદગીની સલામતી માટે તે છૂપાતો ફરે એમાં એ ખોટું શું કરે છે? આપને બખેડો જાગવાની ધાસ્તી રહેતી હોય તો દોષિતને શિક્ષા કરો, આ-પના ફરમાનની વિરૂદ્ધ જઈને જેણે એ નિરાશ્રિતને આશ્રય આપ્યો તેને શિક્ષા કરો."

સુલ્તાન દિગ્મૂઢ બન્યો. હજી સુધી શક્તિ ગણેશને ચહાતી હતી એ તેના લક્ષમાંજ હતું. શક્તિનું હૃદય તે વાંચી શક્યો નહિં, તેનું મન કળી શક્યો નહિં. સ્ત્રીના પ્રેમ અને વૈરની ઇચ્છા વચ્ચે કેટલો અને કેવો ભેદ છે તે સુલ્તાન જાણતો નહોતો. શક્તિનાં વચ-નોથી તેનું ચિત્ત પ્રસન્ન થયું, આનંદની ધુનમાં તેનાથી બોલાઈ જવાયું, "ગણેશદેવ બંદીવાન છે."

'શું કેદી?"

"હા, મહિનાથી પણ વધારે વખત થયાં કેદી છે!"

બાળાના કાનમાં આ શબ્દો જવા પામ્યા. તે મધુર તોતડા

અવાજે બોલી ઉઠી, " મેં તો ગણેશને* ભાંગી નાખ્યા. સુંદરલાલે મને તે બનાવી આપ્યા, પરંતુ તે તદન બેડોળ અને કદરૂપા હતા ! "

લાડીલી નિર્દોષ બાળા ! તારા વચનોથી તારી માતાના હૃદયમાં કેવાં આંદોલન થાય છે તેની તને કયાં ખબર છે ? માળીએ એક ગણુ-પતિ ગજાનનની–હાથીનું મસ્તક અને સુંઢ ધારણ કરનારા મંગળમૂર્તિ દેવની માટીની મૂર્તિ બનાવી આપી હતી, પરંતુ એ બાળાને તે ગમી નહિં તેથી ખીજવાઇને તે તોડી નાંખી. ગણેશનું નામ સાંભળતાં નિર્દોષ બાળાને તે વાત યાદ આવી અને આનંદ મેળવવા માટે તે માતા-પિતા પાસે નિવેદન કરી. તેને બિચારીને શી ખબર કે તેણે મૂર્તિ તોડી નાંખી હતી તેવીજ રીતે માતાનું હૃદય પણ તુટતું જાય છે !



* માટીના બનાવેલા ગણપતિ.

# પ્રકરણ ૪૦ મું.

## સત્તા માટે ફાંફાં!

'નમે દગલબાજ નર છળવા
નમે ચાપ ફરીથી ઉછળવા
નમે વાઘ તલપતાં ચોટ ન દેવા કળવા
નમે ઉંદર ફુંકી ખણવા
નમે દુસ્મન કપટે હણવા
નમે ધનુષ્ય વળી જન જીવનહારક બનવા
નમે અતિશય તેને પોતાના નહિ ગણવા !'

ભાગ્યહિન શાહજાદો સાહેબુદીન કેદખાનામાં સડયા કરતો હતો. તેનું ભાગ્ય નિર્માણ કરવાને માટે રાજ્યના સ્થંભરૂપ ગણાતાં રાજસેવકોનું મંડળ એકત્ર થયું હતું. શાહજાદાનું ભવિષ્ય દેવને બદલે આ મનુષ્યો નકી કરવા ધારતા હતા!

સુલ્તાને પોતાની હાજરી આપવા તસ્દી લીધી નહોતી. કુતૂબનો વિચાર શાહજાદાને ઠેકાણે કરી નાખવાનો હતો. એમ કરવાથીજ રાજ્યમાં શાંતી ફેલાશે એમ તે કહેતો. અન્ય સભાસદોની માન્યતા એથી ઉલટીજ હતી. તેઓએ તેને આગ્રહ કર્યો કે શાહજાદા માટે સુલતાનને વિનવીને તેના ઉપર કંઇ રહમ કરાવવી. સુલ્તાન પાસે કુતૂબ જેટલી લાગવગ માત્ર સુલતાના સિવાય બીજા કોઈની ચાલતી નહોતી, તેથી સુલતાનને સમજાવવા સૌ કોઈ કુતૂબને આગ્રહ કરવા લાગ્યા.

પરંતુ કુતૂબને ધાર્યું કરવું હતું. ઓશીયાળું મોં કરીને તેણે જણાવ્યું કે હવે સુલતાનની કૃપાદ્રષ્ટિ તેના ઉપર ન્હોતી!

અઝીમખાં ન્યાયી હતો, સત્યગામી હતો, પોતાની જીંદગી માટે તે શાહજાદા સાહેબુદીનનો રૂણી બન્યો હતો. કુતૂબનું આવું વર્તન જોઇને તેનું માથું ફરી ગયું. અધીર અને કોપીત બની તે બોલ્યો, "મરહુમ સુલતાનની વિરૂદ્ધ બંડ કરનારા આપણેજ હતા, અને ગ્યાસુદીનને તખ્ત ઉપર બેસાડનારા પણ આપણેજ છીએ. જો આ જુલ્મ ચાલુ રહેશે–જો શાહજાદાને મુક્ત કરવામાં નહિ આવે તો હું પોતે તેને માટે લડીશ!"

કુતૂબનાં વચનોમાં નિરાશાજ હતી, "પણ તેમ કરવાથી શું દહાડો વળવાનો હતો! ગમે તેટલા પછાડા મારીએ તોપણ આપણે શાહજાદાની ઝીંદગી બચાવી શકીએ એમ નથી. આપણે બખેડો જગાડીએ તો તેથી તો ઉલટા આપણે પણ તેની સાથે રહેંસાઇ જઇએ. આ મુલ્ક બાદશાહના તાબામાં નથી. ખરી રીતે તો પેલી રાક્ષસી સુલ્તાના શક્તિ અત્યારે હકુમત ભોગવે છે!"

સભાજનો તેના મતને મળતા થયા. સુલ્તાનના દુષ્કર્મને પોષણ અને ઉત્તેજન આપવા માટે સૌ કોઇ શક્તિને શ્રાપ આપવા લાગ્યા.

કુતૂબે ધાર્યું કર્યું. પોતાનાં કર્મો ન્યાયી અને સત્યપરાયણ જણાય એટલા માટે આમ કરવાની–દોષ બીજાને માથે ઢોળવાની ખાસ જરૂર હતી, અને તેમાં તે ફાવ્યો.

બાદશાહ ઉપર સુલ્તાનાની સત્તા જામતી હતી, શક્તિના પ્રતાપમાં સુલતાન દબાતો હતો. આટલા માટેજ કુતૂબ શક્તિને ધિક્કારતો હતો. શક્તિ ધીરેધીરે બાદશાહ પાસેથી પોતાનો પગ ખસેડવા દાવ પ્રપંચ રમ્યા કરે છે એમ કુતૂબ માનતો, પરંતુ તેવું કંઇ નહોતું. શક્તિ રાજ્યકારભારમાં બિલકુલ માથું મારતી ન્હોતી; છતાં દૈવયોગે કોઇ સમયે કદાચ સુલ્તાન કુતૂબના મનની વિરૂદ્ધ જતો તો દુર્ભાગ્ય બિચારી સુલ્તાનાના! કારણ દોષનો પોટલો સુલ્તાનાના માથે મુકાતો

અને કુતૂબ મનમાં ને મનમાં શક્તિ ઉપર શ્રાપનો વરસાદ વરસાવતો.

થોડા દિવસોની વાત ઉપર તેણે કેટલાક રાહદારી મુસાફરોને પકડયા હતા, અને રાજમહેલના ચોગાનમાં તેઓને ચાબુકના ફટકાનો માર મરાવ્યો હતો. કારણ માત્ર એટલુંજ કે તેઓએ માર્ગ ઉપર તેને યોગ્ય રીતે સલામ કરી ન્હોતી! ન્હાની શાહઝાદી ગુલબહારે આ જુલ્મ નજરે જોયો હતો, તે આવી નિર્દય શીક્ષા જોઇ ત્રાસી ગઈ, અને રડતાં રડતાં પોતાની માતા પાસે જઈ સર્વ વાત નિવેદન કરી. શક્તિએ આ બાબતમાં પૂરતી તપાસ કરાવી, પરંતુ સત્ય રહસ્ય જાણી શકાયું નહિ. તેને જણાવવામાં આવ્યું કે એ માણસો દારૂના નીશામાં ચકચુર બનીને ઘોર રાત્રીના વખતે રાજમહેલમાં પ્રવેશવાનો યત્ન કરતા હતા એ તેમનો દોષ છે. સત્ય રહસ્ય છુપાઇ રહ્યું, છતાં સુલ્તાના તેમને મુક્ત કરાવવા અને માફી અપાવવામાં વિજયવાન થઈ, એટલુંજ નહીં, પરંતુ એ નિર્દોષ મનુષ્યોમાંના એક સુન્દરલાલને તેણે પોતાની રાજવાટિકામાં માળી તરીકે નોકરીમાં પણ રખાવ્યો. કુતૂબ ક્રોધાંધ બન્યો, પરંતુ કરે શું? પોતાની મનોવૃત્તિ દબાવીને તેણે સુલ્તાન પાસે સુલ્તાનાની દયાળુવૃત્તિ અને ઉદાર હૃદયની પ્રશંસા કરી. જો કે બીજા રાજસેવકો પાસે તો પોતેજ દયાનું પુતળું બની જઇ જણાવતો કે એ ગરીબ માણસોને સુલ્તાનાના કોપમાંથી અને નિર્દય યાતનામાંથી બચાવનાર તે પોતે હતો!

આ બનાવથી કુતૂબ ચેત્યો. નિર્દોષ બાળક આવી રીતે પોતાની છુપી વાતો ઉઘાડી પાડયા કરે તો પોતાને અત્યંત હાનિકારક નિવડે! તેનું પણ ઓસડ તૈયાર હતું. એક દિવસ સુલ્તાનને તેણે સલાહ આપી કે શાહઝાદી હવે દિવસે દિવસે મોટી થતી જાય છે, માટે તેને હવે જનાનામાં રાખવી જોઇએ. સુલ્તાને તે સલાહ સ્વીકારી, પરંતુ તેથી કંઈ પણ ફેરફાર થવા પામ્યો નહિ. કુતૂબે ધાર્યું કે તેની માતાની હૂંફને લીધે આમ થતું હશે, પરંતુ એ બાબતમાં કંઈ પણ પગલાં

ભરવાની તેનામાં તાકાત ન્હોતી! નિરૂપાયે તેને મૌનનો સ્વીકાર કરવો પડયો.

પણ વાત વધતી જતી હતી. કુતૂબની માન્યતામાં એવું ભુત ભરાયું કે રાજ્યકારોબારમાં પણ શક્તિની સત્તા દ્રસ્યમાન થાય છે! તેની સહનશકિતનો હવે અંત આવ્યો. સુલ્તાના ઉપર અંકુશ મુકવાનો તેણે નિશ્ચય કર્યો અને પોતાની ધારણા પાર પાડવા માટે શાહજાદાનો સંહાર કરવા તેણે ગ્યાસુદીનને સલાહ આપી. જે સુલ્તાને પોતાના ભત્રીજાને મારી નાખવાની ઇચ્છા દર્શાવી હતી તેજ સુલ્તાન હવે પોતાનો વિચાર ફેરવી નાખે એ જોઈ કુતૂબના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે માની લીધું કે સુલ્તાનાનો આમાં પણ હાથ છે.

તેણે સુલ્તાનને સમજાવ્યો. શાહજાદો જીવતો હશે તો તે કેવો ભયરૂપ થઇ પડશે તેનું દિગ્દર્શન કરાવીને તેના માર્ગમાં રહેલા સાહેબુદીન રૂપી કંટકને દૂર કરવાની આવસ્યકતા તેના મનમાં ઠસાવી. દીનાજપુરના મહારાજાની સાથે સલાહ કરવામાં તે બાદશાહની સાથે મળતો થયો. મહારાજા સાથે મિત્રાચારીનો સંબંધ જાળવી રાખવા તેણે આગ્રહ કર્યો. દ્વેષવૃતિથીજ તેણે આમ કર્યું હતું. આમ કરવાથી તે સુલ્તાના ઉપર કીનો લેવાય છે એવો તેને સંતોષ થયો, કારણ કે ગણેશદેવ તરફ શકિતનો ભાવ નથી એ તે સારી રીતે જાણતો હતો. બાદશાહને તેણે ખાતરી આપી કે જો ગણેશદેવ એક વખત વચન આપી ચુકે તો પછી તેના ઉપર વિશ્વાસ રાખવામાં કાંઇ વાંધા જેવું નથી.

સુલ્તાનને શંકા થઇ. તેણે પ્રશ્ન કર્યો, "પરંતુ પ્રશ્ન એ છે કે કદાચ તે વચન આપવાની ના કહે તો પછી શું થાય? એમ થાય તો મારે તેને ગરદન મરાવવોજ જોઇએ. તેના આશ્રય વિના સાહેબુદીન નિરાધાર થઈ પડશે. એકવાર જો મહારાજા મરણશરણ થાય તો પછી શાહજાદાને મુક્ત રાખવામાં કાંઇ વાંધો નથી."

બીજા કોઈ પ્રસંગે કુતૂબ તેના મતને સ્વીકારત, પરંતુ સુલ્તાનાની સલાહને લીધેજ આમ થાય છે એવું ધારીને તેણે ક્રોધાંધ બની

સાહેબુદીનના મૃત્યુ માટે પોતાનો આગ્રહ જાળવી રાખ્યો. પોતાની ઇર્ષા, દ્વેશ અને તિરસ્કારને તૃપ્ત કરવાની તેને તીવ્ર જીજ્ઞાસા હતી, અને તે માનતો હતો કે સુલ્તાનાની સત્તાને જડમૂળથી ઉખેડી નાખવાનો અને પોતાની સત્તા જમાવવાનો સમય નજદીક આવી લાગ્યો છે.

દુર્ભાગી શક્તિ મૈયા! તેના માટે ફરેબની જાળ ગુંથાતી હતી તેની તેને ક્યાં ખબર હતી! કુતૂબનાં દુષ્કર્મો અને કુવિચારોથી અજાણ્યા હોવાથી તે તેને પોતાના હિતચિંતક અને શુભેચ્છક સમાન ગણુતી હતી. યુદ્ધના અંતિમ સમયે શક્તિ ગણેશદેવને છેવટને માટે મળવા ગઇ હતી તે પ્રસંગે કુતૂબે તેને સહાય કરી હતી, અને તે સમયથી નિખાલસ મનથી શક્તિએ તેનામાં પુર્ણ વિશ્વાસ રાખ્યો હતો. પરંતુ તે સમયે પણ હમેશની માફક તેની દાનત બુરી હતી. તે એવી આશા રાખી રહ્યો હતો કે શક્તિ ત્યાંથી પાછીજ નહિં ફરે, અને કદાચ ફરશે તો પણ આ કૃત્યને માટે તે તેને નિરંતર પોતાના દાબમાં રાખી શકશે. પરંતુ એ આશા નિષ્ફળ નિવડી. શક્તિ પાછી આવી અને વળી બેગમ પણ બની! આમ થવાથી આ ભરમ સુલ્તાન આગળ ફોડી દેવાની તેને વારંવાર ઇચ્છા થતી, પણ તે કાર્યમાં પોતાની સામેલગીરી ગણાવાના ભયથી તે અત્યાર સુધી મુંગો રહ્યો હતો. એટલામાં તેને બીજી તક હાથ લાગી! આ ભોળી ભામિનીએ કુતૂબને બોલાવ્યો, અને કેદખાનામાં ગણેશદેવને મળવાની ઇચ્છા પ્રદર્શીત કરી. કુતૂબનું હૃદય મલિન આનંદથી ઉછળ્યું, તેણે સુલ્તાનાને માન સહિત નમન કર્યું, પોતાની વફાદારી વ્યક્ત કરી, અને કહ્યું, "બાખુશી, નામવર સુલ્તાના સાહેબા! આપને માટે આ જાન આપવો પડે તોપણ આ સેવક તૈયાર છે. આપ જે સેવા ફરમાવો છો તે તો તદ્દન નજીવી છે એટલે એમાં કોઈ પ્રકારનો વાંધો આવનાર નથી. આ સેવક આપનું ફરમાન ઘણી ખુશીથી અમલમાં મુકશે. આપની ઇચ્છા અનુસાર સર્વ ગોઠવણ થઇ જશે."

શક્તિ પોતાની ધારણા પાર પડતાં સંતોષ પામી. કુતૂબ પોતાને આવી તક મળતાં મનમાં મલકાયો. બંનેના વિચાર પોતપોતાની કાર્ય-સિદ્ધિ તરફ દોરાયા હતા!

---

# પ્રકરણ ૪૧ મું.

## સકંજામાં સપડાયલો સિંહ.

The wretch condemned with life to part,
Still, still on hope relies;
And every pang that rends the heart
Bids expectation rise.

(The Captivity)

વનપ્રદેશમાં ગર્જના કરતો–વીરહાક ગજાવતો સિંહ દુર્દૈવથી અત્યારે પાંજરામાં પુરાયો હતો. સુલ્તાનને પણ હંફાવનાર, શત્રુઓનું માનમર્દન કરનાર શુરવીર ક્ષત્રિય ગણેશદેવ અત્યારે સકંજામાં સપડાયો હતો, દુશ્મનનો બંદીવાન બન્યો હતો!

કારાગૃહમાં પડયો પડયો તે કંઇ કંઈ વિચાર કરતો હતો. એક વખત પોતે મુક્ત થાય તો પોતાના શૌર્યનો સ્વાદ શત્રુઓને ચખાડવા તે આતુર બન્યો હતો. પરંતુ સંજોગો પ્રતિકુળ હતા! ગણેશદેવ એનો એ હતો, ક્ષાત્રશૌર્ય પણ એનું એ હતું, પરંતુ સમય એનો એ નહોતો. તેનું ક્ષત્રિય લોહી ઉછળી આવતું, શત્રુનો સંહાર કરવા પ્રેરતું, પરંતુ સમય ક્યાં તેને અનુકૂળ હતો? સત્ય કહ્યું છે કેઃ—

સમય સમય બળવાન હય, નહિ પુરૂષ બળવાન,
કાબે અર્જુન લુંટીયો, યહિ ધનુષ્ય યહિ બાણ!

એક વખત તેના પ્રેમમાં મસ્ત બનેલી પરંતુ હવે બીજાની બનેલી શક્તિ અત્યારે પોતાના બાદશાહી દિવાનખાનામાં ઉત્તમ વસ્ત્રાભુષણો સજીને પોતાની દેહકળીને દીપાવતી હતી. લગ્નદિવસની માફક સુલ્તાનાના બાદશાહી પોશાકમાં સજ્જ થઇને તે તત્પર બની.

આવો શણગાર સજી તે ક્યાં જવાની હતી ? તે કારાગૃહમાં જ્યાં એક સમયનો પોતાનો પરમ પ્રેમી કેદી તરીકે પડયો હતો–જે પ્રેમીએ પોતાનો તિરસ્કાર કર્યો હતો, જેણે પોતાનો હાથ તરછોડયો હતો, અને પોતાની જીંદગી કલંકિત બનાવી હતી !

હવે કદી પણ તે તેની સમક્ષ સંન્યાસિનીનાં વસ્ત્રો ધારણ કરીને જાયજ નહિ ! નહિ, તેમ શામાટે કરવું જોઈયે ? હવે તો તે તેના ઉપર વિજય મેળવવા–સરસાઈ ભોગવવા આવતી હતી ! એટલા માટે તો પૂર દમામમાં તેની નજરે ચડવાની જરૂર હતી !

અરે પેલા શાંત વનપ્રદેશમાં તેણે જે વચનો ઉચ્ચાર્યાં હતાં તે ગણેશને યાદ હતાં ? શું ચંદ્રપ્રકાશીત સરોવર પાસે તેણે દયાને માટે છેલ્લી વખત કરગરીને વિનંતિ કરી હતી તે દ્રશ્ય તેના સ્મરણમાં હતું ? ગણેશ, જો, પેલો શ્રાપ સત્ય નિવડયો છે, વેર વાળવાનો સમય નજદીક આવી લાગ્યો છે, આશાભંગ જીવન સ્વતંત્ર બન્યું છે ! હવે તો તેની કૃપા યાચવાનો તારો સમય આવ્યો છે, તને જીવન કે મૃત્યુ આપવું એ તેના હાથમાં છે !

**કારાગૃહની એક અંધારી કોટડીની ભોંય ઉપર પડયો પડયો*** થાકેલો અને આશ્રયહીન ગણેશદેવ, કેદખાનાની બારીમાંથી આકાશમાં ચમકતા તારાઓ ગણતો હોય તેમ ઉંચે જોઈરહ્યો હતો. તેનું હૃદય દુઃખભારથી દબાતું હતું. આજે સાંજે બાદશાહના દૂતો સંદેશો લાવ્યા હતા જેમાં તેની મુક્તિને માટે બાદશાહે કેટલીક શરતો જણાવી હતી–સુલ્તાનની વિરૂદ્ધ તેણે કદી પણ હથિયાર ઉગામવા નહિ, તેમજ જ્યારે પણ તેને ફરમાવવામાં આવે ત્યારે તેણે કારણ વ્યાજબી છે કે નહિ તેનો વિચાર કર્યા વગર બાદશાહની મદદે આવવું. આ શરતો તેણે પ્રતિજ્ઞા લઈ કબુલ રાખવી જોઇએ, તોજ તેને મુક્ત કરવામાં આવે !

* જુઓ ચિત્ર.



કારાગૃહની એક અંધારી કોટડીની ભોંય ઉપર પડ્યો પડ્યો......

ચિ.-શ્રી કલાબ્ધિ.] **પ્રેમ પ્રભાવ.** [ પૃ. ૨૮૪

ક્ષત્રિયપુત્ર ગણેશે તે સ્વીકારવાની સ્પષ્ટ ના પાડી. હવે મોત સિવાય બીજી શી આશા ? પરંતુ પરવશ જીવન કરતાં મૃત્યુ વધારે સુખકર હતું. આવી શરતો પોતાની પાસે કરાવવાની તજવીજ થાય એ વિચાર આવતાં પણ તેનું લોહી ઉકળી આવ્યું. સત્યતાના સંરક્ષણ માટે જીવનસમર્પણ કરવું એ જીવનની સાર્થકતા હતી. મૃત્યુથી તે ડરતોજ નહોતો. કારણ ક્ષત્રિય પુત્રો મૃત્યુને વધાવી લેવા માટે સદા તત્પરજ હોય છે. પરંતુ એકજ વાતનું તેને દુઃખ થતું હતું. પોતાની પાછળ રહેનાર કુટુંબ પરિવારનો, સ્નેહિજનોનો, પોતાની પ્રજાનો તેને વિચાર આવ્યો. પોતાના મૃત્યુ પછી પોતાની સ્ત્રી અને સંતાન કેવાં નિરાધાર બનશે, તેઓને દુશ્મનની દયા ઉપર રહેવું પડશે, પોતાનો રાજ્યપ્રદેશ કેવો ખેદાનમેદાન થશે, રાંકડી વફાદાર પ્રજાને સુલ્તાનના ત્રાસની ધોંસરીમાં જોડાવું પડશેઃ આવા આવા વિચારો તેને અકળાવવા લાગ્યા.

તેના જીવનની છેલ્લી પળોમાં પણ તેને આશ્વાસન આપનાર કોઇ ન્હોતું. ત્યાં કોઈ મિત્ર ન્હોતો, મધુર મીઠો અવાજ ન્હોતો, તેના મનનું સાંત્વન કરનાર કે કપાળે હાથ ફેરવનાર કોઇ કોમળ હાથ પણ ન્હોતો. મૃત્યુ આટલું બધું નજદીક આવી લાગ્યું છે એમ તે માનતો નહોતો. સર્વશક્તિમાન પરમાત્મામાં તેનો વિશ્વાસ દ્રઢ હતો, અને અદ્યાપિ તે વિશ્વાસનો તેને આધાર હતો. કોઈ અદ્‌ભુત દૈવી શકિત હજી પણ પોતાના ઉપર આધાર રાખનારાઓને ખાતર પોતાનો જીવ બચાવશે એવી તેની માન્યતા હતી. અધીરાઈથી તેણે પોતાનો હાથ દિવાલ સામે અફાળ્યો, પરંતુ ઉત્તરમાં માત્ર ભયંકર પ્રતિધ્વનિ થયો, અને તેના હૃદયને કોરી ખાનાર દુઃખે સાક્ષી પુરી કે તે હજી બંધનમાંજ હતો ! પોતાની મુર્ખતા ઉપર તેને હાસ્ય ઉપજ્યું.

એકાએક તેને સંન્યાસિનિનું સ્મરણ થયું. શું તે દેવાંશી માતા તેની વ્હારે નહિ ધાય ? અલબત્ત તેની મુકિત માટે તે સતત યત્નો આદરી

રહી હતી. પોતે ન્યાયી કાર્ય માટે લડતો હતો. ત્યારે શું ન્યાયી પ્રભુ તેને મરવા દેશે અને તેના રક્ષણ અને આશ્રય ઉપર આધાર રાખી રહેલાઓને રખડતા કરી મુકશે ?

અને હવે તેના મનસ્વી તરંગોમાં શક્તિમૈયા ખડી થઈ. તેણે તેનો દિન-હૃદયના ચુરા કરી નાખનારો આર્જવ સ્વર સાંભળ્યો. શું તેણે પણ ન્યાયી કાર્ય માટે પોતાને આશ્રય આપવા કરગરીને વિનંતી નહોતી કરી! સંતાપ અને પ્રશ્ચાતાપથી તે પીડાવા લાગ્યો. નહિં, નહિં, તેનું ભાવિ નિર્માણ થઈ ચુકયું હતું. જે રાત્રે તેણે તદન બેદરકારીથી તેને દુઃખમાંથી બચાવવાની કે આશ્રય આપવાની ના પાડી હતી તે સમયથીજ તેણે પોતાનો નાશ વ્હોરી લીધો હતો. તેની આશા નષ્ટ થઇ, અને તેનું સ્થાન વિષાદ અને ઉદ્વેગે લીધું. વિચાર કરતાં, આશા નિરાશાના તરંગોમાં અટવાતાં તે થાકીને લોથપોથ થઇ ગયો અને એ પરિશ્રમના પ્રતાપે નિંદ્રાદેવીને શરણે જઈ પડયો.

નિંદ્રાવસ્થામાં તેને એક સ્વપ્ન આવ્યું. જાણે કારાગ્રહની એ કોટડીની ચારે દિવાલો ઉડી ગઈ અને ઉડુગણથી અલંકૃત બનેલા નભોમંડળની નીચે ખુલ્લા મેદાનમાં એક દેવીના દર્શન થયાં! તેનો અંતરાત્મા આનંદથી ઉછળ્યો. હર્ષાવેશમાં તે તેને પગે પડી વંદન કરવા જતો હતો એવામાં સ્હેજ અવાજથી તેની ઉંઘ ઉડી ગઇ. શું એ આભાસ સત્ય હતો ? શું તેને મુકત કરવા માટે દેવી દ્રસ્યમાન થયાં હતાં ?

તેણે પોતાની આંખો ચોળી. નેત્રો ઉઘાડતાં તેણે શું જોયું ? જવાહિરથી ઝગમગતા રાજવંશી વસ્ત્રોમાં સજ્જ થયેલી એક સ્ત્રી ત્યાં ઉભી હતી, અને એ જવાહિરના તેજથી તે અંધારા કારાગ્રહમાં પ્રકાશ ફેલાઈ રહ્યો હતો! તેનું અંતર પવિત્ર ભકિતભાવથી રેલાયું. તે સમજી શકયો નહિં કે પોતે સ્વપ્નવશ છે કે જાગૃત ?!




જમીન ઉપર એક મનુષ્યાકૃતિ ચતીપાટ પડેલી તેની નજરે પડી.

[ચિ-શ્રી કલાનિધ.] **પ્રેમ પ્રભાવ.** [પૃ. ૨૮૭

# પ્રકરણ ૪૨ મું.

## સેવાનો અનાદર.

'જન્મને જીવનાં કૃત્યો છે આકસ્મિક સૌ અરે,
પાસા ફેંકે જનો સર્વે દા દેવો હરિ હાથ છે.'

**કલાપી.**

કારાગૃહની કોટડી અંધકારમય હતી. ત્યાં પ્રવેશ કરતાં શક્તિ ઘોર અંધકાર શિવાય બીજું કંઈ પણ જોઇ શકી નહિ. તેણે દ્વારપાળને બત્તી લાવવાની આજ્ઞા કરી અને ત્યાંજ સ્થંભી ગઇ. અંધકારની શ્યામતા સહન ન થવાથી પળવાર આંખો બંધ થઈ અને પુનઃ ઉઘડી. અંધકારની પ્રબળતા ઓછી જણાઈ. દિવાલમાંની નાની બારીમાંથી ઝાંખો પ્રકાશ પડતાં **જમીન ઉપર એક મનુષ્યાકૃતિ ચતીપાટ પડેલી તેની નજરે પડી.** * તે આકૃતિ તરફ શક્તિ આગળ વધી.

બંદીવાન ચમક્યો–ચોંક્યો, એકાએક તેના મુખમાંથી શબ્દો નિકળી પડયા, "કોણ શક્તિ?"

આ બે શબ્દોમાં તેની હૃદયવેદના સ્પષ્ટ વ્યક્ત થતી હતી.

સ્પષ્ટ મક્કમ અને તીવ્ર સ્વરે ઉત્તર મળ્યો, "નહિ, શક્તિ નહિ, પણ સુલ્તાના!"

ટાઢા ડામ જેવા આ મશ્કરી અને મેણાંથી ભરેલા વચનોના પ્રતિધ્વનિથી કારાગ્રહની દિવાલો પણ કંપવા લાગી. બંદીવાન સ્થીર પડી રહ્યો હતો. સુલ્તાના પણ શાંત હતી. તેણે અંધકારને ભેદીને

* જુઓ ચિત્ર.

રાજાની મુખમુદ્રા જોવાનો યત્ન કર્યો. પોતાના શબ્દોથી થયેલી અસર જોવાની તેની ઇચ્છા હતી, પરંતુ અંધકાર દયાળુ હતો. તેના મુખ ઉપર છવાયલી ગ્લાની તે જોવા પામી નહિ.

દ્વારપાળ દીપક સહિત દાખલ થયો, અને બત્તી ત્યાં મુકીને દ્વાર બંધ કરી ચાલ્યો ગયો.

દીપકના પ્રકાશમાં કેદી બરાબર નજરે પડતો હતો. તેણે શું જોયું ? પોતાની યુવાવસ્થામાં જે યુવાનનું પોતે રટણ કર્યા કરતી હતી તેવો આ ન્હોતો, તેમજ રાજવંશી પોશાકમાં સજ્જ બનેલો અને જ્યાં જાય ત્યાં માણસો માનમાં પોતાનું સર ઝુકાવે તેવો અભિમાની અને દમામદાર રાજા પણ ન્હોતો ! અત્યારે તો તેની નજરે એક ઉદાસ મૂર્તિ નજરે પડી. તે બંદીવાન દુઃખી અવસ્થામાં હતો. માથાનાં લાંબા વાળ વિંખરાયલા લબડતા હતા. ચ્હેરો ફિક્કો, શુષ્ક, નિસ્તેજ અને સંતપ્ત હતો. માત્ર ઉંડી ઉતરી ગયેલી ખાડાવાળી કાળી આંખોમાં હજી પ્રતિભા ચમકતી હતી. આટલી નિશાની શુદ્ધ ક્ષત્રિય કુળના રાજાને ઓળખાવવાને બસ હતી !

એક અક્ષર પણ ઉચ્ચાર્યા વિના તે તેના તરફ ટગર ટગર જોઈ રહી. તેની મુખચર્યા ઉપરથી તેના અંતરની લાગણીઓ પરખાઇ શકાય એમ ન્હોતું. આ તેના વિજયનો–તેના વેરનો વખત હતો ! શું તેને આનંદ થતો હતો ?

તેના મુખ ઉપર અવનવો ફેરફાર થયો, લાંબી કાળી પાંપણ ઉપર અશ્રુબિંદુ ચમક્યું, તેના બીડેલા અધરોષ્ટ કંપ્યા. તે સ્થીર, સીધ્ધી, જડવત ઉભી રહી. જાણે આરસપહાણના પુતળામાંજ જીવન સંચાર થયો હોય ! કેદીના દુઃખોથી તેનું હૃદય ડંખાયું. અરે દેવતાઓ ! દૈવી ભૂમિની દિવ્ય મૂર્તિઓ ! સ્ત્રીના હૃદયનું નિરિક્ષણ કરો અને ચકિત બનો ! જાણે જાદુઈ લાકડીનો સ્પર્શ થયો હોય તેમ તેની

વૃત્તિ ફરી ગઈ, સ્ત્રીત્વના ઉમદા સ્વભાવરૂપી તાર ઉપર ચડી ગયેલો કડવાશ રૂપી કાટ ધસાઈ ગયો, મોહપટનો નાશ થયો.

યોગિનીએ પોતાને કહ્યાં હતાં તે વચનોનો મર્મ હવે તે સમજી. તેનો જીવ સન્માર્ગે દોરાયો. ખરેખર આ તેના વિજયનો વખત હતો, કારણ કે તેણે પોતાની ઉચ્ચવૃત્તિ પુનઃ પ્રાપ્ત કરી હતી. છેવટે તે બોલી, "રાજકુમાર, ઉઠો, ઉભા થાઓ."

અત્યારે તેનો અવાજ મધુર, કરૂણાર્દ્ર, અને કોમળ હતો. આવો ફેરફાર જોઇ ગણેશ દિગ્મૂઢ બન્યો. સ્ત્રીના હૃદયની વાતનો દેવતાઓ પણ પાર પામી શક્યા નથી તો પછી બિચારા ગણેશદેવનું શું ગજું ?

શક્તિ પુનઃ બોલી, "ઉઠો રાજકુમાર ! વખત વિતી જાય છે. આ વસ્ત્રો લ્યો અને તે પરીધાન કરો."

ગણેશ સમજી ગયો. શક્તિ તેને મુક્ત કરવા આવી હતી. ત્યારે શું તેનું સ્વપ્ન સત્ય નિવડયું ? પુનઃ મુક્તિનું સ્વપ્ન તેની નજર આગળ ખડું થયું, તેણે પોતાને બંધનમુક્ત બનેલો જોયો, પોતાના પ્રિયજનોમાં પોતાને હરતો ફરતો જોયો. યંત્રની માફક ગણેશ ઉભો થયો અને વિચાર કર્યા વિના બોલ્યો, "મારે ક્યાં જવું ?"

શક્તિએ ઝાંખી રોશની બુઝાવી નાંખી અને બને તેટલી ત્વરાથી પોતાની વિસ્તીર્ણ સાડીનો થોડો ભાગ ફાડી નાંખ્યો. પોતાના મસ્તક ઉપરથી સોનેરી ભરતકામ વાળી શાલ લઈ આ બંને વસ્તુઓ બંદીવાનને આપતાં તે બોલી, "રાજકુમાર, આ વસ્ત્રો લ્યો, તેનાથી તમારો દેહ બરાબર ઢાંકો. દરવાજા આગળ જઇ સાંકળ ખખડાવજો, એટલે દ્વારપાળ તુરંગના દ્વાર ઉઘાડશે. ત્યાંથી બહાર નિકળી તેની સાથે મુંગા મુંગા ચાલ્યા જજો. કારાગ્રહની બહાર પહેરેગીરને આ વીંટી આપજો. આ મુદ્રિકા લઇને તે કંઇપણ હરકત કર્યા વિના તમને જવા દેશે એટલે તમારી ઇચ્છા અનુસાર ફાવે ત્યાં તમે જઇ શકશો."

હજી પણ સ્વપ્નવશ હોય તેમ રાજા બોલ્યો, "અને તમે ?"

ત્વરાથી ઉત્તર મળ્યો, "મારે માટે તમે કશી ચિંતા ન કરો, સર્વ ગોઠવણ થઇ ચુકી છે, કુતુબ મારે માટે નિર્માણ કરેલા સમયે આવી પહોંચશે."

"પરંતુ તમે ચાલ્યા ગયા છો એવું પહેરેગીર કુતૂબને કહેશે તો?"

"તમારી સાથે આવનાર માણસની બદલીમાં બીજો માણસ આવશે જેને શી ઘટના બની ગઇ છે તેની કંઈ ખબર પડનાર નથી."

"તેનો મિત્ર તેને વાત કરે તો?"

"તેમ કંઇ થવાનું નથી, રાજકુમાર, સર્વ પ્રકારની ગોઠવણ થઇ ચુકી છે. ઉતાવળ કરો, આમ વિચારમાં વખત ન ગુમાવો, નહિં તો સઘળી બાજી બગડી જશે!"

શું સર્વ ગોઠવણ થઇ ચુકી હતી? વાહ, કુલિન નિડર અબળા! ધન્ય છે તારી ઉદારતાને! તારા મુખમાંથી નિકળેલી આ અસત્ય વાણી માટે પણ દેવતાઓ તને શુભાશિષ આપશે! તે તો માત્ર ગણેશનોજ વિચાર કરતી હતી; પોતાની તરફ જે ભય ઘુરકી રહ્યો હતો, જે જીવનું જોખમ તે ખેડતી હતી તેના વિચારો શક્તિના હૃદયમાં સ્થાન મેળવી શકયા નહિં

સ્વતંત્રતામાં ઉછરેલા કુમારે પુનઃ એક વાર મુક્તિનો–સ્વતંત્રતાનો દમ ખેંચ્યો. પરંતુ અચાનક તેના વિચાર ફરી ગયા, સ્વતંત્રતાનો પ્રકાશ નષ્ટ થયો.

સ્પષ્ટ દ્રઢ સ્વરે તે બોલ્યો, "સુલ્તાના, હું ન્હાસી નહિં જઉં. લ્યો, આ તમારા વસ્ત્રો અને વીંટી પાછા લ્યો."

સુલ્તાનાને કારી ઘા થયો. આશ્ચર્ય પામી તે બોલી, "કેમ મહારાજા. શા માટે નહિં?"

"તમે મને જે ભેટ અર્પણ કરો છો તેને હું લાયક નથી. હું તમારે હાથે મળેલી મુકિત સ્વીકારી શકતો નથી." તેના સ્વરમાં નિશ્ચલતા ઓતપ્રોત ભરેલી હતી.

શકિતએ જાણ્યું કે તેનો નિશ્ચય અડગ–અચળ હતો. તેનું મ્હોં લેવાઇ ગયું. છેવટની–અંતીમ આશા પણ નષ્ટ થઇ. લથડીયાં ખાતાં

દેહને ભોંય ઉપર પડી જતો બચાવવાને તે દિવાલને આધારે ઉભી રહી.

કારાગૃહમાં આવી વસ્તુસ્થિતિ હતી, ત્યારે કુતૂબ સુલ્તાનની શોધમાં નીકળી પડયો હતો, અને પોતાની અધમ ઇર્ષાળુ વૃત્તિને સંતોષતો હતો. વફાદારીના આડંબરથી તેણે શક્તિ પાસેથી જે જે વાત જાણી લીધી તે સુલ્તાનને નિવેદન કરી. બાદશાહના કાન ભંભેરાયા.

કુતૂબની વાતથી બાદશાહનો પીત્તો ઉછળ્યો, તે ક્રોધથી ઘેલો બન્યો. "કુતૂબ, એમ બની શકેજ નહિં, આતો જૂલ્મ કહેવાય. હું તો તે માનીજ શકતો નથી. તું તદ્દન જુઠું બોલે છે."

દુર્ભાગી બાદશાહ! તેની વિચારશક્તિ ઝ્હેર મારી ગઇ હતી.

પ્રસન્ન ચિત્તે કુતૂબે ઉત્તર આપ્યો, "આપ નામવર નજરે જોયેલી વાતને તો કદાચ સાચી માની શકશો. આપ મહેરબાન મારી સાથે પધારવાની તકલીફ ઉઠાવો તો આપની ખાત્રી કરી આપું કે આ હકિકત હરફે હરફ રાસ્ત છે."

"મારાથી આવવાનું બને તેમ નથી. તું કહે છે એ સાચુંજ હોય તો જા, તરત તે માથું કાપીને મારી પાસે લઇ આવ."

"કોનું માથું, જનાબે આલી?"

"કોનું માથું? પેલા કાફર ગણેશદેવનું,"

"ત્યારે સુલ્તાનાને મારે શું કહેવું?"

"તારે સુલ્તાનાને કંઈ કહેવાની જરૂર નથી, એ મારૂં કામ છે."

કુતૂબના બાર વાગી ગયા! સુલ્તાનાને મરેલી અથવા દેશપાર થયેલી જોવાની તેની ખાસ ઇચ્છા હતી. પરંતુ બાજી બગડી ગઇ, પાસા પલટાઇ ગયા, તેનો દાવ અવળો પડયો.

ઉત્સાહભંગ બનેલો કુતૂબ બાદશાહિ ફરમાનનો અમલ કરવા ત્યાંથી જતો હતો તેવામાં તેને પાછો બોલાવવામાં આવ્યો."

બાદશાહે કહ્યું, "જો સુલતાનાએ બંદીખાનાનો હજી ત્યાગ ન કર્યો હોય તો બંદીવાનને હમણાંજ કતલ કરવાનો નથી સમજ્યો કે?"

"જેવું આપ બાદશાહ સલામતનું ફરમાન." નરમ ઘેંસ જેવો બનીને હાય અફસોસ કરતો કુતૂબ ત્યાંથી ચાલ્યો ગયો.

# પ્રકરણ ૪૩ મું.

## કારાગૃહનો ત્યાગ.

'ભૂલે ભલભલા ભૂલે રે
ભાવિનો ભરમ કોથી નવ ખુલે.'

ગણેશના વર્તનથી શક્તિ વિસ્મય પામી. તેના મનની ઉમેદો ભાંગી પડી. તેનું આશામંદિર તુટી પડયું. આજે ગણેશદેવે કરેલા અનાદરથી તેના દુઃખનો પાર રહ્યો નહિ. પોતાના દુઃખમય જીવનમાં તેણે અનેકવાર નિરાશાઓ અનુભવી હતી, પરંતુ આજની નિરાશા તો સર્વને વિસરાવી દે તેવી હતી. આજનો સંતાપ અગાઉના જેવો નહોતો, કારણ આગગનો કોપ અને ઇર્ષાવૃત્તિ આજે શક્તિમાં નહોતાં. આજે રાત્રે શક્તિના હૃદયમાં સ્વાર્થને સ્થાન નહોતું. દુઃખના ડુંગરથી તે કચરાઇ મરતી હોય એમ તે માનવા લાગી. જગતમાં પોતાનું કોઇ નથી એમ તેને લાગ્યું. નિરાશા અમાપ જણાઇ. સૂર્યમંડળથી જુદા રહેલા ધુમકેતુની માફક પોતે પણ જગતની સાથેનો સંબંધ ગુમાવ્યો હોય તેવો વિચાર આવ્યો. પોતે જે સાંભળ્યું તે સત્ય હતું કે કેમ તેની પણ ખાત્રી ન થઇ.

કોટડીનો ત્યાગ કરીને તે બહાર આવી. આકાશ વાદળાંઓથી ઘેરાયલું હતું. એકપણ તારલીયો અંધકારને ભેદવા ચમકતો નહોતો. મૂર્છાવશ બની હોય તેમ તે ઉભી રહી. સર્વ કંઇ અંધકાર અને નિરાશામય જણાયું. પોતે કયાં કેવી સ્થિતિમાં છે તેનું પણ ભાન ન રહ્યું.

દ્વારપાળે આ જોયું. તે ડરતી હશે એમ ધારી તેણે બત્તી લાવવાની વિનંતી કરી. તેના અવાજથી તે ચોંકી. અતિ મંદસ્વરે તેણે ઉત્તર આપ્યો, "ના...નહિં......કંઇ નહિં, ચાલો આપણે જઇયે."

જમાદાર ગુલામઅલીખાં બહારના દરવાજા પાસે લાકડાની બેઠક ઉપર બેઠો હતો. ત્યાંથી શક્તિ પસાર થઇ ત્યારે પહેરેગીરોએ તેને ટોકી, "કોન ?" જમાદારે તેઓને બોલતાં બંધ કર્યા. શક્તિ આગળ વધી. પરંતુ તરતજ જમાદાર તેની પાછળ દોડયો, "પેલી વીંટી ?"

કારાગ્રહમાં પ્રવેશ કરવા માટે કુતૂબે શક્તિને એક વીંટી આપી હતી. કુતુબ અને શક્તિ વચ્ચે એવી મસલત થઇ હતી કે કારાગ્રહથી થોડે દૂર આવેલા થાણામાં કુતૂબે રાહ જોઇ બેસવું, અને કારાગ્રહ છોડતી વખતે શક્તિએ જમાદાર સાથે તે વીંટી કુતૂબને મોકલાવી આપવી, જેથી તે ત્યાં આવે અને સુલ્તાના નિર્વિઘ્ન મહેલમાં પહોંચી જાય તે જુએ.

આટલા વખત સુધી કાળા કર્મનો કરનાર કુતૂબ થાણામાં બેસી સમય વ્યર્થ વિતાડતો નહોતો, પરંતુ એ તો પોતાની કપટજાળ બીછાવવા ક્યારનો સુલ્તાન પાસે પહોંચી ગયો હતો. પરંતુ જતાં જતાં શક્તિ કારાગૃહનો ત્યાગ ક્યારે કરે છે તે જાણવાની ગોઠવણ કરવાનું તે ચૂકી ગયો નહોતો. પોતાના એક માણસને ગુલામઅલીખાં પાસે રાખીને જો સુલ્તાના કારાગ્રહમાંથી પાછાં ફરે તે દરમ્યાન પોતે ત્યાં ન આવી પહોંચે તો તે માણસ સાથે વીંટી તરત મોકલાવી આપવાની તેને સૂચના આપી રાખી હતી. સુલ્તાના પાછી ફરે તે પહેલાંજ ત્યાં હાજર થઇ જવાનો તેણે નિર્ણય કર્યો હતો, પરંતુ સુલ્તાનને ખબર આપવા માટે તેને નિંદ્રામાંથી જાગ્રત કરવો પડે તેમ હોવાથી વખત છે ને કદાચ વધારે સમય વીતી જાય ! આમ હોવાથી પૂખ્ત વિચાર કરીને કુતૂબે સમયસૂચકતા વાપરી હતી. કારાગૃહમાં પ્રવેશ કરનાર સ્ત્રી સુલ્તાના છે એ વાત છુપી રાખવાનું તે ભૂલી ગયો નહોતો !

જમાદારની માગણી થતાં શક્તિએ બેદરકારીથી ઉત્તર આપ્યો, "વીંટી ? શાની વીંટી ? અહિં તો વીંટી બીંટી કંઇ નથી !"

"પણ......કુતૂબશાહનો હુકમ......"

ગરીબ વિચારો જમાદાર કુતૂબની આજ્ઞાને વશ બની આગ્રહ કરવા ગયો.

શક્તિએ તેની જીભ બંધ કરી, "બસ, બાજુએ ખસી જા, તારી સુલ્તાના તને આજ્ઞા કરે છે !"

આભો બનેલો, મનમાં હેબક ખાઇ ડરી ગયેલો જમાદાર બાજુ ઉપર ખસી ગયો. સુલ્તાના નિર્વિઘ્ને ત્યાંથી ચાલી ગઇ. જમાદાર બિચારો ઢીલો બનીને પોતાના સ્થાન ઉપર આવ્યો.

મનમાંજ તે બબડવા લાગ્યો, "કોણ સુલ્તાના સાહેબ ! યા અલ્લાહ ! હુંતો એમજ ધારતો હતો કે બંદીવાનની ઓરત પોતાના ખાવિંદને મળવા આવી હશે, અને આપણને કંઈ બક્ષીસ મળશે. પરંતુ કમબખ્ત તકદીરજ એવાં ! અહા કુતૂબશાહ કેવા નશીબદાર કે સુલ્તાન અને સુલ્તાના બંનેને મનમાં આવે તેમ નચાવે ! હશે યાર, ચાલો, પેલા ઉંઘણસીને જગાડીને મોકલી દઈએ."

કુતૂબનો માણુસ ફતેહખાં ભર ઉંઘમાં ઘોરતો પડ્યો હતો તેને મહા મહેનતે તેણે જગાડ્યો, અને વીંટી નથી મળી એમ જણાવ્યું.

ફતેહખાંની આંખો ઘેરાતી હતી. એ ઉંઘણસીએ ધાર્યું કે વીંટી મળી નથી એટલે જવાની–જાગવાની શી જરૂર છે ? પુનઃ તે ઘસઘસાટ ઉંઘવા માંડ્યો.

ગુલામઅલીખાં બંધાણી હતો તેણે મનમાં વિચાર કર્યો કે વીંટી મોકલવાની નથી ત્યાંસુધી શી ચિંતા છે ! તે નિરાંતે ચલમના દમ ફૂંકવા લાગ્યો.



# પ્રકરણ ૪૪ મું.

## પ્રેમ માટે પ્રાણ !

When slight has followed slight,
And insult has been added to insult,
The love which is determined still to love on,
Assumes a character at once fearless and divine.

—*Davies.*

જ્યારે અપમાન ઉપર અપમાન થયા કરે છે, તિરસ્કાર ઉપર તિરસ્કાર થયા કરે છે, ત્યારે પ્રેમીજન જેણે પ્રેમ ન છોડવાનો નિશ્ચય કર્યો છે તે એકદમ દિવ્ય અને નિર્ભય વર્તન કરે છે.

રજનીએ અંધકારમય સાડી પરિધાન કરી હતી. મધ્ય રાત્રીએ કૃષ્ણ પક્ષની ગાઢ શ્યામતા છવરાઇ હતી. આ સમયે **શક્તિ** બેધડક અરણ્યમાં રખડતી હતી. અંધારી રજનીમાં ફરવાને તે ટેવાઇ ગઇ હતી, કારણ યાત્રાનાં છ વરસોમાં તેને અનેક વખત રાત્રીએ મુસાફરી કરવી પડતી હતી ! પોતાને પરિચિત અરણ્ય તે વીંધવા લાગી. વૃક્ષો આવકાર આપતાં હોય તેમ ભુજા સમાન પોતાની ડાળીઓને તેના તરફ પ્રસરાવતાં જણાતાં હતાં. જુના મિત્રની માફક સૌ તેનો સત્કાર કરતું. સત્વર તે સરિતા તીરે આવી પહોંચી. પેલું આમલીનું વૃક્ષ જેના ઉપર થોડાંક વર્ષો ઉપર સંધ્યા સમયે બેસીને **શક્તિએ ગણેશ** પાસે પ્રેમયાચના કરી હતી તે ત્યાંનું ત્યાંજ હતું, પરંતુ તેની ડાળીઓ તુટી ગઇ હતી, માત્ર થડ બાકી રહ્યું હતું. **શક્તિના** જીવનને પણ તેમજ બન્યું ન્હોતું ? સર્વ જીવનસૌન્દર્ય નષ્ટ બન્યું હતું, માત્ર દુ:ખમય દેહ ટકી રહ્યો હતો !

આમલી વૃક્ષ જોતાં તે સંધ્યા સમયનો પ્રસંગ યાદ આવ્યો. ગણેશે પોતાની પ્રેમયાચના સ્વીકારી હોત તો જીવન કેવું સુખી નિવડત તેના વિચારો આવવા લાગ્યા. નીચેના કાવ્યનો ધ્વનિ જાણે તેના વિચાર તરંગોમાં ન ઉઠતો હોય ? :—

If you loved me, as I love you,
How happy this little world would be
The light of the day, the dancing hour
The skies, the trees, the birds and flowers
Would all be part of perfect gladness.
And never a note of pain or sadness
Would jar life's beautiful melody
If you loved me as I loved you.

—*Marie Corelli.*

અર્થાત:—હું જેમ તને ચાહું છું તેમ તું મને ચહાતો હોત તો આ નાની દુનિયા કેટલી સુખમય બનત! સુર્યનો પ્રકાશ, પ્રાતઃકાળનો સમય, આકાશ, વૃક્ષ, પક્ષિ, પુષ્પ એ સઘળાં આપણા સંપૂર્ણ આનંદરૂપ થાત. અને હું તને જેમ ચાહું છું તે પ્રમાણે તું મને ચ્હાતો હોત તો જીવનના સુંદર ગાયનમાં દુઃખ અથવા દિલગીરીનો સૂર નિકળીને કદી મઝા બગાડત નહિ.

જુનાં સ્મરણો તાજાં થતાં ગયાં. "ગણેશે પ્રેમનો સ્વીકાર કર્યો હોત તો આવો સમય આવેત ? ઓ પ્રભુ ! મને તો પ્રેમવંચિત રાખી દુઃખી બનાવી, પરંતુ બીજી સ્ત્રીઓને આમ પ્રેમનિરાશા આપતો નહિ, અરે એમ કરવું હોય તો પ્રેમ જામવા દેતો નહિં."

'અરેરે ! યોગ થાશો માં ! થયો તો સ્નેહ જામો ના !
મૃદુથી બેપરવા યા બેદરકાર પ્રેમી જડાશો માં !'

પરંતુ હું ભૂલું છું. દુઃખ એ પ્રેમની કસોટી છે. પ્રેમ ખાંડાની ધાર જેવો છે. પ્રેમ માટે તપાવું–તવાવું જોઇયે. કસોટીમાં પાર

ઉતરવું જોઈયે. પ્રિતની રીત ન્યારી છે. પ્રેમનો પંથ અજબ છે!

' અજાયબ સ્નેહના રસ્તા ! અજાયબ ગાંઠ પ્રેમીની
ખુમારીને ખુવારી છે ! અજાયબ પ્રેમની મસ્તી ! '

વિચારની ધુનમાં તે આગળ ચાલી. તેજ સ્મરણીય સ્થાન જ્યાં જીવનની અકારી પળો તેણે વિતાડી હતી, જ્યાં પોતાની જીવનસખી રૂપ પ્રાણથી અધિક પ્યારી પુષ્પમાળાને તેણે છેવટના પ્રણામ કર્યા હતા તે પીપળનું વૃક્ષ હજી ત્યાં ખડું હતું. ક્ષણભર એ વૃક્ષ તરફ-નીચેની ભૂમિ તરફ જોઈને તે આમતેમ ફરવા લાગી. ભૂમિનાં રજ-કણો-વૃક્ષ પાસેની ધુળ પવિત્ર બનેલી જણાઇ. કારણ જીવનની આશારૂપ માળામાંથી પોતે તોડી નાંખેલાં-પગતળે ચગદી છુંદી નાંખેલાં કરમાયલાં પુષ્પો એ ધુળમાં ભળી ગયાં હતાં !

તે પ્રસંગ તેની નજરે ચડયો. વૈરની ધુનમાં પોતે કરેલી મૂર્ખતા માટે પશ્ચાતાપ થયો. પ્રશ્ચાતાપથી તેનું હૃદય ડંખાયું.

"તણાઈ વૈરની ધુનમાં, કર્યું મેં મુર્ખતાનું કામ
કટુફળ ચાખવા તેનાં, લલાટે એ લખાયું છે !

હા, એમજ, હવે તો કટુફળજ ચાખવાનાં. ઘણું ભોગવ્યું, અને હજી ભોગવવું પડે છે. જીન્દગી હવે તો મને અકારી થઈ પડી છે. જેને માટે આ સર્વ કર્યું તે દુઃખમાં રીબાય એ મારાથી કેમ સાંખી શકાય ? ખરેખર હવે તો જીવન વ્યર્થ છે, દુઃખમય છે. ત્યારે શું કરૂં ?

'જીવન આ થયું છે મને કટુ'
મરણની ન કાં ઔષધી લઉં ?'

હા, હા, હવે તો એજ ઔષધિ ! પ્રેમીને માટે પ્રાણવિસર્જન ! ગણેશ, તમે મારો ત્યાગ કર્યો, તરછોડી, પરંતુ મારો પ્રેમ તો અખંડ રહ્યો છે. તમે ગમે તેમ કરો, પરંતુ તમારે માટે, ગણેશ, માત્ર તમારે માટે આ દેહ અર્પણ કરવા પણ આ દુર્ભાગી શક્તિ તત્પર છે. મને તો—

'ચીરાવું, રેંસાવું, તડફડી રીબાઇ સળગવું,
શૂળીના કાંટાની અણીપર પરોવાઇ મરવું;
દિસે લ્હાણાં એ તો અગર રસનાં પાત્ર મધુરાં,
ચહું એ ગ્હેરાની સુખથી કુરબાની થઇ જવા.' "

અચાનક કંઇ વિચાર સુઝયો. તે ભૂમિ તરફ વળી, પુષ્પોની પ્રસાદી ધરાવનાર ધુળની મુઠી ભરી અને સાડીના છેડે તે બાંધી લીધી. એ ધુળને ચક્ષુઓ સાથે ચાંપતી તે અરણ્યમાં આગળ વધી.

અલ્પસમયમાં જીર્ણ અવસ્થામાં ટકી રહેલા દેવાલય પાસે તે આવી પહોંચી. તેની ફોઇ–પવિત્ર માતાજી અહિંજ વિરાજતાં હતાં. બારણામાં પડેલી ફાટમાંથી દીવાનો પ્રકાશ ડોકીઉં કર્યા કરતો હતો. શક્તિનાં અંતરચક્ષુઓએ દીપક પાસે બેસી મંત્રો ઉચ્ચારતી–પ્રભુસ્મરણ કરતી યોગિનીને જોઇ લીધી, કલ્પનામાં તે ચિત્ર ખડું થયું.

દ્વાર પાસે આવી લાગતાં તેણે ધીરેથી તે ઉઘાડયું. હા, હા, ચક્ષુઓ બંધ કરીને યોગિની સમાધિમાં બેઠાં હતાં !

એ દેવાલયમાંનો પ્રકાશ દીપકનો ન્હોતો. તેલના દીવાને બદલે હોમનો અગ્નિ પોતાની જ્વાળા ઉંચે ઉડાડી રહ્યો હતો. એ ખંડની વચ્ચે આવેલું દ્વાર ઉઘાડું હતું. હોમનો અગ્નિ કાળી માતાની મૂર્તિ આગળ ઉગ્રતાથી ઝળકી દેવીનું યજન કરતો હતો.

શક્તિ શાંત ઉભી રહી, યોગિનીનું લક્ષ તેના તરફ ન્હોતું. મંત્રોચ્ચારથી દેવાલયના વાતાવરણને પવિત્ર બનાવતી તે યજ્ઞને આહુતિ આપવા ધૃત હોમ્યા કરતી હતી. અગ્નિમાં ઘી હોમાતાં તેની ઝળહળતી જ્વાળાઓ ઉગ્ર બની અને છેક છાપરા સુધી જવા લાગી. આ જ્વાળાઓ રકતના ફુવારાઓ સમાન હોય–એ ફુવારો ઘડીમાં ઉંચે ચડતો અને ઘડીમાં મનુષ્યના જુદા કરેલાં મસ્તકની માફક નીચે પછડાતો હોય એવી શક્તિને ભ્રાંતિ થઇ. પછી જ્વાળાઓ શાંત થતી ગઇ અને હવે જાણે સઘળાં માથાઓ ચોરસ

આકારે ગોઠવાઇ જતાં હોય, અને તેના ઉપર પ્રકાશનું એક રાજ્યાસન નિકળી આવતું હોય એવું જણાયું. આ રાજ્યાસન ઉપર કઇ મૂર્તિ આરૂઢ બની હતી ? સુલ્તાનાએ એ ચ્હેરો ઓળખવાનો યત્ન કર્યો. તેવામાં યોગિની પુનઃ બોલવા લાગી.

"હે સર્વ શક્તિમાન પ્રભુ! હે જીવનદાતા ! તું અમારા ઉપર અનુગ્રહ કર. સકળ વિશ્વનો સૃજનહાર તું છે, તારી દયાથી તું સર્વનું રક્ષણ કરે છે, તારા કોપથી સર્વનો નાશ થાય છે. તું રૂઠયો છે તેથીજ અમારી આ માતૃભૂમિ ઉપર સંકટના વાદળો ઘેરાયાં છે. પરંતુ હે કૃપાસિંધુ ! હવે તો કંઇક કૃપા કર, અમારા માથે ઝઝૂમી રહેલું દુઃખવાદળ વિખેરી નાંખ, અને અમારી માતૃભૂમિના પ્રાચીન શૂરવીરોનો એક પુત્ર જે અત્યારે કારાગ્રહમાં દુઃખી દિવસો ગાળે છે તેને મુક્ત બનાવ. હે દિનબંધુ ! તેના શૂરવીર આત્માને તારી શક્તિ રૂપી પ્રસાદી આપ, તેનું મનોબળ દ્રઢ બનાવ કે જેથી તે ઉત્તેજીત બનીને પોતાના બંધુઓ ઉપર ગુજરતા જુલ્મનું છેદન કરે !"

દ્વાર પાસે ઉભેલી સ્ત્રીનો આત્મા આ વચનોથી ઉન્નત બન્યો, સ્વર્ગમાંથી કોઇ દૈવી વાણી પોતાને પ્રેરણા કરતી હોય એવા વિચારથી ઉત્તેજીત બનીને તે બોલી ઉઠી, "તથાસ્તુ, તેમજ થશે, મહાન શક્તિમાન પરમાત્માએ આ કાર્ય પાર પાડવા માટેજ મને અહિં મોકલી છે."

યોગિનીએ ઉંચું જોયું. કોણ **શક્તિ** ? તે ગણેશદેવને મુક્ત કરે ? કેવળ અશક્ય ! જે **શક્તિ** વૈરનો સંકલ્પ કરી દેવાલયનો ત્યાગ કરી ગઇ હતી તે અત્યારે તેને મુક્ત કરવાની ઇચ્છાથી આમ વનમાં ભટકયાં કરે? યોગિનીને કુતહળ થયું. ભક્તિપરાયણ યોગિની પ્રેમના પ્રભાવને–પ્રેમની જાદુ ભરી શક્તિને ભૂલી ગઈ. તેના સ્મરણમાં કયાંથી આવે કે પ્રેમને માટે અનેક પ્રણયીજનો વનવન ભટકયાં છે, રઝળ્યાં છે, રખડયાં છે અને એક બીજા માટે મરણશરણ બન્યા

છે ! **લયલી** અને **મજનું**, **શીરીન** અને **ફરહાદ**, **કામકુંડલા** અને **માધવાનલ** આ સર્વ પ્રેમયજ્ઞની આહુતિજ બન્યાં હતાં ને ! પ્રેમને માટેજ **લાલન** વેરાગણ બીન બજાવતી, ભિક્ષા માંગતી, લોહીની નીકો નજરે જોતી, પાણીપતના મેદાનમાં આવી હતી. પ્રેમને માટેજ ઈરાવતી દુશ્મનોની ગોળીઓના વરસાદ વચ્ચે **સિદ્ધરામનું** નામ જપતી પ્રેમ યાત્રાએ નિકળી પડી હતી. એજ પ્રેમને માટે આજે **શક્તિ ગણેશને** બંધનમુકત કરવા મથી રહી હતી, જીવ આપવાને પણ તત્પર થઇ હતી!

ધ્યાન ધરતાં યોગિની સત્ય રહસ્ય સમજી શકી. પ્રસન્નવદને તે બોલી, " **શકિત** ! શું તું તેને મુકત કરશે ? "

" માતાજી ! મેં તેમને કયારના મુકત કર્યા હોત, પરંતુ મારે હાથે મળેલી મુકિત તે સ્વીકારતા નથી. પવિત્ર માતાજી, કૃપા કરી આપ મારી સાથે પધારવા કૃપા કરો. તમે કહેશો તેમ તે અવશ્ય કરશે, આપને હાથે મુકત થવામાં તે વાંધો નહિ લે. આ મુદ્રિકાને લીધે આપણે કારાગૃહમાં જઇશું. આપ તેને સાથે લઇ ત્યાંથી ન્હાસી છુટજો. "

માતાજી ઉભાં થયાં અને ચાલવા- લાગ્યાં, પરંતુ **શકિત** તેને અટકાવીને બોલી, "જરા ઉભાં રહો, માતાજી, મને બીજાં વસ્ત્રો આપો."

સંન્યાસિની એક ભગવા રંગનું વસ્ત્ર લાવ્યાં, **શકિતએ** તે લીધું અને પહેર્યું. અરણ્યમાંથી પોતાની સાડીને છેડે બાંધેલી પ્રેમ-પ્રસાદી–ધુળની ભષ્મ શરીરે ચોળી અને મનમાં ગણગણવા લાગીઃ–

' પ્યારાની પાછળ હું જોગણ બની
જોગણ બની હું વિજોગણ બની–'

ભગવી કંથા ઉપર પોતાની સાડીનો અડધો ભાગ **શકિતએ** પહેરી લીધો, લાંબી શાલના બરાબર બે કટકા કરીને એક ભાગ પોતાના દેહની આસપાસ વિંટાળ્યો અને બીજો ભાગ સંન્યાસિનીને

છુપા વસ્ત્ર તરીકે આપ્યો. કારાગ્રહમાં પોતે સાડીમાંથી જે કટકો ફાડી લીધો હતો તે પણ યોગિનીને આપવાનું શક્તિ ભૂલી ન ગઈ.

શક્તિએ સૂચના આપી, "માતાજી, આ સાડી પરીધાન કરો અને આપના શીરોભાગે આ શાલ વિંટાળી લ્યો. કારાગ્રહમાં પ્રવેશ કર્યા પછી મેં જે શાલ તથા સાડી પહેરી છે તે હું આપને આપીશ. જેવી રીતે મેં તે પહેરી છે તેવીજ રીતે પહેરવાની ગણેશદેવને સુચના આપજો અને તેમનો શીરોભાગ બરાબર ઢંકાઇ જાય એ ખાસ લક્ષપૂર્વક જોજો. આમ કરવાથી પ્રવેશ કરતી વખતે આપણે જેવાં જણાઇએ છીએ તેવાંજ તમે કારાગૃહનો ત્યાગ કરતી વખતે દેખાશો એટલે પહેરેગીરોને આ બાબતમાં કંઈ પણ શંકા આવશે નહિ."

યોગિનીએ શાંત ચિત્તે પ્રશ્ન કર્યો, 'અને બેટા ! તું શું કરશે ?"

"હું ? હું પાછળ રહીશ. પાછળથી કુતુબ મારી મદદે આવશે."

શક્તિમૈયા જે જોખમ ખેડતી હતી તે સંન્યાસિનીના લક્ષમાં આવ્યું. પ્રેમઘેલી શક્તિ પ્રેમ માટે પ્રાણાર્પણ કરવાનો વિચાર કરે છે, પ્રેમયજ્ઞમાં પોતાના દેહની આહુતિ આપવા તત્પર બની છે, ગણેશને માટે પોતાનો જાન કુરબાન કરવા મથે છે એ જોઈ યોગિનીનું હૃદય પ્રફુલ્લ બન્યું. તેના મનમાથી ઉદ્દગાર નિકળી પડયાઃ—

'જાદુગર પ્રેમ !
જબરી દીસે લ્હારી જાદુગરી
અદ્દભુત શક્તિ શી તારામાં ભરી—જાદુગર'

શક્તિને સમજાવવાની કે આ કાર્યથી પાછા હઠવાનો ઉપદેશ આપવાની યોગિનીને આવશ્યકતા જણાઇ નહિ. તેણે સ્મીત હાસ્ય કર્યું. જેણે નિરંજનનિરાકારનો આશ્રય શોધ્યો, જે પ્રભુની ભક્તિમાં તન્મય બની, તેને મૃત્યુની દરકાર ક્યાંથી હોય ?

આ ક્ષણભંગુર દેહ અમર નથી તો પછી આવા ઉત્તમ કાર્યને

માટે એ દેહનો ભોગ આપવો પડે તો જીવનની સાર્થકતા ગણાય ! શક્તિ જીવનસાફલ્ય કરતી હતી !

તેના વિચારો શક્તિએ બંધ પાડયા, " માતાજી, એક કામ બાકી છે. મારા વાળ કાપી નાંખો. "

યોગિનીએ તેની વિનંતિનો સ્વીકાર કર્યો. શક્તિએ તે લાંબા, કાળા, સુંવાળા રેશમ જેવા નરમ વાળ યોગિનીને આપ્યા અને કહ્યું, " જો ગુલબહાર માતાવિહોણી થાય તો તેને આ વાળ મારા પ્રેમના છેવટના સ્મારક તરીકે આપજો ! અને માતાજી ! ખાસ લક્ષમાં રાખજો કે આજથી તે બાળા આપની છે, હું તેને આપને ચરણે ધરૂં છું, આપના શરણે છોડી જઉં છું. તેને સંભાળજો, આપની પવિત્ર છાયા આપજો ! "

યોગિનીએ તે વાળ કાળીકામાતાનાં ચરણે ધર્યા અને પ્રાર્થના કરી લીધી. પ્રેમ માટે પ્રાણ અર્પણ કરવાના નિશ્ચયવાળી શક્તિ અને જગતનું ભલું ઇચ્છનાર યોગિની બંને અંધકારમય રજનીમાં બહાર નિકળી પડયાં.



## પ્રકરણ ૪૫ મું.

# પ્રેમનો અલૌકિક પ્રભાવ! સ્વર્ગવિહાર!

Love rules the court, the camp, the grove,
And men below, and saints above,
For love is heaven and heaven is love!

—*Sir W. Scott.*

"મહારાજા, મહારાજા," સન્યાસિનીએ ધીરે સ્વરે--બીજા કાને એ સ્વર ન પહોંચે એવી સાવધતાથી ગણેશને જાગ્રત કરવાનો યત્ન કર્યો.

ગણેશ ચમક્યો, નિદ્રામાંથી જાગૃત બન્યો અને એકદમ બોલી ઉઠયો, "નહિં શક્તિ, નહિં! હું કારાગૃહનો ત્યાગ નહિં કરૂં. મને વધારે લલચાવતી નહિ, સમજાવવાનો યત્ન કરતી નહિ!"

"વત્સ! શાંત! એ તો હું છું. હું તને મુક્ત કરવા માટે અહિં આવી છું."

રાજકુમારે યોગિનીને ઓળખી. હા! યોગિનીને હાથે મુક્તિ મેળવવામાં તેને કંઇ વાંધો ન્હોતો! મૌન ધારણ કરીને ધીરજ ધરીને તે તેનીજ રાહ જોઇ રહ્યો હતો. માતાજીની સૂચના અનુસાર તેણે વસ્ત્રો ધારણ કર્યાં.

વેષપલટો સંપૂર્ણ થતાં માતાજીએ દ્વાર ખખડાવ્યું. તરતજ દ્વાર ઉઘાડવામાં આવ્યું. ગણેશ અને માતાજી બંને બહાર નીકળી પડયાં, અને તે વજ્ર છાતીનો વજનદાર લોખંડી દરવાજો પુનઃ બંધ કરવામાં આવ્યો. મુદ્રિકાના પ્રતાપે રાજકુમાર અને યોગિની બંને નિર્વિઘ્ને કારાગૃહમાંથી છટકી ગયા અને મુકત બન્યાં.

અને જીવનું જોખમ ખેડીને એ મુક્તિ અપાવનાર શક્તિ? તે

તો કારાગૃહની કોટડીમાં એકલી પડી હતી. યોગિની સાથે દાખલ થઇને કોટડીના એક ખુણામાં તે લપાઇ છુપાઈને ઉભી રહી હતી. રખે ગણેશ તેને જોઇ જાય અને કરેલી મહેનત ધુળધાણી થાય એવી તેને ભીતિ હતી અને એ શંકાને લીધેજ તે શું બને છે તે આતુરતાથી સાંભળતી, જોતી, શરીરે કંપતી ઉભી હતી !

પ્રથમ જ્યારે ગણેશે ના પાડી ત્યારે તેના પેટમાં ફાળ પડી, પરંતુ માતાજીનું નામ સાંભળતાં તેની આજ્ઞાનો સ્વીકાર કરી ગણેશ જવાને તત્પર બન્યો ત્યારે તેના હર્ષનો પાર રહ્યો નહિં. તે જાય ત્યાંસુધી જરા પણ અવાજ કર્યા વગર તે સ્થિર ઉભી હતી. તેની પાછળ જ્યારે કોટડીનાં દ્વાર બંધ થયાં ત્યારે પોતાનું કાર્ય પાર પડેલું જોઇ તેણે છુટકારાનો દમ ખેંચ્યો.

તેનો આત્મા સંતુષ્ટ થયો. પોતાની ઉમેદ પાર પડી હતી, ગણેશ મુક્ત બન્યો હતો ! ઉન્નતહૃદયી શકિતનું આવુંજ વેર કે ? પ્રેમને માટે પ્રાણ વિસર્જન કરવા એનું નામ તે આ પવિત્ર આર્યબાળાના મનથી વેર ! ધન્ય છે શકિત તારા ઉદાર ચિત્તને ! ધન્ય છે તારી પ્રેમશકિતને !

વારંવાર તેને એમ લાગતું કે પોતાના જીવનમાં, હૃદયમાં ઉદ્ભવેલી એક પણ ઇચ્છા કદી પણ પરિપૂર્ણ થઇ નથી. પરંતુ છેવટે પ્રભુએ તેના ઉપર કૃપાદ્રષ્ટિ કરી હતી, અને અંતમાં તેની સર્વોત્તમ ઇચ્છા સફળ નિવડી હતી. આ ઇચ્છાની સફળતા તેને એટલી બધી પ્રિય લાગી કે તેથી ભુતકાળમાં ભગ્ન બનેલી તમામ આશાઓનો વ્યાજ સહિત બદલો વળી ગયો. તેનું હૃદય નિઃસીમ સુખશાંતી અને હર્ષથી ઇભરાઇ જવા લાગ્યું. તેણે સમર્થ જગતકર્તાનો અંતઃકરણપૂર્વક આભાર માન્યો, પ્રભુની અદ્‌ભુત લીલાનું હવે તેને ભાન થયું, પોતાના જીવનમાં ભોગવેલાં કષ્ટો તદ્દન નજીવા જણાયા. એ દુઃખો તો સર્વોત્તમ સુખપ્રાપ્તીનાં માર્ગદર્શક હતાં !

પવિત્ર ભાવનાથી પ્રેરાયલી પ્રેમમૂર્તિ જ્યાં ગણેશદેવ બંદીવાન તરીકે સુતો હતો ત્યાં આવી. કારાગૃહની કોટડીની કઠોર પાષાણુની ઠંડીગાર બનેલી જમીન ઉપર સુલ્તાનાના સુંદર શરીરને અંતે વિશ્રાંતી મળી. કયાં શક્તિનો ચંપકકળી સમાન સુકોમળ દેહ અને ક્યાં આ પથ્થરની ખુલ્લી જમીન ? કયાં બાદશાહી મહેલમાંની મશરૂની પુષ્પોથી મધમધતી સુંદર સુખશય્યા અને કયાં આ કુમળી કાયાને ખુંચે એવી કઠોર કઠણુ ઠંડી હીમ જેવી પાષાણુશય્યા ? છતાં પણુ આ સ્થળે પોતાનો પ્રિયત્તમ સુતો હતો ! એ સ્થળ—એ પાષાણુ બાદશાહની સુખ-શય્યા કરતાં વિશેષ પ્રિયકર જણાયાં. કારાગૃહમાં કકડતી ઠંડીમાં રાત્રીને સમયે જે જર્જરીત ધાબળી ગણેશ ઓઢતો હતો તે ધાબળી ત્યાં પડી હતી. પોતાનો પ્રેમી પોતાને માટે આ એક સ્મારક મુકી ગયો હોય તેમ તે ધાબળી પોતાના શરીરની આસપાસ શકિતએ વીંટાળી. બાદ-શાહી સુખશય્યા ઉપર જે શાંતિ તેણે કદી પણુ અનુભવી ન્હોતી તે શાંતિનો સાચો અનુભવ અત્યારે થયો. તેનો આત્મા એટલો બધો શાંત બન્યો કે તેને સર્વવ્યાપક પ્રભુ તરફ ભક્તિભાવ ઉત્પન્ન થયો. એકા-ગ્ર ચિત્તે તે તેના ગુણગાન કરવા લાગી.

“હે કરૂણાસિંધુ ! તું જગત ઉપર દયા વરસાવે છે, જેઓ તને ભજતા નથી તેમને પણ શુભાશિષ અર્પે છે ! હું તારી વિરૂદ્ધ બહુ બોલતી, તારી નિંદા કરતી, પરંતુ તું દયાળુ હોવાથી તેં તો મારા ઉપર કૃપાદ્રષ્ટિ રાખી છે ! મેં જે જે દુઃખો સહન કર્યાં—જે અશ્રુઓ મેં સાર્યાં તે ટીપેટીપે એકત્ર થયાં, અને તારી દયાથી હે સૃજનહાર ! તે સઘળાં સુખસાગરના સ્વરૂપમાં ફેરવાઇ ગયાં. હે કૃપાનિધાન ! આ અપરાધી પામર પ્રાણી ઉપર તું કૃપા અને આશીર્વાદના વરસાદ વર્ષાવે છે તો મારી એક વિશેષ વિનંતી ઉરે ધર, એક ખાસ ઇચ્છા પરિપૂર્ણ કર ! આ મધુર શાંતિનો ભંગ થાય તે પહેલાં આ જીવને જવા દે, હું આ તન્મય-તલ્લીન અવસ્થામાં છું ત્યાં સુધીમાં મૃત્યુને

અહિં મોકલી આપી આ દીન બાળાને તારે શરણે લે !"

એકાએક તેને ગણેશનો વિચાર આવ્યો. હવે એ વેરની ધુન ન્હોતી, એ ઉચ્છૃંખલતા ન્હોતી, એ ઉન્માદ ન્હોતો ! હવે તો સાત્વિક પ્રેમભક્તિની જ્યોત ઝળહળતી હતી. તેનાં અંતરચક્ષુ ગણેશનાં દર્શન કરી રહ્યાં હતાં. " ગણેશ ! વ્હાલા ગણેશ ! દોષ કોને દઉં ? દોષ આપણા કર્મનો ! આ ભવમાં આપનો પ્રેમ સંપાદન કરવા ભાગ્યશાળી નથી થઇ, પરંતુ આવતા ભવમાં તો જરૂર એ પ્રેમ મળવાનો. આપ મુક્ત બન્યા એ નજરે જોઇ હવે હું પ્રેમયજ્ઞમાં મારા દેહની આહુતિ અત્યંત હર્ષથી આપું છું. **ગણેશ ! ઓ વહાલા ગણેશ ! તમારા પ્રેમ માટે પ્રાણ વિસર્જન કરૂં છું !*** સુખી રહેજો રાજકુમાર, પ્રભુ આપને સુખશાંતિ બક્ષે ! પ્રભુ, ઓ જગદાધાર ! એમને સુખી કરજો, સકળ સૃષ્ટિમાં સુખ શાંતિ ભરજો."

પ્રેમનો કેવો અલૌકિક પ્રભાવ !

ધીરે ધીરે તેની તેજવંત પ્રતાપશાળી આંખો મિચાતી ગઇ, અને આકરી નિંદ્રાએ તેને ઘેરી લીધી. સ્વપ્નાવસ્થામાં દિવ્ય આનંદ, ઉત્કૃષ્ટ સુખ અને અગાધ શાંતિનો તેને અનુભવ થયો. દૂરથી વાંસળીનો મધુર નાદ તેના કાને પડયો, પોતાની બાલ્યાવસ્થાની ઝંખના કર્ણપ્રિય સ્વરથી સંભળાવા લાગી:—

**( કવ્વાલીના રાહે સવૈયા. )**

મારે તે શું જોઈયે, જ્યાં દિલ–
ઝૂલે મુજ પ્રિય મનહરણી !
મોજ ભર્યા સાગર પર, વેગે,
સરતી અમ વિહારતરણી !

એકવાર પુનઃ તે મહિપાળ સરોવરના તીરે આવેલી વૃક્ષવાટિકામાં વિહાર કરવા લાગી. રૂપેરી જળતરંગો ઉપર એક જળતરણી નૃત્ય કરી રહી હતી, અલ્પ સમયમાં પોતાનો બાલ્યાવસ્થાનો સખા

* જુઓ ચિત્ર.



'ગણેશ! ઓ વ્હાલા ગણેશ! તમારા પ્રેમ માટે પ્રાણ વિસર્જન કરૂં છું!'

ચિ.—શ્રી કલાનિધિ ] **પ્રેમ પ્રભાવ.** [ પૃ. ૩૦૭

અને પોતાના મનમંદિરની પ્રેમમૂર્તિ–રાજકુમાર ત્યાં આવી લાગ્યો, તેના કંઠમાં તાજાં બકુલ પુષ્પોની માળા લટકતી તેણે જોઈ, અને કર્ણપ્રિય મધુર બંસીનાદ વધારે અને વધારે નજદીક આવી વાતાવરણને ઘેરવા લાગ્યો, બંસીના દિવ્ય સ્વર સિવાય બીજું કંઈ સંભળાતું ન્હોતું:—

ધીરે ધીરે અમે વિહરિયે,
હાસ્યભરી રસતરંગિણી:
આમ તેમ હિંચકતે હૈયે,
ઉછળે ભરતી અમીસરણી !

(સાખી)

નભ ઘુમટ ચળકે શશી, ધીમેજ તરિયે જ્યાં–
નાની નૌકામાં ભરી, જગલક્ષ્મી મુજ ત્યાં:

આકાશમાં ચંદ્રિકા ખીલી રહી હતી, ધવલ ચંદ્ર પોતાની શીતળ તેજરશ્મીથી જગતને ચળકાવી રહ્યો હતો, દક્ષિણ દિશાનો પવન ચમ્પક પુષ્પોનો મધુર પમરાટ ફેલાવી રહ્યો હતો, બુલબુલના સુકંઠી ગાન વાતાવરણને ભેદતા હતા, તેવામાં પુનઃ બંસીનાદની ધુન મચી:—

દૂર દૂરના પેલે તીરે,
લોક, ફીકર, દિલસોજ કરે:–
"નાવિક. મોડી વેળ, આમ ક્યાં–
આ તોફાન મહીં વિચરે ?"

(સાખી)

એવે એને ભય, હસે—મુજદિલ, પુલકિત આંખ:
નાની મુજ નૌકા, વહે—સમય રૂપેરી પાંખ !
મારે તે શું જોઇયે, જ્યાં દિલ—
ઝૂલે મુજ પ્રિય મનહરણી !
મોજભર્યા સાગરપર વેગે,
સરતી અમ વિહારતરણી !

પોતાના સુખમાં વિઘ્ન નાંખનાર અહિં કોઇ નહોતું. માત્ર રાજકુમાર તેની સાથે હતો, અને તેઓના–આ પ્રેમમૂર્તિઓનાં દ્રઢ આત્મા ઉન્નત પ્રદેશ–જ્યાં મોહનું નામનિશાન નથી, જ્યાં જીવ પરમાત્મ સ્વરૂપમાં તન્મય બની જાય છે અને જ્યાં અનંત અખંડ–અમર શાંતિનું સામ્રાજ્ય ચાલે છે તેવી ઉચ્ચ ભૂમિકામાં વિચરવા લાગ્યા—સ્વર્ગવિહાર કરવા લાગ્યા. દૂરથી સ્વર્ગની અપ્સરાઓ કિંવા કિન્નરીઓ કોકિલ કંઠે પોતાને અતિ પ્રિય થઈ પડેલું ગાન ગાતી સંભળાઇઃ—

અમે વિચરિયે આગળ ત્યમ,
જીવન સુખ માનું મુજ સદ્‌ભાગ્ય :
અને લલિત તરણીમાં તરિયે,
ત્યમ પ્રિય તારા કરેજ હાસ્ય!
પુણ્ય મનોરથ મુજ સઉ પહોંચ્યા :
શૃંગ ગુફા ગજવે મુજ ગીત;
તરંગ નાચે ત્યમ, નાચે મુજ—
સુંદરતાનું નાવજ નિત્ય !
મારે તે શું જોઇયે, જ્યાં દિલ—
ઝુલે મુજ પ્રિય મનહરણી !
મોજ ભર્યાં સાગર પર, વેગે,
સરતી અમ વિહારતરણી !

તેનો આત્મા નિરંજન નિરાકારમાં મળી ગયો. પ્રેમીની હુંફમાં વિહાર કરતી, સ્વર્ગ સુખનો લ્હાવો લેતી, સ્વપ્નને અંતે તે અગાધ નિદ્રામાં પડી, નિદ્રા દેવીને શરણે ગઈ.

\+ + + +

પરંતુ આ શું? સાંભળો! આ કારાગૃહના દ્વારની બહાર અમાનુષી સ્વર શાનો સંભળાય છે? એ કાળી આકૃતિઓ કારાગૃહની કોટડીમાં પ્રવેશ કરે છે. તેમાંનો એક ધીમેથી બબડે છે, "બંદીવાન નિરાંતે ઘસઘસાટ ઉંઘે છે."



'ઓ નીચ. શયતાન! તેં આ શો જુલમ કર્યો? ઓહ! આ કોનું મસ્તક છે?'

**પ્રેમ પ્રભાવ.**

પ. ૩૧૧

ચિ.-શ્રી. કલાનિધિ.

"એ તો વળી ઘણુંજ સારૂં!" બીજો માણસ ઉત્તર આપે છે, "માણસમાં તાકાત હોય છે. જો આપણે તેને ઉંઘમાંજ પુરો કરી નાંખીયે તો તેની સાથે રકઝક કરવાની જરૂર નહિ રહે."

પ્રથમ બોલનારો ઘોર નાદ સંભળાયો, "આપ નામદાર બત્તી બહાર મુકીને દ્વાર આગળ ઉભા રહો. હું અંધકારમાંજ એ કામ પતાવી દઇશ."

આ શબ્દો જેને સંબોધીને કહેવાયા હતા તે શખ્સ બીજો કોઇ નહિ પણ કાળા કર્મનો કરનાર કુતૂબજ હતો! જ્યાં સુધી એ ઘોર કૃત્ય પૂરૂં થયું ત્યાં સુધી તે બહાર રાહ જોઈ ઉભો રહ્યો.

તરતજ ત્યાં સુલ્તાન દ્રશ્યમાન થયો. તેનું વર્તન દીવાના આદમી જેવું હતું. એ કુતૂબની રાહ જોઈ રહ્યો હતો, પરંતુ તેનાથી મનનો સંદેહ વધારે વાર સહન થઇ શકયો નહિં. છેવટે પોતાનો માન મર્તબો ભૂલી જઇને તે આ ભયંકર દૂતની પાછળ પાછળ કારાગૃહના દ્વાર પાસે આવી લાગ્યો. તેણે ત્રાડ મારી, "કુતૂબ, કુતૂબ, હજી મારા ફરમાનનો તેં અમલ કર્યો હોય એમ જણાતું નથી. કયાં છે તે કાફરનું માથું ? કયાં છે સુલ્તાના!"

ભયંકર–અઘોર કાર્ય થઈ ચૂકયું હતું. કારાગૃહની કાળી કોટડીમાંથી એક માણસ કપડાથી ઢાંકેલી એક વસ્તુ લઇને બહાર આવ્યો. કુતૂબે તે વસ્તુ પોતાના હાથમાં લીધી, ઉપરનું વસ્ત્ર કાઢી નાંખ્યું અને લોહીથી ખરડાયલું તે જયચિન્હ–ફતેહની નિશાની સુલ્તાનના હાથમાં આપતાં અધમ મનોવૃત્તિથી તે બોલ્યો, "આપ ગરીબપરવરે મંગાવેલું મસ્તક આ રહ્યું!"

ટપકતાં લોહીવાળા ચહેરા ઉપર બત્તીનો પ્રકાશ પડયો. સુલ્તાન ગાંડા માણસની માફક બૂમ પાડી ઉઠયો, **"ઓ નીચ, શયતાન! તેં આ શો જુલમ કર્યો? ઓહ! આ કોનું મસ્તક છે?"*** સુલ્તાનનું મગજ ચસકયું, તેને તમ્મર આવવા લાગ્યાં, મુર્છાગત બની તે ધરતી ઉપર ઢળી પડયો.

---

* જુઓ ચિત્ર.

# ઉપસંહાર.

સુલ્તાન ગ્યાસુદીનને શક્તિના મૃત્યુથી ચિત્તભ્રમ થયો, તેને ઉન્માદાવસ્થા લાગુ પડી, એ ઘેલછામાં તે કંઈ કંઇ અવિચારી કૃત્યો કરવા લાગ્યો.

કાળા કર્મના કરનાર કુતૂબને ' લેને ગઇ પુત ઓર ખો આઈ ખસમ ' જેવું થયું. તેને ' હાથનાં કર્યાં હૈયે વાગ્યાં. ' આ કળજુગ નહિં પણ કરજુગ છે—કરો તેવું પામો—આ સિદ્ધાંતોનો તેને સાક્ષાત્કાર થયો. જે સુલ્તાન તેના પગને પૂજતો હતો તેજ સુલ્તાનના કોપનો તે ભોગ થઈ પડયો.

કપટી કુતૂબ, નિર્દોષ શાહઝાદો સાહેબુદીન, કારાગૃહના રક્ષકો: એ સર્વને સુલ્તાનના હુકમથી મારી નાંખવામાં આવ્યા, કંઈ પણ ભેદ રાખ્યા વિના અવિચારીપણે પ્રજાજનોની કત્લ શરૂ થઈ, સર્વ કોઇ પોતાનો જીવ બચાવવાની ફીકરમાં પડયા.

પુષ્કળ લોકો દિનાજપુરના મહારાજાના પક્ષમાં ભળી ગયા. કેટલાક છુપી રીતે અને કેટલાક હિમ્મતથી જાહેર રીતે બહાર પડયા હતા. સુલ્તાન ગ્યાસુદીન ગણેશદેવની સાથે યુદ્ધમાં ઉતર્યો. કેટલીક મારામારી અને કાપાકાપી થયા પછી, યુદ્ધભૂમિને રક્તથી સંતોષ્યા પછી, ગણેશદેવ રણસંગ્રામમાં વિજેતા બન્યો. સુલ્તાન પરાજય પામ્યો. તેનો સંહાર થયો.

હિન્દુ અને મુસલમાનોએ એકત્ર થઇ ગણેશદેવને રાજ્યાસને બેસાડયો. બંગાળાના ઇતિહાસમાં એક અપૂર્વ બનાવ બનવા પામ્યો. એક હિંદુ રાજા મુસલમાન તખ્તનો અધિકારી બન્યો.

શક્તિના મૃત્યુથી જેનું જીવન સદાને માટે સુખમય બન્યું હતું તે નિરૂપમા હવે શક્તિના મૃત્યુથી ખાલી પડેલા રાજ્યાસન ઉપર

વિરાજતી હતી. તે બંગદેશની અધિષ્ટાત્રી-મહારાણી બની હતી. શક્તિના ઉદ્યાનમાં એજ પુષ્પો ખીલી રહ્યાં હતાં, એજ પક્ષિઓ મધુર ગાન ગાઇ રહ્યાં હતાં અને એજ સંધ્યા સમયની સમીર લહરીઓ ભેદી નાદ ઉપજાવી રહી હતી, પરંતુ શક્તિમૈયા-દમામદાર સુલ્તાના આ સૌંદર્યભુવનને હવે શોભાવતી ન્હોતી! નાજુક મહા-રાણી નિરૂપમા પોતાના પતિ જેને તે બાલ્યાવસ્થાની કોમળતાથી અહોનીશ વળગી રહેતી તેની સાથે પૂર્ણિમાની ઉજ્વળ ચંદ્રિકામાં આ ઉદ્યાનમાં પ્રેમકેલી કરતી બેસતી હતી.

બાળ રાજકુમાર જાદવદેવ પોતાની માતા પાસે આવ્યો. તેણે એક નાની બાળાનો હાથ ઝાલ્યો હતો. બાળા રીસાળ અને વ્યગ્ર હતી. કુમાર બોલ્યો, "માતા, હું જ્યારે મોટો થઇશને, ત્યારે આ શાહજાદી ગુલબહારને પરણીશ!" તે શાહજાદીને લાડ લડાવવા લાગ્યો અને તેને ફોસલાવતો પટાવતો હોય તેમ ધીમેથી તેના કાનમાં કહ્યું, "રડ નહિં, ગુલબહાર, રડ નહિં, તું તો મારી રાણી છે! જો હું તારે માટે થોડાંક ફૂલ લઇ આવીશ."

પોતાના પુત્રના વચનથી નિરૂપમા ગુસ્સે થઇ અને બોલી, "બેટા, એમ ન બોલાય હો! તને ખબર નથી કે એ તો મુસ-લમાન છે?"

સંન્યાસિની તે વખતે ત્યાંજ ઉભાં હતાં. તેમણે કહ્યું. "એ બાળાનો એવી રીતે તીરસ્કાર ન કર, નિરૂપમા! તમારે ખ્યાલમાં રાખવાનું છે કે તેની માતાએ તમારા સર્વના જીવ બચાવવા માટે પોતાનો પ્રાણ અર્પણ કર્યો છે!"

ગણેશદેવે દીર્ઘ નિશ્વાસ મૂકયો, તે બાળાને ઉપાડી લઇને પોતાના ખોળામાં બેસાડી, અને હેતથી તેને ચુંબન કર્યું. બાળકોની રમતના આ નિર્દોષ પ્રસંગને નિરૂપમા શંકા અને ભયની નજરે નિહાળવા લાગી. માળી પાસેથી જાદવદેવને એક પુષ્પહાર મળ્યો

હતો, તે તેણે આ નાની બાળાના કંઠમાં પહેરાવ્યો અને કહ્યું, "શાહજાદી, તું મારી રાણી છે. હું તારી સાથે લગ્ન કરીશ."

એવો પણ સમય આવી લાગ્યો કે જ્યારે નિરૂપમાની શંકા અને ભય સત્ય નિવડયાં. કુમારે પોતાની બાળવયની પ્રતિજ્ઞા પાળી. શક્તિનો શ્રાપ ફળીભુત થયો. જાદવદેવ યુવાસ્થાએ પહોંચતાં મુસલમાન બન્યો, અને ગુલબહારને–એનોવરીલાલના વંશજને પોતાની પત્ની બનાવી. પ્રેમી પાત્રોના સંતાનો એક બીજાની સાથે પ્રેમથી જોડાયાં. જાદવદેવનું નામ બંગાળાના સુલ્તાન જલાલુદ્દીન તરીકે ઇતિહાસ પૃષ્ઠ પર અંકિત થયું છે.

**પ્રેમનો કેવો અલૌકિક પ્રભાવ!**



છપાય છે ! છપાય છે !!

' વીરની વાતો 'ના લેખક શ્રી. અડાલજાની લખેલી

# વીરાંગનાની વાતો

'વીરની વાતો' જેવીજ



' વીરની વાતો 'ને પણ ભૂલાવી દે તેવી

વીરરસથી ભરપૂર વાતો :

ત્રીરંગી અને રંગબેરંગી ભાવભર્યા

ચિત્તાકર્ષક સંખ્યાબંધ ચિત્રો :

પાકું પુઠું અને અનુપમ રૂપરંગ સાથે

**થોડાજ સમયમાં પ્રગટ થશે !**

**કિં. રૂ. ૩: પો. જુદું.**

પાછળથી નિરાશ ન થવું પડે માટે હમણાંજ નામ નોંધાવો.

લખો:—**ટી. પી. અડાલજા**, કોઠી પાસે, **વડોદરા**

[ મુંબઈમાં—આર. આર. શેઠની કું. પ્રીન્સેસ સ્ટ્રીટ. ]

# વીરની વાતો વિષે
# વાંચકો શું કહે છે?

'પુસ્તકો ઘણી રસિક ઢબમાં લખાયેલ છે, તેમજ ભાષા અને વસ્તુસંગ્રહ પણ ઉત્તમ પ્રતિના છે.'

—**રતીલાલ જી. મહેતા.**
હેડમાસ્તર, આલફ્રેડ હાઇસ્કુલ, **રાજકોટ.**

'આપની **વીરની** વાતોના ત્રણે પુસ્તકો મનરંજન કરે તેવાં છે. તે જેના ઘરમાં અગર લાયબ્રેરીઓમાં હશે ત્યાં તે પુસ્તકોએ અજવાળું કર્યું હશે એવી મારી માન્યતા છે. તેથી સર્વ કોઇને આપનાં પુસ્તકો ખાસ ખરીદવા હું સૂચવું છું.'

—**રાણાશ્રી ભાવસિંહજી ધીરસિંહજી**
કકુ (કાઠિયાવાડ).

'**વીરની વાતો**ના ત્રણે પુસ્તકો મેં વાંચ્યા છે તે મને ઘણાજ પસંદ પડયા છે. ચોથા પુસ્તકની રાહ જોઉં છું.

**નાથાલાલ સો. શાહ**
આનંદસાગર પ્રી. પ્રેસ, **નવસારી.**

'મેં ઘણી નૉવેલો વાંચી છે ને તેવાં પુસ્તકો મારી પાસે ૧૦૦૦–૧૨૦૦ છે તે બધાં પુસ્તકો કરતાં આપનાં વીરની વાતો ભાગ ૧ તથા ૨ વધારે સારાં અને વાંચવાલાયક બોધ લેવા જેવાં છે.'

—**વલ્લભદાસ પુરુષોત્તમ**
**શંકરપલ્લી** (નીઝામ રેલ્વે).

'વાંચવાનું શરૂ કર્યું એટલે તે પુરૂં કરી લીધા પછીજ ફરવા જવાનું મન થતું.'

**રામજી પાંચા કન્ટ્રાકટર.**
કીદર પોર, **કલકત્તા.**

## તૈયાર છે !

# અતિ લોકપ્રિય




☞ એ માટે વાંચકો અને વર્તમાનપત્રોએ ઉત્તમ અભિપ્રાયો આપ્યા છે, જેમાંના થોડાક માટે જુઓ પાછળનું પૃષ્ઠ.